સ્વ. શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલ આશ્રિત તથા
સ્મારક "હિન્દુગૌરવ ગ્રંથમાળા" પંચમ પુષ્પ

# દમ્પતીશાસ્ત્ર

અથવા

# લગ્નની સફળતા તથા નિષ્ફળતાનો વિચાર

## પ્રથમ ખણ્ડ



ગૃહલક્ષ્મી અને કુલદીપક-લગ્નની સફળતા

પ્રયોજક
ઠક્કુર નારાયણ વિસનજી

મૂલ્ય રૂ. ૨-૦-૦

## 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'નાં પ્રકટ થઇ ગયેલાં પુષ્પો (ગ્રંથો)

'હિન્દુગૌરવ ગ્રંથમાળા'ના ઉત્પાદક તથા પોષક



**સ્વ૦ શેઠ શ્રી મનસુખલાલ છગનલાલ શેરદલાલ.**

જન્મ: સંવત ૧૯૬૭, વૈશાખ. શુક્લા અષ્ટમી

સ્વર્ગવાસ: સં. ૧૯૮૬, વૈશાખ. શુક્લા પ્રતિપદા

(તા. ૨૮ મી એપ્રિલ ૧૯૩૦. મંગળવાર)

સ્વ શેઠ મનસુખલાલ છગનલાલ શેરલાલ આશ્રિત તથા
સ્મારક 'હિન્દુગૌરવ ગ્રંથમાળા' ચતુર્થ પુષ્પ

# દમ્પતીશાસ્ત્ર

અથવા

## લગ્નની સફળતા તથા નિષ્ફળતાનો વિચાર

પ્રથમ ખણ્ડ


પ્રયોજક

ઠક્કુર નારાયણ વિસનજી


"If you would have the nuptial union last,
Let virtue be the bond that ties it fast." *Rowe.*

" જો પોતાની વૈવાહિક સંલગ્નતા ( દાંપત્ય સંબંધ ) ને અન્ત પર્યન્ત દૃઢ રાખવાની જ તમારી આકાંક્ષા હોય, તો સદ્ગુણરજ્જુ-વડે જ વૈવાહિક સંલગ્નતાને તમો દૃઢતાથી બાંધીને જકડી રાખો. " રો.


પ્રથમ સંસ્કરણ

વિક્રમાર્ક ૧૯૮૭ ] [ ઈ. સ. ૧૯૩૧

મૂલ્ય રૂ. ૨-૦-૦

પ્રકાશક
ઠક્કુર નારાયણ વિસનજી
'હિન્દુગૌરવ ગ્રંથમાળા' કાર્યાલય,
નં. ૧૦૦, બજારગેટ, સ્ટ્રીટ, કોટ,
મુંબઇ







મુદ્રકો

(૧) પૃષ્ઠ ૧ થી ૯૬ સુધીના મુદ્રક
ચિમનલાલ ઇશ્વરલાલ મહેતા,
'વસન્ત' મુદ્રણાલય;
ઘીકાંટા રોડ,—અમદાવાદ

(૨) પૃષ્ઠ ૯૭ થી ૨૨૪ સુધીના મુદ્રક
મણિલાલ ઇચ્છારામ દેશાઇ
'ન્યૂસ' પ્રિન્ટિંગ પ્રેસ
કાળા ઘોડા, એક-હાઉસ લેન,
કોટ,—મુંબઇ

(૩) મુખપૃષ્ઠ, ગ્રંથોત્સર્ગ, ભૂમિકા તથા
અનુક્રમણિકા આદિક ૪૮ પૃષ્ઠના
મુદ્રક ચિમનલાલ ઇશ્વરલાલ મહેતા
'વસન્ત' મુદ્રણાલય;
ઘીકાંટા રોડ,—અમદાવાદ

ઠક્કુર નારાયણ વિસનજીનાં ધર્મપત્ની



અખંડ સૌ. રાધાદેવી

વય વર્ષ ૪૦

# ગ્રંથોત્સર્ગ

જીવનસહચરી સુગૃહિણી રાધાદેવી,

બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યસ્ત એ ચાર આશ્રમોમાંના 'ગૃહસ્થાશ્રમ'-નામક દ્વિતીય આશ્રમને અન્ય ત્રણ આશ્રમો કરતાં એટલામાટે અધિક ઉત્તમ અથવા શ્રેષ્ઠતમ માનવામાં આવ્યો છે કે તે ત્રણે આશ્રમોના અસ્તિત્વ તથા ઉત્કર્ષનો આધાર ગૃહસ્થાશ્રમ ઉપર જ રહેલો છે અને એ સર્વોત્કૃષ્ટ ગૃહસ્થાશ્રમ અથવા વૈવાહિક જીવનની સંપૂર્ણ સફળતા તથા સ્વર્ગીયતાનો આધાર ગૃહિણીના ગુણગાંભીર્ય ઉપર રહેલો હોવાથી જ આપણા હિન્દુધર્મશાસ્ત્ર પ્રણેતાઓએ ગૃહિણીના ગૌરવને દર્શાવતાં આવા પ્રકારના સત્ય ઉદ્ગારો કાઢેલા છે કેઃ 'ગૃહ પોતે ગૃહ નહિ; કિન્તુ ગૃહિણી જ ગૃહ મનાય છે અને તેટલામાટે ગૃહિણી વિનાનું ગૃહ અરણ્ય કરતાં પણ અધમ હોય છે.* સારાંશ કે, જો સૂક્ષ્મ વિચાર

* ધર્મશાસ્ત્રોમાંના સ્ત્રીગૌરવ કિંવા ગૃહિણીગૌરવ વિષયક વિશેષ પ્રમાણોમાટે જુઓ આ ગ્રંથનાં પૃષ્ઠ ૨૦૨, ૨૦૩, ૨૦૪, ૨૦૫, ૨૦૬, ૨૦૭ અને ૨૦૮.

કરવામાં આવે, તો ગૃહસ્થાશ્રમની સફળતામાં જ સમસ્ત સંસારની સ્વર્ગીયતા સમાયલી હોવાથી અને ગૃહસ્થાશ્રમની સફળતાનો ગૃહિણીની ગુણવત્તામાં જ સમાવેશ થયેલો હોવાથી સત્ય સંસારસુખ કિંવા સંસારની સ્વર્ગીયતાનું જો કોઇ પણ આદિ કારણ અથવા સાધન હોય તો તે ગુણવતી ગૃહિણી જ છે અને તેટલામાટે જ જેમાં લગ્ન અથવા ગૃહસ્થાશ્રમની સફળતાનો યથાશક્ય સંપૂર્ણ વિચાર કરવામાં આવ્યો છે તે પ્રસ્તુત 'દમ્પતીશાસ્ત્ર અથવા લગ્નની સફળતા તથા નિષ્ફળતાનો વિચાર' નામક ગૃહસ્થાશ્રમની સફળતાના માર્ગ તથા સંસારને સ્વર્ગીય બનાવવાના ઉપાયોને દર્શાવનાર ગ્રંથના પ્રથમાર્દ્ધ ભાગને મારી જીવન સહચરી સુગૃહિણી તરીકે તારા કર કમળમાં સમર્પવાનું જ હું ઉચિત ધારૂં છું.

તારો એકનિષ્ઠ જીવનસખા

ઠક્કુર નારાયણ વિસનજી,

ગ્રંથકાર.



# ભૂમિકા

"Marrige is a tie which hope makes beautiful, which happiness preserves, and which misfortune strengthens."*

**Alibert** (1767-1831)

"Marriage hath in it less of beauty and more care but less danger; it is more merry and more sad; it is fuller of sorrows and fuller of joys." ×

**Jeremy Taylor—25 Sermons (No 17)**

આપણા અસીમ બુદ્ધિમાન્, અદ્વિતીય વિદ્વાન્ તથા અત્યંત સૂક્ષ્મવિચારશીલ આર્ય અથવા હિન્દુ પૂર્વજોએ આપણી હિન્દુજાતિની લગ્નસંસ્થાના પાયાને જેટલો ઊંડો તથા જેટલો મજબૂત નાખેલો છે તેટલો ઊંડો તથા તેટલો મજબૂત નખાયલો હોય તેવો આ વિશાળ વિશ્વની અન્ય કોઈ પણ સંસ્થાનો પાયો આપણા જોવામાં નથી જ આવી શકતો. અર્થાત્ આપણી સનાતન વૈદિક

---

* "લગ્ન એક એવા પ્રકારનું બંધન છે કે જે આશાના યોગે સુંદરતાને પ્રાપ્ત કરતું રહે છે, સુખના યોગે સુરક્ષિત રહ્યા કરે છે અને દુઃખ કિંવા વિપત્તિના યોગે અધિકાધિક સુદૃઢ થતું રહે છે." **ઍલિબર્ટ** (૧૭૬૭-૧૮૩૧).

× "અવિવાહિત જીવન કરતાં વિવાહિત જીવનમાં સુંદરતાનો અંશ અલ્પ હોઇને સુરક્ષિતતાનો અંશ અધિક છે; ચિન્તાની માત્રા વિપુલ હોઇને ભયની માત્રા ઘણી જ ઓછી છે; વિવાહિત જીવનમાં જેટલી અધિકતા આનંદની છે તેટલી જ અધિકતા વિષાદની પણ છે (અર્થાત્ વિવાહિત જીવન આનંદ તથા વિષાદના મિશ્રણરૂપ છે) અને વિવાહ એક એવા પ્રકારનું પાત્ર છે કે જેમાં શોકો તથા ઉલ્લાસો બન્ને છલોછલ ભરેલા છે." **જેરેમી ટેલર્—૨૫ ઉપદેશો (નં. ૧૭)**

ધર્માવલંબિની હિન્દુજાતિની લગ્નસંસ્થા વિશ્વની અન્ય સર્વ લગ્નસંસ્થાઓ કરતાં જેટલી વિશેષ પાયાશુદ્ધ તથા દઢ છે તેટલી જ વિશેષ ચિરસ્થાયિની, વિશેષ ઉન્નત તથા વિશેષ ઉદાત્ત છે અને તેનું પ્રધાન કારણ એ છે કે આપણી હિન્દુજાતિની લગ્નસંસ્થામાં અથવા સ્ત્રી તથા પુરુષના શારીરિક સંબંધમાં કેવળ શારીરિક વિકારની કિંવા એક પ્રકારની આસુરી લાલસાની સામયિક તૃપ્તિનો અધમાધમ આશય નથી સમાયલો; કિન્તુ સંસાર સાથે ન્યૂન કિંવા અધિક સંબંધ ધરાવનારાં સમસ્ત સુખોની પ્રાપ્તિનો; ધર્મ, અર્થ તથા કામ એ ત્રિવર્ગ અથવા ત્રણે પુરુષાર્થોની સંપૂર્ણ સિદ્ધિને મેળવી લેવાનો; ઇષ્ટ મિત્ર, અતિથિ, અભ્યાગત, પશુ તથા પક્ષી; માત્ર એટલું જ નહિ, પણ નિજ નિજ કર્મમાં બદ્ધ રહીને આ પૃથ્વીતલપર સંચરતા પિપીલિકા આદિક અત્યન્ત સૂક્ષ્મ કીટકોને પણ યથાશક્ય સુખ સમર્પવાનો; વેદવિહિત યજ્ઞ યાગ આદિક મહાપુણ્યકર્મોના સંપાદનનો; સારાંશ કે, ધર્મ તથા પ્રજા (સંતાનો)ની અભિવૃદ્ધિ કરીને પુત્ નામક નરકની યંત્રણાથી મુક્ત થવાનો અને ઉભય કુળનાં બાર બાર પિતૃઓને ઉદ્ધારવાનો મહાપવિત્ર, અત્યંત ઉદાત્ત તથા અનન્ય ઉત્કૃષ્ટ આશય સમાયલો છે. આ લોકોત્તર આશય અથવા ઉદ્દેશમાં જ હિન્દુજાતિનાં સ્ત્રી તથા પુરુષના લગ્નસંબંધની આવશ્યક્તાનો સમાવેશ થયેલો છે. આ અલૌકિક આશય અથવા ઉદ્દેશની સિદ્ધિ અથવા પૂર્તિ એ જ હિન્દુઓના લગ્નનો કરાર છે અને એ જ હિન્દુજાતિનાં વર તથા વધૂની સ્વર્ગીય તથા સન્માન્ય સંમતિ છે. કિંબહુના આપણી હિન્દુજાતિની લગ્નસંસ્થાનો સમસ્ત મર્મ તથા સાર આટલામાં જ આવી જાય છે. આવા પ્રકારના પવિત્રતમ કરાર તથા આવા પ્રકારની સ્વર્ગીય સંમતિથી સ્ત્રી તથા પુરુષનો થયેલો લગ્નસંબંધ એટલી અકલ્પનીય સીમા પર્યન્ત બલાઢ્ય કિંવા બલવત્તર થઈ જાય છે કે અલ્પ સ્વલ્પ કારણથી અન્યાન્ય જાતિયોના લગ્નસંબંધ પ્રમાણે તેને કદાપિ નથી જ તોડી શકાતો અને તેથી જ આપણી હિન્દુજાતિની વૈદિકધર્મવિધિવિભૂષિતા લગ્નસંસ્થા

અત્યારના વિપરીત યુગ તથા વિપરીત સંયોગોમાં પણ પોતાની એકાકિની તથા સ્વતંત્ર શ્રેષ્ઠતાને બહુ અંશે સુરક્ષિત રાખી રહી છે અને સમસ્ત સંસારને પોતાના અશ્રુતપૂર્વ ગૌરવનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવી રહી છે.

અનેક બુદ્ધિમાન્ પાશ્ચાત્ય ગ્રંથકારોએ લગ્નસંસ્થાના સંબંધમાં વિચારપૂર્વક અનેક પ્રકારનાં સંશોધનો કરીને લગ્નની વ્યાખ્યા, આવશ્યકતા તથા વિશ્વવ્યાપિકા લગ્નસંસ્થાની પૂર્વપીઠિકાનું જે નિરૂપણ ભિન્નભિન્ન ગ્રંથોમાં કરેલું છે તે એ છે કે: સ્ત્રી તથા પુરુષ એ માનવજાતિનાં બે વિભક્ત અંગો જ છે અને તેથી તેમની શારિરીક અપેક્ષાઓ પૂરી થઈ જાય, તેમનામાં સંપૂર્ણ નીતિમત્તાનો આવિર્ભાવ થાય, તેઓ પોતાના સંસારવ્યવહારને સરળતા તથા ઉત્તમતાથી નિરંતર ચલાવતાં રહે, તેમ જ અનેક સામાજિક તથા ધાર્મિક કાર્યોમાં તેમને એકબીજાની આવશ્યક સહાયતા જ્યારે જોઇએ ત્યારે તત્કાળ મળતી રહે એટલામાટે સ્ત્રી તથા પુરુષ એ ઉભય વિભક્ત અંગોના સંયોગની આવશ્યકતા સર્વથા અનિવાર્ય છે અને તેથી રૂઢિ તથા શાસ્ત્રના અનુરોધથી સ્ત્રી તથા પુરુષનો જે સંયોગ કરવામાં આવે છે તેને જ આપણે વિવાહ, લગ્ન, ઉદ્વાહ અથવા શરીરસંબંધ આદિક નામોવડે ઓળખીએ છીએ. લગ્ન બાલ્યકાળથી આરંભીને વૃદ્ધાવસ્થા પર્યન્ત ગૃહ સાથે સંબંધ ધરાવનારાં પ્રત્યેક પ્રકારનાં સુખોને મેળવવાનું એક ઉત્કૃષ્ટ સાધન છે. માનવજાતિની સુરક્ષિતતા, માનવજાતિના વંશની અભિવૃદ્ધિ અને તેમના યોગે થનારા માનવજાતિના કલ્યાણમાટે સ્ત્રીઓ તથા પુરુષોએ પરસ્પર લગ્નસંબંધ અથવા શરીરસંબંધ કરવો જ જોઇએ; કારણ કે, લગ્નસંબંધના યોગે સ્ત્રી તથા પુરુષ ઉભયને અત્યન્ત મહત્ત્વમય અધિકારો પ્રાપ્ત થઈ જાય છે; નિર્બળ જનો નીચ મનાતા દાસ્યબંધનથી મુક્ત થાય છે અને ધીમે ધીમે સ્વાતંત્ર્યગિરિના ઉચ્ચતમ શિખર ઉપર પહોંચાડનારાં સોપાનો ઉપર તેઓ ચઢવા માંડે છે. અર્થાત્ લગ્નની આ વ્યાખ્યાથી લગ્નસંસ્થા

અથવા લગ્નસંબંધ માનવજાતિમાટે કેટલી સીમા પર્યન્ત મહત્ત્વશીલ તથા આવશ્યક છે એની આપણાથી તત્કાળ યથાર્થ કલ્પના કરી શકાય તેમ છે.

હવે, સ્ત્રી તથા પુરુષનો આવા પ્રકારનો શરીરસંબંધ પ્રાચીન કાળમાં કેવી રીતે થતો હતો અથવા કરવામાં આવતો હતો; ત્યાર પછી માનવજાતિની સુધારણા, સંસ્કૃતિ કિંવા સભ્યતાની જેમ જેમ અભિવૃદ્ધિ કિંવા પ્રગતિ થતી ગઈ અને તેના પ્રકાશથી અજ્ઞાનાંધકારનો જેમ જેમ અધિકાધિક લોપ થતો ગયો તેમ તેમ એ શારીરિક સંબંધના પ્રકાર કિંવા સ્વરૂપમાં શાં શાં પરિવર્તનો થયાં તેમ જ થતાં રહ્યાં છે એ વિષયના સંબંધમાં પાશ્ચાત્ય ( યુરોપીયન ) ગ્રંથકારોએ પોતાના જે વિચારો દર્શાવ્યા છે તે એ છે કે: અત્યંત પ્રાચીનકાળમાં વિવાહવિધિ જેવી કોઈ પણ વસ્તુ અસ્તિત્વ ધરાવતી જ ન હોતી. સ્ત્રીઓ ગમે તે પુરુષો સાથે અને પુરુષો ગમે તે સ્ત્રીઓ સાથે, હૃદયમાં કોઈ પણ પ્રકારના ભેદભાવ અથવા ભેદાભેદને સ્થાન ન આપતાં, દાંપત્ય વ્યવહાર કર્યા કરતાં હતાં. સારાંશ કે, તે અત્યંત પ્રાચીનકાળના સંબંધમાં માત્ર એટલું જ કહી શકાય તેમ છે કે તે સમયમાં અનિયમિત જાતિવિવાહનો પ્રચાર હતો. અહીં ' જાતિ-વિવાહ 'માં અંગ્રેજી ' Tribe ' શબ્દના અર્થને દર્શાવવામાટે ' જાતિ ' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે એટલે ' જાતિ ' શબ્દના ' રાષ્ટ્ર ' આદિક અન્ય અર્થોને અહીં સ્વીકારવાના નથી. અર્થાત્ તે સમયમાં સ્ત્રીઓ તથા પુરુષોનો આવો બંધનહીન સ્વચ્છંદ શરીરસંબંધ થતો હોવાથી અમુક બાળક અથવા બાલિકાનો જનક—જન્મદાતા પિતા—અમુક એક જ પુરુષ છે, એવા પ્રકારનો નિશ્ચયાત્મક ઉલ્લેખ કોઇથી પણ કરી શકાય તેવી પરિસ્થિતિ હતી જ નહિ અને તે આ અનિયમિત જાતિવિવાહનું જ સ્વાભાવિક પરિણામ હતું. આવા પ્રકારની પરિસ્થિતિ હોવાથી સંતાનોના પાલનપોષણ આદિકનો ભાર એકલી સ્ત્રીઓના શિરપર જ આવી પડતો હતો અને એ ભાર તે સ્ત્રીઓથી પર્યાપ્ત

પરિમાણમાં ઊપાડી શકાતો ન હોતો: કારણ કે, સ્ત્રીઓના નિયત સ્વામીઓ કોઈ પણ ન હોવાથી ઉદરનિર્વાહનો ભાર પણ તેમના પોતાના જ શિર પર રહેલો હતો એટલે પછી ઉદરનિર્વાહ તથા સંતાનોનાં પાલનપોષણ એ ઉભય પ્રકારના ભાર અસહ્ય થઈ પડવાથી સ્ત્રીઓ અકાળ મરણને વશ થવા લાગી. આ અનિયમિત શરીર-સંબંધનું પુરુષોને જે દુષ્પરિણામ ભોગવવું પડતું હતું તે એ હતું કે તેમને ગૃહકાર્યોમાં સ્ત્રીઓની સહાયતાની જે અનિવાર્ય આવશ્યકતા હતી તે તેમની અનિવાર્ય આવશ્યકતા સ્ત્રીઓની સહાયતા ન મળવાથી કદાપિ પૂર્ણ થઈ શકતી ન હોતી. આ દુષ્પરિણામનું કારણ કેટલાક પુરુષોના જાણવામાં આવી જતાં તેઓ સ્ત્રીઓ સાથે અમુક કાળ પર્યન્તનો નિયત સંબંધ રાખવા લાગ્યા અને એવા પ્રકારના નિયત સંબંધને રાખવામાટે તે પુરુષોને કોઈ કોઈ વાર પોતાના શારીરિક બળનો પણ ઉપયોગ કરવો પડતો હતો. ત્યાર પછી સ્ત્રી તથા પુરુષના આવા દીર્ઘ સંબંધની ઉપયુક્તતા તથા મહત્તા જેમ જેમ અધિકાધિક પરિમાણમાં લોકોના જાણવામાં આવતી ગઈ અને તેની લાભદાયકતાનો જેમ જેમ તેમના હૃદયમાં નિશ્ચય થતો ગયો તેમ તેમ સ્ત્રી તથા પુરુષનો આવો દીર્ઘ સંબંધ અધિકાધિક પરિમાણમાં પ્રચારમાં આવતો ગયો. છતાં પણ અનિયમિત જાતિવિવાહ કરનારાં સ્ત્રીપુરુષોની સંખ્યા અતિશય વિશાળ હોવાથી તે લોકોને તો એ અનિયમિત વિવાહનાં દુષ્પરિણામો ભોગવવાં જ પડતાં હતાં. અર્થાત્ જ્યારે જ્યારે દુષ્કાળનો પ્રસંગ આવી લાગતાં અન્ન આદિક જીવન-રક્ષક પદાર્થો અપ્રાપ્ય થઈ જતા હતા ત્યારે ત્યારે અનિયમિત વિવાહસંબંધને અનુસરનારી સ્ત્રીઓમાટે પોતાના ચરિતાર્થને ચલાવવાનું કાર્ય અતિશય કઠિન તથા દુઃખદાયક થઈ પડતું હતું. આ કારણથી નારીજાતિના જીવનની આવી અસારતાને અનુભવીને નારીજાતિને આવાં દુઃખોથી બચાવવામાટે સ્ત્રીઓએ પોતાના ઉદરથી જન્મતી કન્યાઓને મારી નાખવાના માર્ગ અથવા ઉપાયને શોધી

કાઢ્યો ! આનું જે નૈસર્ગિક પરિણામ થવું જોઇએ તે જ થયું અને તે એ કે સ્ત્રીઓની સંખ્યા ભયંકર સ્વરૂપમાં ઘટવા લાગી ગઈ અને એક સ્ત્રીમાટે અનેક પતિયોને સ્વીકારવાનો અવસર અથવા પ્રસંગ આવી લાગ્યો. અનિયમિત જાતિવિવાહમાં સુધારણા કિંવા પરિવર્તનનું આ પ્રથમ સોપાન હતું એમ જ કહી શકાય; કારણ કે, જ્યાં એક સ્ત્રીના અનેક પતિ હોય છે ત્યાં સંતાનોના જન્મદાતા પિતા તરીકે તેના કયા પતિને ઓળખાવવો એનો કશો પણ નિર્ણયાત્મક નિશ્ચય કરી શકાતો ન હોવાથી સ્વાભાવિક જ દાયાદ તરીકેના અધિકારો ( વારસાના હક્કો ) સ્ત્રીને જ પ્રાપ્ત થઈ જાય છે. આ રહસ્ય જ્યારે પુરુષોના જાણવામાં આવી ગયું ત્યારે એ અધિકારો તેમને પોતાને જ પ્રાપ્ત થતા રહે એટલામાટે એક જાતિ ( સમુદાય )ના પુરુષો અન્ય જાતિ ( સમુદાય )ની સ્ત્રીઓને હરી અથવા બળાત્કારથી ઊપાડી લાવવાના કાર્યમાં પ્રવૃત્ત થવા લાગ્યા. ત્યારપછી ઉપર દર્શાવાયલી પદ્ધતિમાંની અનિશ્ચિતતાને કેટલેક અંશે દૂર કરીને વારસાના અધિકારો પુરુષજાતિને મળતા રહે અને તે અધિકારો કાંઇક પણ નિયમિત હોય તો સારૂં, એવા પ્રકારની ભાવનાનો ઉદ્‌ભવ થતાં અનેક બંધુઓએ એક જ સ્ત્રી સાથે લગ્ન કરવાની પ્રથાને આરંભી દીધી, અને તેના યોગે પ્રથમતઃ પોતાની જ જાતિ ( સમુદાય )માંની કન્યાને નિશ્ચિત કરીને તેની સાથે લગ્ન કરવાનો પ્રઘાત પડી ગયો. આ ઘટનાને કેટલોક કાળ વીતી ગયા પછી ‘ અમુક એક જાતિની જે વસ્તુ હોય તે વસ્તુ ઉપર તે જાતિની જ સત્તા હોવી જોઇએ, ’ એવા પ્રકારની કલ્પનાનો ઉદય થતાં જનસમાજ એ સત્તા વિષયક નિયમને અનુસરવા મંડી ગયો તેમ જ પૂર્વે જે વસ્તુને મેળવવામાટે શારીરિક બળનો ઉપયોગ કરવો પડતો હતો તે વસ્તુને વિનિમયના તત્ત્વ અથવા નિયમદ્વારા મેળવવાની કલ્પના પણ આસ્તિત્વમાં આવતી દેખાવા લાગી. અર્થાત્ આ બે નવીન કલ્પનાઓ અસ્તિત્વમાં આવવાથી પત્નીને મેળવવાની પદ્ધતિમાં પણ નૈસર્ગિક પરિવર્તન થઈ

ગયું. એ પરિવર્તનના આરંભમાં, સ્ત્રી જે જાતિની હોય તે જાતિના અગ્રેસર પુરુષની તે સ્ત્રી ઉપર સત્તા હોવી જોઇએ, એવા પ્રકારના નિયમને સ્વીકારવામાં આવ્યો અને ત્યારપછી જ્યારે કુટુંબસંસ્થાઓ આસ્તિત્વમાં આવવા લાગી ત્યારે સ્ત્રીઓ ઉપર તેમના કુટુંબમાંના સર્વથી વડિલ પુરુષની તેમ જ ત્યારપછી અનુક્રમે તેના પતિની માલિકીને સ્વીકારી લેવામાં આવી. આ પરિવર્તનના પરિણામે અન્ય જાતિ અથવા સમુદાયની સ્ત્રીઓને બળાત્કારથી હરી લાવવાની દુષ્ટ પ્રથાનો અંત આવી ગયો અને લોકો પોતાની જ જાતિનાં ભિન્ન-ભિન્ન કુટુંબોની સ્ત્રીઓને વિનિમયના નિયમથી મેળવીને તેમની સાથે લગ્ન કરવા લાગી ગયા. ત્યાર પછી અંતે અનેક સ્ત્રીઓ તથા તેમનાથી ઉત્પન્ન થતાં અનેક સંતાનોના ભરણપોષણના ભારને ન ઊપાડી શકવાથી ઘણાક પુરુષો એક જ સ્ત્રી સાથે લગ્ન કરીને એકપત્નીક જ રહેવા લાગ્યા. ત્યારપછી સુધારણાની જેમ જેમ અધિકાધિક પ્રગતિ થતી ગઈ અને શાસ્ત્ર તથા તત્ત્વજ્ઞાનના શિક્ષણથી લોકોનાં હૃદયો સુસંસ્કૃત થતાં તેમનાં મસ્તિષ્કોમાં નવી નવી કલ્પનાઓ ઉદ્ભવવા માંડી તેમ તેમ સ્ત્રીઓને યોગ્ય તથા આવશ્યક સ્વાતંત્ર્ય આપવું અને સ્ત્રીઓનું સર્વ પ્રકારે સંરક્ષણ કરવું એ પુરુષોનું એક અનિવાર્ય કર્તવ્ય કર્મ છે, એમ પુરુષોને ભાસવા લાગ્યું; માત્ર એટલું જ નહિ, પણ જો સ્ત્રીઓ તથા પુરુષો પોતપોતાની ઇચ્છા અનુસાર પતિ તથા પત્નીને ચૂંટી કાઢીને તેમની સાથે લગ્નસંબંધ કરી લેશે, તો તેથી તેમની જીવનયાત્રા અધિક સુખાવહ થઈ પડતાં લગ્નના ઉદ્દેશો નિર્વિઘ્ન પાર પડી જશે, એ તત્ત્વને પણ લોકો સમજવા લાગી ગયા; અર્થાત્ પારસ્પરિક પ્રીતિથી થયેલો વિવાહ ચિરસ્થાયી તથા ઉભય પક્ષમાટે અધિક શ્રેયસ્કર થવાનો સંભવ છે, એવો જન-સમાજનો નિશ્ચય થઈ જતાં સમાજમાં પ્રીતિવિવાહ રૂઢ અથવા પ્રચલિત થઈ ગયો. અત્યારનાં સુધરેલાં પાશ્ચાત્ય રાષ્ટ્રો ( યૂરોપ તથા અમેરિકા આદિક રાષ્ટ્રો )માં લગ્નસંબંધ નિરંતર વધૂ તથા

વરની સંમતિથી જ થાય છે અને 'એ લગ્નસંબંધ અમારામાટે બંધનકારક હોઇને અમો એને સ્વીકારીએ છીએ' એમ દર્શાવવામાટે તે ઉભયના હસ્તથી ક્રિશ્ચિયન્ ચર્ચ (દેવાલય)માં એક પ્રકારનો આડંબરરહિત સરળ વિધિ કરાવવામાં આવે છે અથવા તો કોઈ સરકારી અધિકારી સમક્ષ સાક્ષીઓ રાખીને તેમને લગ્ન કરવાં પડે છે અને તે થઈ જતાં તેમનાં નામોને એટલામાટે નોંધી લેવામાં આવે છે કે એ લગ્નસંબધનો તેમનાથી કદાપિ અસ્વીકાર ન કરી શકાય. અર્થાત્ પાશ્ચાત્ય જનસમાજમાં વધૂ તથા વરની સંમતિ અને તેમનો કરાર એ બે વસ્તુઓને લગ્નનાં બે પ્રધાન અંગો તરીકે માનવા તથા સ્વીકારવામાં આવે છે; આ ધાર્મિક વિધિને તો તેમના એ કરારના એક ઉપાંગ તરીકે જ આચરવામાં આવે છે અને તેથી પાશ્ચાત્ય જનસમાજમાં વધૂ તથા વરની પરસ્પર સંમતિ તથા તેમના કરારનો લગ્ન સાથે જે પ્રધાન સંબંધ રહેલો છે તેની સાથે સરખાવતાં ધાર્મિક વિધિનો સંબંધ નહિવત્ અથવા કેવળ ઔપચારિક છે એમ કહેવામાં આવે તો તેમાં અતિશયોક્તિ અથવા અવાસ્તવિકતા જેવું કાંઈ છે જ નહિ.

આપણા આર્યધર્મશાસ્ત્ર અથવા હિન્દુધર્મશાસ્ત્રમાં ૧ બ્રાહ્મ, ૨ દૈવ, ૩ આર્ષ, ૪ પ્રાજાપત્ય, ૫ આસુર, ૬ ગાંધર્વ, ૭ રાક્ષસ અને ૮ પૈશાચ એવી રીતે એકંદર આઠ પ્રકારના વિવાહ કહેલા છે; પરંતુ એમાંના બ્રાહ્મ તથા આસુર એ બે પ્રકારના વિવાહો જ અત્યારે અવશિષ્ટ રહેલા આપણા જોવામાં આવે છે. હિન્દુજાતિના કેટલાક નિમ્ન વર્ગોમાં ગાંધર્વ, રાક્ષસ તથા કેટલીક મિશ્ર પદ્ધતિયોનું વિવાહના પ્રસંગે જો કે અવલંબન કરવામાં આવે છે; પરંતુ એવી પદ્ધતિયોથી થનારાં લગ્નોની સંખ્યા બ્રાહ્મ તથા આસુર વિવાહોની સંખ્યા સાથે સરખાવતાં અત્યંત અલ્પ કિંવા નહિવત્ હોવાથી અને આઠ પ્રકારના વિવાહોમાં પણ બ્રાહ્મ વિવાહ સર્વોત્કૃષ્ટ હોવાથી અહીં અન્ય પ્રકારના વિવાહોના ઊહાપોહની આવશ્યકતા નથી. આપણાં હિન્દુધર્મશાસ્ત્રોને

જોતાં કન્યાનો પિતા વરને પોતાના ગૃહમાં બોલાવીને કન્યાને યથા-શક્તિ અલંકૃતા કરી આ ઉપોદ્ઘાતના આરંભમાં દર્શાવેલા ઉદ્દેશથી દાન તરીકે વરના કરમાં સમર્પી દે છે તે વિધિને બ્રાહ્મવિવાહ નામથી ઓળખવામાં આવે છે. વિવાહનું આ સ્વરૂપ પાણિગ્રહણ સમયનું છે, એ વાર્તાને અહીં અમારાં પાઠકો તથા પાઠિકાઓએ અવશ્ય લક્ષમાં તથા સ્મરણમાં રાખી લેવાની છે. ઉપર જણાવ્યા પ્રમાણે આપણી હિન્દુજાતિની લગ્નસંસ્થા, તેના ઉદ્દેશો અત્યંત ઉદાત્ત તથા ધર્મમય હોવાથી, અત્યંત ઉત્તમ તથા અદ્વિતીય છે એવો આપણો દૃઢ વિશ્વાસ છે અને એ વિશ્વાસ વાસ્તવિક પણ છે; છતાં પણ આપણી હિન્દુજાતિમાં થતાં લગ્નોની જેટલા વિપુલ પરિમાણમાં સાર્થકતા તથા સફળતા થયેલી આપણા જોવામાં આવવી જોઇએ તેના કરતાં એક ચતુર્થાંશ કિંવા ષષ્ઠાંશ પરિમાણમાં પણ હિન્દુજાતિનાં લગ્નોની સાર્થકતા તથા સફળતા થયેલી આપણા જોવામાં અત્યારે તો નથી જ આવી શકતી અને માનવજીવનની સફળતાનો મુખ્ય આધાર લગ્નની સફળતા ઉપર જ રહેલો હોવાથી લગ્નની નિષ્ફળતાના પરિણામે વિશેષસંખ્ય હિન્દુ નરનારીનાં સમસ્ત જીવનની નિષ્ફળતા થતી અથવા થઇ ગયેલી આપણે નિત્ય જોતાં રહીએ છીએ તેનાં કારણો શાં હોવાં જોઇએ અથવા તો તેનાં પ્રધાન કારણો શાં છે, એ વિષયનો જ પ્રસ્તુત ગ્રંથમાં વિસ્તારપૂર્વક વિચાર કરવામાં આવ્યો છે કે જેથી વિશેષતઃ હિન્દુઓથી અને સામાન્યતઃ અન્યાન્ય સર્વ જનોથી લગ્નની નિષ્ફળતાથી માનવ જીવનની નિષ્ફળતા કરી નાખનાર વિઘાતક કારણો અથવા નિષ્ફળતા-રૂપ મહારોગનાં નિદાનોને જાણી લઇને તે વિઘાતક કારણોના નિવારણ પૂર્વક લગ્નની સફળતાના આ ગ્રંથમાં દર્શાવેલા ઉપાયોની યોજના કરીને લગ્નની સફળતા સાથે પોતાના જીવનની પણ સફળતા કરી શકાય અને અજ્ઞાનના યોગે પોતાના સંસાર અથવા ગૃહસ્થાશ્રમને નિષ્ફળ તથા નરકતુલ્ય થતો અટકાવી દઇને સફળ અથવા સ્વર્ગોપમ સ્વરૂપમાં પરિણત કરી શકાય.

આજકાલ વિશેષતઃ ભારતવર્ષ અથવા હિન્દુસ્થાનના હિન્દુ-સમાજમાં લગ્નની નિષ્ફળતાનાં જે નાનાવિધ અત્યંત ભયાનક તથા બીભત્સ સ્વરૂપો આપણી દૃષ્ટિયે પડ્યા કરે છે તેમનામાંનાં કેટલાંક ભયાનક સ્વરૂપો આ છે: બહુ સ્થળે એવી પરિસ્થિતિ જોવામાં આવ્યા કરે છે કે ગૃહમાં અત્યંત રૂપવતી, નવયૌવના, સુશિક્ષિતા તથા સદ્‌ગુણશીલા વિવાહિતા પત્ની વિદ્યમાન હોવા છતાં પતિદેવ કાં તો કોઈ કુરૂપા પરનારીના પ્રેમપાશમાં સપડાયલા હોય છે અથવા તો વેશ્યાગામી થઈ ગયેલા હોય છે; કેટલાંક સ્થાનોમાં એવી પરિસ્થિતિનાં દર્શન થયાં કરે છે કે કામદેવતુલ્ય સુંદર, યુવક, સુશિક્ષિત, સ્નેહી, ધનાઢ્ય તથા બલાઢ્ય પતિની પત્ની પોતાના તે પતિના પરિચારક કિંવા ચરણસેવક જેટલી પણ જેની યોગ્યતા નથી હોતી તેવા કોઈ કુલહીન તથા દુરાચારી પુરુષના ગુપ્ત પ્રેમના બંધનમાં જકડાયલી હોય છે; માત્ર એટલું જ નહિ, પણ ઘણીક વાર અનેક પુરુષોની શય્યાભાગિની થવાની ગુપ્ત વેશ્યાવૃત્તિની સીમા પર્યન્ત પણ પહોંચી ગયેલી જણાય છે; કવચિત એવા દૃષ્ટાન્તો પણ જોવામાં આવતા રહે છે કે પતિ તથા પત્ની બન્ને સદાચારસંપન્ન, ધર્મિષ્ઠ, નીતિમાન્, કુલીન તથા સુશીલ હોવા છતાં અને તેમના હસ્તથી કોઈ પણ પ્રકારનો અધર્માચાર ન થવા છતાં પણ તેમનાં હૃદયોમાં જે પાર-સ્પરિક ઉભરાઈ જતો દાંપત્ય પ્રેમ હોવો જોઇએ તે દાંપત્ય પ્રેમનો સર્વથા અભાવ હોવાથી તેમના લગ્નની સફળતા થઈ જ નથી શકતી ને તેઓ નિઃશ્વાસો નાખીને કેવળ નિરાશામાં જ પોતાના વિવાહિત જીવનને વીતાડતાં રહે છે: કવચિત્ એવાં ઉદાહરણો પણ દૃષ્ટિગોચર થાય છે કે પતિ તથા પત્નીના સર્વ પ્રકારના દાંપત્ય વ્યવહારો સામાન્યતઃ ચાલ્યા કરતા હોવા છતાં પણ કાં તો પતિના હૃદયમાં, કાં તો પત્નીના હૃદયમાં અને કાં તો પતિ તથા પત્ની ઉભયના હૃદયમાં, પ્રત્યક્ષ એક બીજાના જોવા કિંવા જાણવામાં ન આવી શકે તેવા પ્રકારના અદૃશ્ય, અજ્ઞેય તથા અવર્ણનીય અસંતોષના અગ્નિની જ્વાળા અષ્ટપ્રહર ભભ-

ફતીને ભભકતી જ રહ્યા કરે છે; પતિ, પત્ની અથવા બન્ને 'કહેવાય પણ નહિ ને સહેવાય પણ નહિ' એવી અસહ્ય માનસિક યંત્રણાને અખંડ અનુભવતાં રહે છે; ગુજરાતના એક પ્રતિષ્ઠિત, સુશિક્ષિત, સુસંસ્કૃત, સાધનસંપન્ન તથા મારા પૂર્ણ પરિચિત એક નાગર કુટુંબમાં એક એવું વિલક્ષણ દશ્ય મારા જોવામાં આવ્યું હતું કે પતિ તથા પત્ની બન્ને યુવક યુવતી. સુશિક્ષિત, બુદ્ધિશાળી તથા રૂપસુંદર હોવા છતાં અન્ય વ્યવહારની વાર્તા તો દૂર રહી; પરંતુ દિવસના અષ્ટૌપ્રહર, મહિનાના ત્રીસે દિવસ તથા વર્ષના ત્રણસેં ને પાંસઠ દિવસ એક જ ગૃહમાં એકત્ર વસવા છતાં તેમનો પરસ્પર વાર્તાલાપ કરવા જેટલો સંબંધ પણ ન હોતો. પત્નીને કોઈ વસ્તુની આવશ્યકતા હોય ત્યારે તે ચિઠ્ઠી લખીને પતિના ટેબલપર મૂકી જતી હતી ને પતિ પણ પત્નીને નિરુપાયવશાત્ કાંઇ કહેવા કે સૂચવવાની આવશ્યકતા આવી પડે તો એવી રીતે પત્રિકાદ્વારા જ પત્ની સાથે વાર્તાલાપ કરતો હતો. માત્ર તેઓ બન્ને ગંભીર સ્વભાવનાં તથા કુલીન હોવાથી પોતાના મુખથી પોતાના આભ્યંતર અસંતોષની કથા કોઈને સંભળાવતાં ન હોતાં અને જ્યાં સુધી કોઈ મનુષ્ય તેમના અતિશય ગાઢ પરિચયમાં ન આવે અને ગાઢ પરિચયમાં આવવા છતાં પણ અમુક પ્રકારની ગ્રાહિકા બુદ્ધિશક્તિનો તેનામાં અભાવ હોય ત્યાં સુધી કોઈ પણ મનુષ્ય તેમના બાહ્ય વર્તનથી તેમના ભયાનક આભ્યંતર અસંતોષની લેશમાત્ર પણ કલ્પના કરી શકે એ ઘટના સર્વથા અશક્ય તથા અસંભવનીય હતી. આપણા હિન્દુસમાજના અનેક બુદ્ધિમાન્ પુરુષોનો એવો અભિપ્રાય વારંવાર વ્યક્ત થતો આપણા જોવામાં આવ્યા કરે છે કે: " જેને આપણે અત્યંત ઉત્કૃષ્ટ 'બ્રાહ્મવિવાહ' નામથી ઓળખીએ છીએ તે આપણી 'બ્રાહ્મવિવાહ' નામક લગ્નપદ્ધતિયે, તેમાં કેટલીક વિઘાતિકા રૂઢિયો તથા પ્રથાઓનું મિશ્રણ થઈ જવાથી, એક પ્રકારના અત્યંત વિકૃત સ્વરૂપને ધારણ કરી લીધું છે અને તેનાં જ આ સમસ્ત અનિષ્ટ પરિણામોને આપણે અત્યારે જોઈ રહ્યા છીએ;

અર્થાત્ જે જ્ઞાતિઓમાં કન્યાઓની ન્યૂનતા અથવા અછત હોય છે તે જ્ઞાતિઓમાં ધૂમધડાકે કન્યાવિક્રય કરવામાં આવતા હોવાથી અને તેના યોગે ધનના ઢગલા ગણી આપનાર દુરાચારી, વયોવૃદ્ધ તથા રોગિષ્ટ વરોને તત્કાળ વધૂઓ મળી જતી હોઇને નિર્ધનતા કિંવા દરિદ્રતા નામક કેવળ એક જ અક્ષમ્ય દોષ ( ? ) ના કારણથી સમવયસ્ક, સદાચારી, બુદ્ધિમાન, સુશિક્ષિત તથા રૂપાળા વરો પણ અંતકાળ પર્યન્ત અવિવાહિત બ્રહ્મચારી રહી જતા હોવાથી જો કન્યાવિક્રયજન્ય લગ્નો સર્વથા કિંવા વિશેષ અંશે નિષ્ફળ થઇ જતાં હોય તો તેમાં આશ્ચર્ય જેવું શું હોઈ શકે તેમ છે વારૂ ? એ જ પ્રમાણે જે જ્ઞાતિમાં —ઉદાહરણ તરીકે, સિંધ હયદરાબાદની ‘ આમિલ ’ ઉપનામથી ઓળખાતી સિંધી લવાણાજ્ઞાતિ તથા મુંબઇનિવાસિની પારસી આદિક જ્ઞાતિઓમાં—વરરાજાઓની સંખ્યા પરિમિત હોય છે અને કન્યાઓની સંખ્યા વિપુલ હોય છે તે જ્ઞાતિમાં વરનો વિક્રય ધૂમ ધડાકે, ધોળે દિવસે, ભરે બજારે ને ઢોલ તાસા વગાડીને કરાતો હોય છે. એનું પરિણામ પણ એ જ થાય છે કે જે કન્યાઓના પિતાઓ પાસે વરરાજાઓને વેચાતા લઇ લેવામાટે કુબેરનો ધનભંડાર ભરેલો હોય છે તે કન્યાઓને તેઓ વિદ્રૂપા, અમાવાસ્યાની નિશા સમાન સૌન્દર્યશાલિની, કર્કશા અને અનેક પ્રકારની અયોગ્યતાઓવડે વિભૂષિતા હોવા છતાં પણ પોતાના પિતાઓની લક્ષ્મીના પ્રતાપે સુસ્વરૂપ, સુશિક્ષિત, યુવક તથા બલાઢ્ય વરરાજાઓની પત્નીના પદની નિમેષ-માત્રમાં જ પ્રાપ્તિ થઇ જાય છે અને જે કન્યાઓના પિતાઓ પાસે નાણાંની છૂટ નથી હોતી તે કન્યાઓને તેઓ પોતે સરસ્વતીતુલ્ય વિદ્યા-વતી, રતિતુલ્ય રૂપસુંદરી તથા સીતા સમાન સદાચારિણી હોવા છતાં કોઇ સામાન્યકુલશીલ, પ્રૌઢવયસ્ક, બુદ્ધિહીન તથા અનેકવિધ ગુણ-ભિન્નતાને ધરાવનાર પતિઓની પત્નીના પદની પણ મહાકઠિનતાથી જ પ્રાપ્તિ થઇ શકે છે. દરિદ્ર પિતાઓની કન્યાઓને તો, તેઓ અલૌકિક યોગ્યતાઓવાળી હોવા છતાં પણ. કાં તો જેને કોઇ પણ

કન્યા ન આપતું હોય તેવા કોઇ ભયાનક દુરાચારી કિંવા વયોવૃદ્ધ પતિની પત્નીના પદને સ્વીકારીને માત્ર લગ્નનાં શકુન કરી લેવાં પડે છે અને કાં તો ચિતારોહણના પ્રસંગ પર્યન્ત પોતાના જીવનને બળાત્કાર અથવા અનિચ્છાથી કૌમાર કિંવા અખંડ બ્રહ્મચર્યમાં જ નિઃશ્વાસ નાખી નાખીને વીતાડી દેવું પડે છે. અર્થાત્ વરવિક્રયની રૂઢિથી પરણેલાં સ્ત્રીપુરુષોના લગ્નની પણ જો વિશેષ અંશે નિષ્ફળતા થઇ જતી હોય તો તે સ્વભાવિક જ છે, એમ કોઇ પણ કહી શકે તેમ છે.* ઘણીક વાર એવાં ઉદાહરણો પણ દૃષ્ટિગોચર

---

* આ વરવિક્રયની રૂઢિ અથવા પ્રથા જૂના વિચારના; અશિક્ષિત તથા જેઓ સુધરેલા ન હોય તેવા લોકો કરતાં નવીન, પાશ્ચાત્ય જ્ઞાનના પ્રકાશથી પ્રકાશિત થયેલા, સુશિક્ષિત તથા પોતાને સમાજસુધારક તરીકે ઓળખાવનાર લોકોના સમુદાયમાં જ વિશેષ પ્રસરેલી જોવામાં આવ્યા કરે છે અને એ એક અત્યંત ખેદયુક્ત આશ્ચર્યનો વિષય છે. આવા પ્રકારની સુશિક્ષિત તથા સુધરેલી જ્ઞાતિઓમાં જેમ જેમ વિવાહ-યોગ્ય અવસ્થામાં આવી લાગેલા યુવકો એક પછી એક ઉચ્ચ પરીક્ષાઓમાં ઉત્તીર્ણ તથા વિજયશાળી થતા જાય છે તેમ તેમ વર તરીકેના તેમના મૂલ્યની વૃદ્ધિ થતી જાય છે; મૅટ્રિક થયેલા વરના ત્રણ હજાર, બી. એ. ના પાંચ હજાર, એમ. એ. ના છ હજાર; બી. એ. અથવા એમ. એ. એલ. એલ. બી. ના આઠથી દશ હજાર; વિલાયતથી પાસ થઈ આવેલા બૅરિસ્ટર-ઍટ્-લૉના પંદર હજાર; એમ. બી. બી. એસ. ડૉકટરના દશથી બાર હજાર; વિલાયતથી પાસ થઇ આવેલા એલ. આર. સી. પી. આદિક ડૉકટરના પંદર હજાર ને વિલાયતથી સિવિલ સર્વિસની પરીક્ષા આપીને મનુષ્યમાંથી દેવ (?)થઇ આવેલા વરના વીસ, પચીસ કે ત્રીસ હજાર ઈત્યાદિ. વરવિક્રયની આ પ્રથા સમસ્ત વિશ્વને જંગલી કહીને સભ્યતાનાં દાન દેવાની મોનોપૉલી લઇ બેઠેલા યૂરોપ તથા અમેરિકામાં પણ ધમધોકાર ચાલી રહી છે; કારણ કે, યૂરોપ તથા અમેરિકા આદિક પાશ્ચાત્ય દેશોમાં પણ સામાન્યતઃ કન્યાઓની સંખ્યા અતિશય વિશાળ હોઈને તેમની સંખ્યાના પરિમાણમાં વરરાજાઓની સંખ્યા અતિશય પરિમિત અથવા અલ્પ રહ્યા કરે છે. આવી વિષમ પરિસ્થિતિના યોગે ત્યાં લક્ષાવધિ સ્ત્રીઓ આજન્મ કુમારિકા રહીને

થતાં રહે છે કે કેટલાક નિર્ધન હિન્દુ ગૃહસ્થો તેમની જ્ઞાતિમાં કન્યાની અછત તેમ જ કન્યાવિક્રયની પ્રથા ન હોવા છતાં પણ જો ઈશ્વરે તેમને કન્યારત્ન આપવાની કૃપા દર્શાવેલી હોય છે તો દ્રવ્યલોભના પાશમાં લપટાઇને પોતાની કન્યાને સોળ, સત્તર કે ઓગણીસ અથવા વીસ વર્ષની થતાં સુધી જાણી જોઈને અવિવાહિતા રાખતા રહે છે અને ત્યાર પછી તેના યૌવન, સૌન્દર્ય તથા અન્યાન્ય ગુણોના પરિમાણમાં તેના યોગ્ય મૂલ્યને આંકીને જે કોઇ પણ લક્ષ્મીનન્દન

---

પોતે જ પરિશ્રમ કરી પોતાના ચરિતાર્થને ચલાવતી રહે છે અને એનાં જે ચારિત્ર્યભ્રષ્ટતા આદિક વિઘાતક પરિણામો થવાં જોઈએ તે પણ અવશ્ય થતાં રહે છે એ વાર્તા ત્યાંના બુદ્ધિમાન ગ્રંથકારોના લખેલા દાંપત્યશાસ્ત્ર વિષયક ગ્રંથોના પરિશીલનથી અતિશય સ્પષ્ટ સ્વરૂપમાં આપણા જાણવામાં આવી શકે છે.

મહાખેદનો વિષય છે કે જો પોતાની તીજોરી તર થતી હોય તો પોતાની કન્યાના કલ્યાણની લેશમાત્ર પણ ચિન્તા ન રાખનારા નિર્દય તથા અધમ હિન્દુ પિતાઓ કિંવા માતાપિતાઓની સંખ્યા હિન્દુ સમાજમાં વધતી જ જાય છે. આવાં માતાપિતાઓને તેમ જ તેમનાં આવાં કર્મોને આપણાં ધર્મશાસ્ત્રોએ તો નિંદ્ય કહેલાં જ છે અને તે ઉપરાંત સમાજહિતવાદી કવિજનો તથા ગ્રંથકારો પણ કન્યાવિક્રય વિરુદ્ધ કાવ્યો તથા નાટકો આદિક રચીને સમાજમાં તેમની નિર્ભર્ત્સના કરાવતા જ રહ્યા છે; પરંતુ તેથી કન્યાવિક્રયના એ પિશાચના મૃત્યુની વાર્તા તો દૂર રહી, પણ કન્યાવિક્રેતા પિતાઓ કન્યાનું લીલામ પોકારી રહ્યા છે અને બ્રાહ્મ વિવાહના નામ તળે કેવળ આસુર વિવાહને જ પોષી રહ્યા છે! જેટલો આ કન્યાવિક્રય નિંદ્ય છે તેટલો જ, કિંબહુના તેથી પણ અધિક વરવિક્રય સુદ્ધાં નિંદ્ય છે; પરંતુ આપણા સુધારણાપ્રિય દેશ બાંધવો કન્યાવિક્રય પ્રતિ તિરસ્કાર દર્શાવીને વરવિક્રયને પોતાથી આપી શકાય તેટલી અધિક પુષ્ટિ આપી રહ્યા છે એથી સ્પષ્ટ જણાઈ આવે છે કે તેમની સુધારણા સ્વાર્થસાધિકા તથા પક્ષપાતિની હોવાથી તેમની એ કહેવાતી સુધારણાનો જન્મ મારવાડીઓની જન્મભૂમિ મારવાડમાં જ થયેલો છે! કારણ કે, એ સમાજસુધારણામાં મારવાડીપણાની કૃષ્ણ છાયા જ વ્યાપેલી છે.

નાણાંની મોટામાં મોટી રકમ ગણી આપવાને તૈયાર થઇ જાય છે તે પુરુષ ગમે તેવો નીચાતિનીચ, દુર્ગુણી તથા એંસી વર્ષનો મરવાની અણીપર આવી લાગેલો બુઢ્ઢો બબૂચક હોય, તો પણ તેને જ તે કન્યા આપવામાં આવે છે અને તે કન્યાના અવતારને હાથે કરીને બગાડી નાખવામાં આવે છે. આવા પ્રકારનાં લગ્નોની સફળતાની આપણાથી આશા જ શી રાખી શકાય વારૂ ? જો આવા પ્રકારનાં લગ્નોની કવચિત્ કાંઇક સફળતા થયેલી દેખાય તો તે જ આશ્ચર્યકારિણી ઘટના હોઇ શકે. એ સર્વ કારણો ઉપરાંત હિન્દુઓનાં લગ્નોની આત્યંતિક નિષ્ફળતાનું અત્યંત બલિષ્ઠ કારણ તે હિન્દુસમાજમાં મુસલ્માનોના રાજત્વના સમયથી કેટલાક અનિવાર્ય વિપરીત સંયોગોમાં પ્રચલિત થઈ ગયેલી બાલ્યવિવાહ વિષયક રૂઢિ છે. બાલ્યવિવાહની એ રૂઢિયે લગ્નોની નિષ્ફળતાને તો ઉત્પન્ન કરી જ દીધી છે, પરંતુ તે ઉપરાંત અન્ય પણ અનેક અનિષ્ટ પરિણામોને ઉત્પન્ન કરીને હિન્દુસમાજમાં બાલવિધવાઓ તથા યુવતી વિધવાઓની સંખ્યાને એટલી સીમા પર્યન્ત વધારી દીધી છે કે તેણે હિન્દુસમાજ સમક્ષ હિન્દુવિધવાવિવાહના એક જટિલ પ્રશ્નને આજે દીર્ઘકાળથી ભયંકર સ્વરૂપમાં ઉપસ્થિત કરી દીધો છે અને દીર્ઘસૂત્રી હિન્દુસમાજ અદ્યાપિ એ પ્રશ્નના અંતિમ નિર્ણય ઉપર આવી જવાની યુગધર્માનુસારિણી બુદ્ધિમત્તાને નથી જ દર્શાવી શક્યો.'' ઇત્યાદિ.

કન્યાવિક્રય, વરવિક્રય તથા બાલવિવાહ આદિક દોષોના યોગે લગ્નોની નિષ્ફળતાની વાર્તા યથાર્થ છે; પરંતુ જ્યાં કન્યાવિક્રય પણ નથી, વરવિક્રયનો પણ અભાવ છે અને બાલવિવાહનું ચિહ્નમાત્ર પણ ક્યાં ય જોવામાં નથી આવતું, ત્યાં પણ અમારા જણાવ્યા પ્રમાણે લગ્નોની સર્વથા આભ્યંતર નિષ્ફળતા થઈ ગયેલી આપણા જોવામાં આવ્યા કરે છે અને લગ્નોની એ નિષ્ફળતાનાં ઘણીક વાર મહાવિઘાતક પરિણામો આવી જતાં હોય છે; તો લગ્નોની એ નિષ્ફળતાનાં શાં કારણો હોવાં જોઇએ ? એ જ એક પ્રધાન તથા જટિલ સમસ્યારૂપ

પ્રશ્ન છે અને એ જ પ્રશ્ન આપણી પાસેથી સંતોષકારક ઉત્તરની પ્રતીક્ષા કરી રહ્યો છે; કારણ કે, પૂર્વે જણાવ્યા પ્રમાણે યૂરોપ તથા અમેરિકા આદિક પાશ્ચત્ય દેશોમાં બાલવિવાહનો પ્રચાર તો જાણે છે જ નહિ; યૂરોપીયન્ વધૂ તથા વરો પરસ્પર નિર્વાચન કરીને એક બીજાની સંમતિથી જ, સંપૂર્ણ યૌવનમાં આવ્યા પછી, એક બીજા સાથે લગ્નના ગ્રંથિથી પતિ તથા પત્ની તરીકે જોડાય છે; માત્ર એટલું જ નહિ, પણ લગ્નના ગ્રંથિથી બંધાયા પૂર્વે જેમ કહેવામાં આવે છે તેમ 'કોર્ટ્શિપ્' ના સમયમાં દીર્ઘકાળ પર્યન્ત એક બીજાના સતત તથા ઐકાંતિક સમાંગમમાં આવતાં રહીને તેમણે એક બીજાના આચાર, વિચાર, સ્વભાવ, વ્યવસાય, વય, સૌન્દર્ય તથા એવા જ બહુધા સર્વ વિષયોને પર્યાપ્ત પરિમાણમાં જાણી લીધેલા હોય છે અને એ સમસ્ત વિધિયો થઈ ગયા પછી જ તેઓ લગ્નના બંધનથી બંધાયલાં હોય છે છતાં પણ તેમનાં લગ્નો ચિરસ્થાયી શા કારણથી નથી થતાં વારૂ? આવી રીતે પૂરેપૂરી સાવધાનતા, પરીક્ષા તથા કસોટીથી એક બીજાને પસન્દ કરીને પરણનારાં વિલાયતી વરો તથા વધૂઓ અલ્પસ્વલ્પ કારણ અથવા કારણોથી લગ્નનાં બંધનોને તડાતડ તોડી નાખીને છૂટા-છેડા આપવા તથા લેવામાટે કેમ તૈયાર થઈ જાય છે? યૂરોપ તથા અમેરિકામાં છૂટાછેડા અથવા તલાક કરી આપનારી જૂદી અદાલતોને સ્થાપવી પડી છે અને તે 'ડાયવૉર્સ્ કોર્ટ્સ્, (Divorce Courts)માં નિત્યપ્રતિ 'ડાયવૉર્સ્ કેસિસ્' ના ઢગલા ને ઢગલા આવીને ખડકાઇ જાય છે, એનું વાસ્તવિક કારણ શું હોવું જોઈએ વારૂ? મુસ્લિમસમાજનાં લગ્નબંધનો પણ હિન્દુસમાજનાં લગ્નબંધનો કરતાં અતિશય શિથિલ હોવા છતાં અને મુસ્લિમસમાજમાં પણ બાળલગ્ન આદિક વિઘાતક પ્રથાનો બહુધા આભાવ હોવા છતાં મુસ્લિમ સમાજમાં પણ વરો તથા વધૂઓ વારંવાર તલાક આપવા તથા લેવામાટે ને લગ્નનાં બંધ-નોને તોડી નાખવાને શા કારણથી તત્પર થઇ જાય છે?

આવા પ્રકારની સમસ્યાઓ જેવી રીતે આપણાં હૃદયોમાં આવા

પ્રકારના પ્રશ્નોને તથા સંશયોને ઉત્પન્ન કરી રહી છે તેવી જ રીતે આવા પ્રકારની સમસ્યાઓએ પ્રાચીન કાળમાં આપણા પૂર્વજ ઋષિ મુનિયોનાં હૃદયોમાં પણ આવા પ્રકારના પ્રશ્નોને ઉપસ્થિત કરી દીધા હતા અને તેથી ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એ ચતુર્વર્ગની સિદ્ધિમાં જ માનવજાતિના શાશ્વત કલ્યાણની સિદ્ધિને માનનારા આપણા પ્રાચીનકાલિક પૂજ્ય ઋષિ મુનિયોએ માનવજાતિના કલ્યાણમાટે જેવી રીતે ધર્મ, અર્થ તથા મોક્ષનો પોતાના લખેલા ભિન્નભિન્ન ગ્રંથોમાં સંપૂર્ણ વિચાર કર્યો હતો તેવી જ રીતે જેની સફળતા ઉપર ધર્મ, અર્થ તથા મોક્ષ એ ત્રણે પુરુષાર્થોની તેમ જ બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ, તથા સંન્યસ્ત એ ત્રણે આશ્રમોની સફળતાનો આધાર રહેલો છે તે 'કામ' નામક પ્રધાન તત્ત્વનો પણ ગૃહસ્થાશ્રમની સફળતામાટે અનેક ગ્રંથોના નિર્માણ દ્વારા સંપૂર્ણ વિચાર કર્યો હતો કે જેમાંના કામ-શાસ્ત્ર વિષયક કેટલાક ઉત્તમોત્તમ ગ્રંથો આજે પણ વિદ્યમાન છે અને તે અલૌકિક કામશાસ્ત્ર વિષયક ગ્રંથોના પરિશીલનથી અત્યારના પાશ્ચાત્ય દાંપત્યતત્ત્વવેત્તાઓ પણ મુગ્ધ થઈને તે ગ્રંથનિર્માતા ઋષિ મુનિયોની મુક્ત કંઠે પ્રશંસા કરતા પોતાનાં મસ્તકોને ડોલાવી રહ્યા છે. ધર્મની સફળતામાટે જેવી રીતે મનુ, યાજ્ઞવલ્કય, વશિષ્ઠ તથા પારાશર આદિક ઋષિજનોએ પોતપોતાના રચેલા સ્મૃતિગ્રંથોમાં ધર્મસાધનનાં વિસ્તૃત વર્ણનો કરેલાં છે: જેવી રીતે કૌટિલ્ય અથવા ચાણક્ય, બૃહસ્પતિ, શુક્ર, વિદુર તથા નારદ આદિક ઋષિમુનિયોએ 'અર્થશાસ્ત્ર' આદિક ગ્રંથો લખીને તેમાં અર્થસાધનનાં સવિસ્તર નિરૂપણો કરેલાં છે અને જેવી રીતે શ્રીમચ્છંકરાચાર્ય આદિક અવતારી પુરુષોએ પોતાના વેદાંત વિષયક ગ્રંથોદ્વારા મોક્ષસાધનના માર્ગને પ્રશસ્ત કરી બતાવ્યો છે તેવી જ રીતે નન્દી, ઔદ્દાલિક, બાભ્રવ્ય, દત્તક, ચારાયણ, સુવર્ણનાભ, ઘોટકમુખ, ગોનર્દીય, ગોણિકાપુત્ર, વાત્સ્યાયન ગોત્રોત્પન્ન મલ્લનાગ, મહેશ્વર, પદ્મશ્રી,: કપિલ, કક્કોક (કોક), દૈવજ્ઞ, સૂર્ય, દંડી, કુચુમાર, ભરત તથા કલ્યાણમલ્લ આદિક

અનેક ઋષિ, મુનિ તથા વિચારશીલ પ્રચંડ વિદ્વજ્જનોએ લોકકલ્યાણની પરોપકારમયી ભાવનાથી કામસૂત્ર, રતિરહસ્ય, કામરત્ન, મન્મથસંહિતા, રસિકસર્વસ્વ, રતિમંજરી, અનંગરંગ, કામપ્રકાશ, નાગરવલ્લભ, સ્મરદીપિકા, રતિરત્નપ્રદીપિકા, કુટ્ટિનીમત, નાગરસર્વસ્વ, કન્દર્પચૂડામણિ તથા મનસિજસૂત્ર આદિક અનેકાનેક લઘુ તથા બૃહદ્ ગ્રંથોને નિર્માણ કરીને કામસાધન તેમ જ લગ્ન તથા ગૃહસ્થાશ્રમની સફળતાના માર્ગને એટલી સીમા પર્યન્ત પ્રશસ્ત કરી રાખ્યો છે કે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશતાં હિન્દુ યુવક યુવતીઓ જો બ્રહ્મચર્ય આશ્રમની સમાપ્તિ પછી એમાંના એક અથવા બે ઉત્તમ ગ્રંથોનો વિવેકપૂર્વક અભ્યાસ કરી લેતાં હોય તેમ જ વિવાહથી પૂર્વે આ ગ્રંથના ૯ મા તથા ૧૦ મા પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે વધૂપરીક્ષા તથા વરપરીક્ષાના વિષય પ્રતિ સંપૂર્ણ લક્ષ આપવાનો ઉચિત પરિશ્રમ લેવામાં આવતો હોય તો અત્યારે લગ્નની સફળતા જે સેંકડે પચીસ ટકા જેટલી અથવા તેથી પણ ઓછી જોવામાં આવ્યા કરે છે તે સેંકડે નેવૂ ટકા જેટલી તો અવશ્ય થઈ જાય અને લગ્નની નિષ્ફળતા અપવાદરૂપ દશ ટકા ઉપર અથવા કદાચિત્ તેથી પણ ઓછા પરિણામ ઉપર આવી જાય એ સર્વથા નિર્વિવાદ તથા નિઃસંશય વાર્તા છે;*

---

* ઉપર્યુક્ત કામશાસ્ત્ર વિષયક સર્વ સંસ્કૃત ગ્રંથો જો કે અત્યારે ઉપલબ્ધ નથી; છતાં પણ વાત્સ્યાયનકૃત **કામસૂત્ર**, કલ્યાણમલ્લકૃત **અનંગરંગ**, પ્રૌઢદેવ મહારાજવિરચિત **રતિરત્નપ્રદીપિકા**, કોક્કોક ( કોકા ) પંડિતવિરચિત **રતિરહસ્ય**, મહેશ્વરાચાર્યકૃત **રતિવલ્લભ** અથવા **કુચોપનિષદ્**, કવિશેખર પદ્મશ્રીવિરચિત **નાગરસર્વસ્વ**, શ્રી જ્યોતિરીશ્વરવિરચિત **પંચસાયક**, મહારાજ શ્રી વીરભદ્રદેવવિરચિત **કન્દર્પચૂડામણિ**, શ્રી દામોદર ગુપ્તકૃત **કુટ્ટિનીમત** અથવા **શંભલીમત**, **કોકવિજ્ઞાન** **આર્યવિવાહવિજ્ઞાન** ( The Hindu Science of Marriage ) અને એવાજ કેટલાક અન્યાય ગ્રંથો પણ ઉપલબ્ધ થઇને સંસ્કૃત ભાષામાં મૂલ તથા સટીક (ટીકા સહિત) મુદ્રિત તથા પ્રકાશિત પણ થઈ ચૂક્યા છે. આમાંના વાત્સ્યાયનકૃત **કામસૂત્ર**, પ્રૌઢદેવ મહારાજવિરચિત **રતિરત્ન**-

પરંતુ મહાખેદનો વિષય છે કે આ સંસારમાં જે શાસ્ત્રના અભ્યાસની ગૃહસ્થાશ્રમ, લગ્ન કિંવા દાંપત્યની સફળતામાટે સર્વથી પ્રથમ તથા અનિવાર્ય આવશ્યકતા છે તે કામશાસ્ત્ર જેવા મહાકલ્યાણકારક શાસ્ત્રનો, તેના સંબંધમાં અનેક પ્રકારની કુશંકાઓ તથા કુકલ્પનાઓ કરીને, સર્વથા પરિત્યાગ કરી દેવામાં આવ્યો છે અને તેના અભ્યાસને પાપરૂપ માની લેવામાં આવ્યો છે. હિન્દુસમાજનો આ એક અક્ષમ્ય પ્રમાદ અથવા અપરાધ છે અને લગ્ન અથવા ગૃહસ્થાશ્રમની પોણોસોથી એંસી ટકા જેટલી ભયાનક નિષ્ફળતાના સ્વરૂપમાં કામશાસ્ત્ર અથવા દમ્પતીશાસ્ત્રવિરોધી વર્તમાન હિન્દુસમાજ .આજે. પોતાના એ અક્ષમ્ય પ્રમાદ કિંવા અપરાધના પ્રચંડ દંડવિધાનને ભોગવી રહ્યો છે.

---

પ્રદીપિકા તથા કલ્યાણમલ્લવિરચિત અનંગરંગ આદિક અમુક ઉત્તમોત્તમ ગ્રંથોના તો યૂરોપની જર્મન, ફ્રેંચ તથા અંગ્રેજી આદિક ભાષાઓમાં ત્યાંના સંસ્કૃતજ્ઞ યૂરોપીય વિદ્વાનોએ ઉત્કૃષ્ટ અનુવાદો પણ કરી નાખ્યા છે અને ત્યાં તે અનુવાદોને અત્યંત આકર્ષક સ્વરૂપમાં મહાસુંદર રંગીન ચિત્રો સહિત છપાવીને પ્રકાશિત પણ કરી દેવામાં આવ્યા છે. અર્થાત્ યૂરોપની જ્ઞાનપિપાસુ પ્રજા આપણા દેશના તથા આપણા પૂર્વજોના રચેલા દમ્પતીશાસ્ત્ર વિષયક કલ્યાણકારક ગ્રંથોના લાભને તેમના અનુવાદો દ્વારા ભોગવી રહી છે અને આપણી ભારતીય હિન્દુ જનતા એ ગ્રંથોનાં અસ્તિત્વ તથા નામો આદિકથી પણ બહુધા અજ્ઞ હોઇને પોતાની સંપત્તિનો પોતે જ ઉપભોગ નથી કરી શકતી એના કરતાં અધિક શોક તથા વિષાદકારિણી અન્ય શી ઘટના હોઈ શકે વારૂ ? માત્ર એટલું જ નહિ, પણ વિશેષતઃ જર્મન તથા અમેરિકન વિદ્વાનો કામશાસ્ત્ર અનવા દમ્પતીશાસ્ત્ર વિષયક ગવેષણાપૂર્ણ અનેક પ્રચંડ ગ્રંથોનું નિર્માણ કરી રહ્યા છે અને એ ગ્રંથોના નિર્માણ દ્વારા લગ્ન, ગૃહસ્થાશ્રમ કિંવા દાંપત્યની સફળતાના પોતાથી કરી શકાય તેટલા અવિશ્રાંત પરિશ્રમોને આદરી રહ્યા છે; કારણ કે, લગ્ન, ગૃહસ્થાશ્રમ કિંવા દાંપત્યની સફળતા ઉપર જ સમસ્ત સંસાર કિંવા વિશ્વની વાસ્તવિક ઉન્નતિનો આધાર રહેલો છે એ તત્ત્વ કિંવા રહસ્ય સંપૂર્ણ સ્વરૂપમાં તેમના જાણવામાં આવી ગયું છે; આપણો ભારતવાસી જનસમાજ અદ્યાપિ એ તત્ત્વ કિંવા રહસ્યને સ્વલ્પ પરિમાણમાં પણ નથી જાણી શક્યો.

કામશાસ્ત્રના સંબંધમાં સામાન્ય સભ્ય સમાજના હૃદયમાં કાંઈક એવો જ ભ્રમ થઈ ગયો છે કે કામશાસ્ત્રમાં તો કેવળ બીભત્સ વિષયો જ ચર્ચાયલા હોય છે અને તેથી સામાન્યતઃ જેને કોકશાસ્ત્રના નામથી ઓળખવામાં આવે છે તે વસ્તુતઃ કામશાસ્ત્રના વાચનથી સ્ત્રી પુરુષોના હૃદયમાં અયોગ્ય વિકારો જાગ્રત તથા પ્રબળ થતા હોવાથી ઘણીક વાર એનાં અતિશય અનિષ્ટ પરિણામો આવી જાય છે. સામાન્ય જનસમાજના હૃદયમાં કામશાસ્ત્રના સંબંધમાં આવા પ્રકારનો જે વિઘાતક સંશય કિંવા ભ્રમ ઉત્પન્ન થઈ ગયો છે તેનું સર્વથી પ્રથમ કારણ તો સામાન્ય જનસમાજનું કામશાસ્ત્ર કિંવા દમ્પતીશાસ્ત્ર વિષયક ભયંકર અજ્ઞાન છે અને બીજું કારણ કેટલાક ધનલોલુપ તથા સ્વાર્થસાધક ગ્રંથપ્રકાશકોએ ગમે તેવા કહેવાતા લેખકોને ત્રણ ચાર કે પાંચ રૂપિયા એક ફૉર્મની લખામણીના આપીને તેમની પાસેથી કામશાસ્ત્ર, દમ્પ-શાસ્ત્ર તથા રતિશાસ્ત્ર અથવા તો એવા જ અર્થને સૂચવનારાં જૂદાં જૂદાં નામોથી ગમે તેવાં ઉટપટાંગ, નિર્માલ્ય, બીભત્સ તથા વાસ્તવિક કામશાસ્ત્રની અપ્રતિષ્ઠા કરનારાં પુસ્તકોનાં કરવા માંડેલાં પ્રકાશનોમાં સમાયલું છે. પંજાબ તથા સંયુક્ત કિંવા વાયવ્ય પ્રાંતોનાં અમુક નગ-રોમાં અમુક ગ્રંથપ્રકાશકો તો આજે કેટલાંય વર્ષોથી એક જ પુસ્તકને ઘણીક વાર જૂદાં જૂદાં નામોથી પ્રકાશિત કરીને અથવા તો ગમે તેવાં નમાલાં પુસ્તકોને કામશાસ્ત્રના અર્થને દર્શાવનારાં મોટાં મોટાં નામો આપીને લાંબી લાંબી જાહેર ખબરોથી લોકોને ઠગવાના અથવા કાયદા-સર લૂટવાના ધંધાને ધમધોકાર ચલાવી રહ્યા છે અને હમણાં હમણાં ગુજરાત તથા મુંબઈમાં પણ તેમનું અનુકરણ કરીને આવાં પુસ્ત-કોના પ્રકાશન દ્વારા લોકોને ઠગીને પોતાની તીજોરીને તર કરનારા કેટલાક ગ્રંથપ્રકાશકો ફૂટી નીકળ્યા છે, એ અતિશય ખેદનો વિષય છે. આવા ગ્રંથપ્રકાશકોના ગ્રંથોને ખરીદીને એકથી આધક વાર ઠગાઈ ચૂકેલાં અને જેનું મૂલ્ય એક રૂપિયો પણ ન અંકાય તે પુસ્તકના મૂલ્ય તરીકે પાંચ પાંચ ને સાત સાત રૂપિયા આપવા છતાં પણ રત્નને

બદલે પાષાણુ હસ્તમાં આવવાથી નિરાશ તથા હતાશ થયેલાં પાઠકો તથા પાઠિકાઓ આવા પ્રકારના રત્નરૂપ તથા પ્રતિષ્ઠિત ગ્રંથકારોની લેખિનીથી દીર્ઘકાલિક અભ્યાસના ફળસ્વરૂપ લખાયલા ગ્રંથોને પણ જો શંકાની દષ્ટિથી જોવા માંડે તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી અને હોઈ શકે પણ નહિ. આવા નિર્માલ્ય ગ્રંથોની ખરીદીમાં પોતાના પૈસાનું પાણી ન થવા દેવાનો માત્ર એક જ માર્ગ છે અને તે એ કે યૂરોપમાં જેવી રીતે ગ્રંથનાં નામો કરતાં તે ગ્રથોના લેખક ગ્રંથકારોનાં નામોને અધિક મહત્ત્વ આપવામાં આવે છે અને ગ્રંથકારના નામને જોયા પછી જ ત્યાં ગ્રંથ ખરીદવામાં આવે છે તેવી'જ રીતે સામાન્યતઃ સર્વ પ્રકારના અને વિશેષતઃ આવા સુકોમળ દાંપત્યવિજ્ઞાન વિષયક ગ્રંથો જો વિશ્વાસપાત્ર તથા પ્રતિષ્ઠિત ગ્રંથકારોની લેખિનીથી લખાયલા હોય તો જ પાઠકો તથા પાઠિકાઓએ ખરીદવાં જોઇએ અને લાંબી લાંબી તથા આકર્ષક જાહેર ખબરોના વાચનથી કદાપિ ભોળવાઇ જવું ન જોઇએ. અસ્તુઃ હવે હું મારા લખેલા આ '**દમ્પતીશાસ્ત્ર અથવા લગ્નની સફળતા તથા નિષ્ફળતા**' નામક ગ્રંથના લેખન તથા પ્રકાશનના સંબંધમાં જે ચાર શબ્દો અહીં અવશ્ય લખવા જ જોઇએ તે લખવા ઇચ્છું છું કે જેથી પ્રસ્તુત ગ્રંથના વાસ્તવિક સ્વરૂપનો પાઠકો તથા પાઠિકાઓને કાંઇક પ્રાથમિક પરિચય થઇ જાય અને કેટલા અવિશ્રાંત અભ્યાસ તથા આયાસ પછી આવા ગંભીર વિષયને ચર્ચતા ગ્રંથોનું લેખન તથા પ્રકાશન કરી શકાય છે એ રહસ્ય પણ કેટલેક અંશે પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં આવી શકે.

ઈ. સ. ૧૯૧૦ માં દમ્પતીશાસ્ત્રવેત્તા પ્રખ્યાત અમેરિકન્ ગ્રંથકાર હૅવ્લૉક્ એલિસકૃત 'Studies in the Psychology of Sex' ('દાંપત્યવિજ્ઞાનનાં પરિશીલનો') નામક તે સમયમાં મોટા મોટા ૭ ભાગમાં પ્રકાશિત થયેલા દાંપત્યવિજ્ઞાન વિષયક પ્રચંડ ગ્રંથના વાચનનો અવસર મને પ્રાપ્ત થયો હતો. તે વેળાયે એ ગ્રંથનો સાતમો ભાગ પ્રકાશિત થયો ન હોતો; પરંતુ આજથી ત્રણેક વર્ષ પૂર્વે એ ગ્રંથનો

સાતમો ભાગ પણ પ્રકાશિત થઇ ગયેલો હોવાથી હવે એ સંપૂર્ણ ગ્રંથ સપ્તખંડાત્મક થઇ ગયો છે અને એ સાતમો ભાગ પણ મેં આદ્યન્ત વાંચી લીધો છે. આ પ્રચંડ ગ્રંથના વાંચનથી દમ્પતીશાસ્ત્રની વાસ્તવિક મહત્તા તથા વિવાહિત સ્ત્રી તથા પુરુષમાટે દમ્પતીશાસ્ત્રના અભ્યાસ કિંવા પરિશીલનની અનિવાર્ય આવશ્યકતા પર્યાપ્ત પરિમાણમાં મારા જોવા તથા જાણવામાં આવી જતાં મેં યથાવકાશ આપણા ભારતીય આર્ય પૂર્વજ ઋષિયો તથા વિદ્વાનોના રચેલા કામશાસ્ત્ર કિંવા દમ્પતીશાસ્ત્ર વિષયક ગ્રંથો; એ વિષયના અન્યાન્ય અમેરિકન્ વિચારકોના ગ્રંથો; જેમણે અન્યાન્ય વિજ્ઞાનો પ્રમાણે દાંપત્યવિજ્ઞાનના અવિશ્રાંત અભ્યાસને પોતાના સમસ્ત જીવન સમર્પી દીધાં છે તેવા મહાબુદ્ધિશાળી જર્મન્ પંડિતોના કરેલા કામશાસ્ત્ર વિષયક ગ્રંથોના જર્મન્ અનુવાદોના અંગ્રેજી અનુવાદો તથા તેમના રચેલા મૌલિક ગ્રંથોના અંગ્રેજી અનુવાદ ગ્રંથો; ફ્રેંચ અભ્યાસકોના દાંપત્યવિજ્ઞાન વિષયક ગ્રંથોના અંગ્રેજી અનુવાદો તથા કેટલાક અંગ્રેજ વિદ્વાનોના દાંપત્યવિજ્ઞાન વિષયક પ્રચંડ ગ્રંથોના અભ્યાસતુલ્ય વાચનના ક્રમને ચાલૂ રાખ્યો હતો અને ઈ. સ. ૧૯૧૭ સૂધીના આઠ વર્ષના કાલાવધિમાં આ વિષયના એક સો કરતાં અધિકસંખ્ય ગ્રંથોને મેં સાદ્યંત લક્ષપૂર્વક વાંચી નાખ્યા હતા. એ ગ્રંથોમાંના અનેક ગ્રંથો મને ગુજરાતી ભાષામાં સમાજના કલ્યાણમાટે અનુવાદ કરવા યોગ્ય જણાયા હતા અને અત્યારે પણ જો એમાંના અમુક ગ્રંથોના ઉત્તમ ગુજરાતી અનુવાદો પ્રકાશિત થઇ જાય અને તેમનો સમાજમાં પર્યાપ્ત પ્રચાર કરી દેવામાં આવે, તો તેથી વિવાહિત સ્ત્રી પુરુષોમાટે લગ્નની સફળતાનો માર્ગ અત્યંત સરળ તથા પ્રશસ્ત થવાનો સંપૂર્ણ સંભવ છે એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ એ જ મારો નિશ્ચિત અભિપ્રાય છે. મારો આવો અભિપ્રાય હોવા છતાં પણ મારાથી આવા એક પણ ગ્રંથનો ગુજરાતી અનુવાદ અદ્યાપિ નથી કરી શકાયો તેનાં બે કારણો છે. એક તો જે ગ્રંથો મને અનુવાદ કરવા યોગ્ય જણાયા છે તે અત્યંત પ્રચંડ હોવાથી

તેના મુદ્રણ તથા પ્રકાશનમાં જે ધનની આવશ્યકતા હોય છે તેટલા પર્યાપ્ત ધનનો મારા ધનભંડારમાં અભાવ છે અને બીજું કારણ એ છે કે બીજી અનેકવિધ લેખનપ્રવૃત્તિયોનો ચાલૂ ભાર મારા શિરપર રહ્યા કરતો હોવાથી આવા પ્રચંડ ગ્રંથના અનુવાદનો મને જેટલો મળવો જોઇએ તેટલો સમય અથવા અવકાશ પણ મળી નથી શકતો; અધૂરામાં પૂરૂં કોઈ વાર કોઇ સાંસારિક પ્રત્યવાયો આવી પડે છે તો કોઇ વાર પ્રકૃતિની અસ્વસ્થતા વચ્ચે આવીને અચિન્ત્ય વિઘ્નને ઉત્પન્ન કરી દે છે. આવી પરિસ્થિતિમાં પણ ગમે તેમ થઇ જાય તો પણ આવા પ્રકારનો • એક • દાંપત્યશાસ્ત્ર વિષયક ગ્રંથ ગુજરાતી ભાષામાં લખીને અવશ્ય પ્રકટ તો કરવો જ જોઇએ એવો મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લઇને આજથી છ વર્ષ પૂર્વે—ઈ. સ. ૧૯૨૫ ની લગભગમાં—આ 'દમ્પતીશાસ્ત્ર અથવા લગ્નની સફળતા તથા નિષ્ફળતાનો વિચાર' નામક ગ્રંથના લેખનકાર્યનો મેં આરંભ કરી દીધો હતો અને તત્કાળ અમદાવાદના 'વસન્ત મુદ્રણાલય'માં છાપવામાટે પણ આપી દીધો હતો. તે વેળાયે મારો સ્થાયી નિવાસ અમદાવાદમાં હોવાથી જેમ જેમ ગ્રંથ લખાતો જાય તેમ તેમ છપાતો જાય એવા પ્રકારની વ્યવસ્થા કરવામાં આવી હતી અને તદનુસાર આ ગ્રંથનો ૧ થી ૯૬ પૃષ્ઠ સુધીનો વિભાગ અમદાવાદના 'વસંત મુદ્રણાલય'માં છપાઇ પણ ગયો હતો. પરંતુ ત્યાર પછી 'સારા કામમાં સો વિઘ્ન આવે છે' એ લોકમાન્યતા અથવા કહેવત અનુસાર મારા જ્યેષ્ઠ પુત્ર રજનીકાન્તની રુગ્ણતા, તેના માટે શસ્ત્રચિકિત્સાનો પ્રબંધ, ગૃહમાં પ્રસૂતિ આદિક પ્રસંગ, મારા અંતિમ પુત્ર હીરાનન્દના અકાળ મૃત્યુની ઘટના, મારા ઈસ્ટ આફ્રિકાવાસી શ્યાલક ભાઇ નારાયણ હરજી ઠક્કરના લગ્નનો શુભ અવસર, એ લગ્નના શુભ અવસરની નિર્વિઘ્ન સમાપ્તિ પછી મારા જ્યેષ્ઠ પુત્ર રજનીકાન્તનું તેના એ મામા સાથે ઈસ્ટ આફ્રિકા પ્રતિ પ્રયાણ, મારાં ધર્મ પત્નીને પોરબંદરમાં થયેલો ભયંકર અકસ્માત અને અંતે

ઈસ્ટ આફ્રિકામાં મારા જ્યેષ્ઠ પુત્ર રજનીકાન્તના ન્યૂમોનિયાથી ચાર દિવસમાં થઈ ગયેલા દેહાન્ત અથવા પરલોકવાસના આવેલા મહા-દુઃખદ તથા હૃદયવિદારક સમાચાર આદિક એક પછી એક એવી ઘટનાઓ ઘટતી ગઇ કે એ ઘટનાઓના યોગે બે મહિના પોરબંદરમાં તો એક મહિનો અમદાવાદમાં વીતાડવાના અવસરો આવી લાગ્યા; સ્થિરતાનો ભંગ થઈ ગયો અને હૃદયમાં પણ ઉદ્વિગ્નતા રહેવા લાગી. આવી પરિસ્થિતિમાં 'ગુજરાતી'ની ભેટ તથા ચાલૂ વાર્તા આદિક બે ત્રણ આવશ્યક લેખનકાર્યોને જ ચાલતાં રાખીને બાકીનાં સર્વ લેખનકાર્યોને નિરુપાયવશાત્ બંધ કરી દેવાં પડયાં એટલે આ 'દમ્પતીશાસ્ત્ર'નું લેખનકાર્ય પણ ખોરંબે પડી ગયું. ઈ. સ. ૧૯૨૭ના અંતમાં વળી પાછો મુંબઈમાં સ્થાયી નિવાસ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં આ ગ્રંથના અવશિષ્ટ ભાગને રા. રા. શેઠ મણિલાલ ઇચ્છારામ દેશાઈ બી. એ. ની સ્વતંત્ર માલિકીના 'ન્યૂજ. પ્રિન્ટિંગ પ્રેસ'માં છપાવવાનો પ્રબંધ કરવામાં આવ્યો અને તેમાં ૯૭ થી ૨૮૪ સૂધીનાં ૧૮૮ પૃષ્ઠ જેટલો વિભાગ છપાયો એટલામાં શેઠ મણિલાલભાઇની આર્થિક પરિસ્થિતિ પ્રતિકૂલ થઇ જતાં તેમનું પ્રેસ બંધ થઇ ગયું અને આ ગ્રંથને છાપવાનું કાર્ય વળી પાછું અટકી પડયું. અમદાવાદમાં છપાયલા ને એમને ત્યાં છપાયલા બધા ફૉર્મ પણ એમના પ્રેસમાં પડેલા હોવાથી તે ફૉર્મ ઑફિશિયલ એસાઇની પાસેથી ત્રણ મહિના પછી મને પાછા મળ્યા એટલે ત્યાર પછી આ ગ્રંથને યથાશીઘ્ર પ્રકાશિત કરી દેવાનો નિશ્ચય કરવામાં આવ્યો અને તેમાટેની જાહેર ખબર પણ બે ત્રણ વર્તમાનપત્રોમાં આપી દેવામાં આવી. પ્રથમ આ ગ્રંથનું મૂલ્ય અગાઉથી મોકલી આપનારમાટે રૂ. ૩–૮–૦ રાખવામાં આવ્યું હતું અને સામાન્ય મૂલ્ય રૂ. ૫–૦–૦ રાખવામાં આવ્યું હતું. પરંતુ પછીથી આવા ગ્રંથના વાચનનો અમારી 'હિન્દુગૌરવ ગ્રંથમાલા'ના સ્થાયી ગ્રાહકોને સોંઘા મૂલ્યથી લાભ મળે તો વધારે સારૂં એવી

શુભ નિષ્ઠાથી આ ગ્રંથને બે ભાગોમાં વિભક્ત કરીને 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'નાં ચતુર્થ તથા પંચમ પુષ્પ તરીકે પ્રકાશિત કરવાનો નિશ્ચય થતાં તે નિશ્ચય અનુસાર આ ગ્રંથનો આ પ્રથમ ભાગ આજે પ્રકાશિત કરવામાં આવ્યો છે. જો કે આ ગ્રંથનાં એકંદર ૨૮૪ પૃષ્ઠ છપાયાં છે; પરંતુ ૨૨૨ મા પૃષ્ઠમાં પ્રકરણ ૯ મું પૂર્ણ થયેલું હોવાથી આ ગ્રંથમાં ૨૨૨ પૃષ્ઠો જ આપવામાં આવ્યાં છે અને અગ્રભાગનાં ૪૮ પૃષ્ઠો તેમાં ઉમેરવામાં આવે તો આ પ્રથમ ભાગની એકંદર પૃષ્ઠસંખ્યા ૨૭૦ ની થઈ ગઈ છે; એ ઉપરાંત એકંદર ૬ ચિત્રો પણ અપાયલાં છે એટલે સમસ્ત પૃષ્ઠસંખ્યા ૨૭૬ ની જ કહી શકાય કે જે પૃષ્ઠસંખ્યા 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'ના એક પુષ્પ તરીકે પર્યાપ્ત છે અને સ્થાયી ગ્રાહકોને હવે આ ગ્રંથ બે ભાગમાં કેવળ બે રૂપિયાના નામમાત્રના મૂલ્યથી જ મળવાનો છે કે જે મૂલ્ય આ ગ્રંથલેખનના પરિશ્રમ સાથે સરખાવતાં કાંઈ પણ નથી એમ વિચારશીલ પાઠકો તથા પાઠિકાઓ આ ગ્રંથના વાંચન પછી જાણી શકે તેમ હોવાથી એનું અધિક વિવેચન નિરર્થક છે. પ્રસ્તુત ગ્રંથના દ્વિતીય ખંડના ઉપર જણાવ્યા પ્રમાણે ૬૪ પૃષ્ઠ તો છપાયલાં જ પડેલાં છે અને બાકીના વિભાગનું લેખન તથા મુદ્રણ કાર્ય ધીમે ધીમે ચાલી રહેલું હોવાથી ત્રણેક મહિના જેટલા સમયમાં આ ગ્રંથના દ્વિતીય ખંડનું પ્રકાશન પણ થઈ જશે એવી આશા અમો રાખીએ છીએ. આ ગ્રંથનો દ્વિતીય ખણ્ડ પણ લગભગ ૨૭૫ થી ૩૦૦ પૃષ્ઠનો થવાનો છે.

અહીં એ વાર્તાને પણ સ્પષ્ટ શબ્દોમાં જણાવી દેવાની આવશ્યકતા છે કે આ ગ્રંથ કોઈ પણ એક સંસ્કૃત, અંગ્રેજી, બંગાલી, હિન્દી અથવા મરાઠી ભાષાના એક જ વિશિષ્ટ ગ્રંથનો અનુવાદ નથી; કિન્તુ અત્યાર સૂધીમાં દમ્પતીશાસ્ત્ર કિંવા કામશાસ્ત્ર વિષયક જે જે સંસ્કૃત, અંગ્રેજી, બંગાલી, હિન્દી તથા મરાઠી આદિક ભિન્ન ભિન્ન ભાષામાં લખાયલા તથા પ્રકાશિત થયેલા ઉત્તમોત્તમ ગ્રંથો મારા

વાંચવામાં આવ્યા છે તેમનામાંના અમુક ચૂંટી કાઢેલા ગ્રંથોના આધારે આપણા ભારતીય હિન્દુસમાજમાટે પ્રધાનતઃ અધિક ઉપયોગી તથા લાભકારક થઈ શકે તેવા યથાશક્ય ઉત્તમ સ્વરૂપમાં પ્રસ્તુત ગ્રંથની બહુધા સ્વતંત્ર કિંવા મૌલિક રચના કિંવા યોજના કરવામાં આવી છે એટલે આ ગ્રંથને અનેક ગ્રંથોના દોહનસ્વરૂપ મૌલિક ગ્રંથ તરીકે કોઈ પણ પ્રકારના સંકોચ વિના ઓળખી તથા ઓળખાવી શકાય તેમ છે. મારા પોતાના ગૃહના પુસ્તકાલયમાં અત્યારે દમ્પતીશાસ્ત્ર કિંવા કામશાસ્ત્ર વિષયક સંસ્કૃત, અંગ્રેજી, બંગાલી, હિન્દી તથા-મરાઠી આદિક ભિન્ન ભિન્ન ભાષામાં લખાયલા તથા પ્રકાશિત થયેલા ચૂંટી કાઢેલા ને મોંઘી કીમતના લગભગ બસેં ગ્રંથો વિદ્યમાન છે અને તેમનામાંના જે ગ્રંથોનો આ ગ્રંથના લેખનમાં આધાર લેવામાં આવ્યો છે તે ગ્રંથોની ભિન્ન સુચી આ ભૂમિકાના અંતમાં આપી દેવાયલી હોવાથી અહીં તે ગ્રંથોનાં તથા ગ્રંથકર્તાઓનાં નામોનો ઉલ્લેખ કરવામાં નથી આવ્યો. મારા ગૃહપુસ્તકાલયમાં જ અત્યારે દમ્પતીશાસ્ત્ર અથવા કામશાસ્ત્ર ( Sexology ) વિષયક ઉપર જણાવ્યા પ્રમાણે જેટલા ગ્રંથો વિદ્યમાન છે તેટલા ગ્રંથોનું મૂલ્ય જ રૂપિયા એક હજારથી વધારે થવા જાય છે; તો યૂરોપમાં અત્યારે એ જ વિષયના જે એક એકથી અધિક ઉત્તમ તથા ઉપયુક્ત તેમ જ દશ દશ રૂપિયાના મૂલ્યથી આરંભીને સો સોને દોઢ દોઢ સો રૂપિયાના મૂલ્યના અનેકાનેક પ્રચંડ ગ્રંથો સતત પ્રકટ થતા રહે છે તે સર્વ ગ્રંથોને ખરીદવામાં આવે તો તેમના મૂલ્યની રકમ ઓછામા ઓછી પણ રૂપિયા દશ હજાર જેટલી તો અવશ્ય થઇ જાય. આ વિવેચન કરવાનું કારણ એટલું જ છે કે ત્યાં આ વિષયના આટલા બધા ગ્રંથો લખાય છે, છપાય છે અને જોતજોતાંમાં વેચાઈ જાય છે; માત્ર એટલું જ નહિ, પણ અનેક ગ્રંથોની તો અલ્પ સમયમાં જ ચાર ચાર ને આઠ આઠ આવૃત્તિયો થઈ જાય છે એથી આ વિષયને સભ્ય તથા ગંભીર ભાષામાં ચર્ચતા ઉત્તમ

ગ્રંથોની સંસારને કેટલી બધી આવશ્યકતા છે એનું આપણાથી પર્યાપ્ત પરિમાણમાં વાસ્તવિક અનુમાન કરી શકાય છે. ખેદનો વિષય માત્ર એટલો જ છે કે દમ્પતીશાસ્ત્રના વિષયમાં પણ આપણા આર્ય પૂર્વજો અન્યાન્ય વિષયો પ્રમાણે જ જગદ્‌ગુરુ હોવા છતાં આપણા ભારતવર્ષની અત્યારની પ્રચલિત ભાષાઓમાં આ વિષયના ઉત્તમ ગ્રંથોનો સર્વથા અભાવ અને અભાવ જ અદ્યાપિ જોવામાં આવ્યા કરે છે. હિન્દી ભાષામાં દમ્પતીશાસ્ત્ર વિષયક 'સોહાગરાત' તથા 'મનોરમાકે પત્ર' નામક બે ગ્રંથો પરમશ્રદ્ધેય મદનમોહન માલવીયજીના કુલદીપક કૃષ્ણકાન્ત માલવીયજીએ લખીને હિન્દીભાષાભાષિણી જનતા ઉપર જે ઉપકાર કર્યો છે તે અવશ્ય અહીં ઉલ્લેખનીય છે અને અમુક વિલક્ષણ સંયોગોમાં એમાંના 'સોહાગરાત' નામક ગ્રંથનો ગુજરાતી અનુવાદ કરવાનો અને તે ગુજરાતી અનુવાદ 'સૌભાગ્યરાત્રિ' નામથી 'હિન્દુગૌરવ ગ્રંથમાળા' ના ષષ્ઠ તથા સપ્તમ પુષ્પ તરીકે પ્રકાશિત કરવાનો જે અલભ્ય અવસર અમોને અમારા આ ગ્રથના પ્રકાશનના અવસર સાથે જ પ્રાપ્ત થયો છે તેમાટે અમો પોતાને મહાભાગ્યશાળી માનીએ છીએ; કારણ કે, શ્રીયુત કૃષ્ણકાન્ત માલવીયજી જેવા પરમધાર્મિક પુરુષો પણ દમ્પતીશાસ્ત્ર વિષયક ગ્રંથો લખવામાટે કટિબદ્ધ થઇ ગયા છે અને પંજાબકેસરી. સ્વ. લાલા લાજપતરાયજી જેવા મહાપુરુષે પણ 'સોહાગરાત' ની ભૂમિકા લખીને દમ્પતીશાસ્ત્ર વિષયક ઉત્તમ ગ્રંથોની મહત્તા તથા આવશ્યકતાનો મુક્ત કંઠે સ્વીકાર કરી લીધો છે એટલે હવે આ વિષયના ઉત્તમ ગ્રંથોની મહત્તા, ઉપયુક્તતા તથા આવશ્યકતાને સિદ્ધ કરવામાટે અન્ય નવીન પ્રમાણોની કશી પણ આવશ્યકતા રહેતી જ નથી. 'સૌભાગ્યરાત્રિ' નામક ગ્રંથને 'હિન્દુ-ગૌરવ ગ્રંથમાળા' ના છઠ્ઠા તથા સાતમા પુષ્પ તરીકે પ્રકાશિત કરવાનો અવસર કેવા સંયોગોમાં પ્રાપ્ત થયો હતો એનો તે ગ્રંથમાંના અનુવાદકના ઉપોદ્‌ઘાતમાં પર્યાપ્ત ઉલ્લેખ કરાયલો હોવાથી તે વાંચી લેવાની પાઠકો તથા પાઠિકાઓને પ્રાર્થના કરવામાં આવે છે. સહૃભા-

સ્વતંત્રશાત્ શ્રીયુત કૃષ્ણકાન્ત માલવીયજીના ગ્રંથો ભિન્ન દૃષ્ટિબિન્દુથી લખાયલા છે અને પ્રસ્તુત 'દમ્પતીશાસ્ત્ર' નામક ગ્રંથ ભિન્ન દૃષ્ટિબિન્દુથી ને તેમના ગ્રંથોથી બહુ પૂર્વે લખાયલો છે એટલે એ ઉભય ગ્રંથોમાં પાઠકો તથા પાઠિકાઓને દમ્પતીશાસ્ત્ર વિષયક ભિન્ન ભિન્ન વિષયોના યથારુચિ તથા આવશ્યક જ્ઞાનામૃતના પાનનો લાભ મળી શકશે કે જે પર્યાપ્ત સંતોષનો વિષય છે. જો આ ગ્રંથ 'હિન્દુ ગૌરવ ગ્રંથમાળા' ના તેમ જ અન્યાન્ય સ્થાયી તથા અસ્થાયી પાઠકો તથા પાઠિકાઓના આદરને પાત્ર થશે અને ભવિષ્યમાં ગુજરાતના અન્યાન્ય વિદ્વજ્જનો આવા પ્રકારના ઉપયુક્ત સાહિત્યના નિર્માણમાટે કટિબદ્ધ થઈ જશે તો એને મારા પરિશ્રમના અત્યંત મધુર ફળ તરીકે સ્વીકારી લઇને મારો આત્મા અનિર્વચનીય સંતોષને અનુભવશે; માત્ર એટલું જ નહિ, પણ જો આયુષ્ય તથા આરોગ્ય અખંડ રહેશે, તો દમ્પતીશાસ્ત્ર સાથે સંબંધ ધરાવનાર અન્યાન્ય ગ્રંથોને અસ્તિત્વમાં લાવવાનો પણ હું યથાશક્ય પ્રયત્ન કરતો રહીશ.

આ 'દમ્પતીશાસ્ત્ર' નામક ગ્રંથનું પ્રકાશન વિષયક વિજ્ઞાપન વર્તમાનપત્રોમાં છપાયા પછી આ ગ્રંથને સત્વર પ્રકાશિત કરવાના સંબંધમાં અમોને પાઠકો તથા પાઠિકાઓનાં અનેક પત્રો મળ્યાં છે અને તેથી આ ગ્રંથના વાચનમાટે પાઠકો તથા પાઠિકાઓનાં હૃદયોમાં જે ઉત્કંઠા વ્યાપી રહી છે તે સ્પષ્ટ જણાઈ આવે છે; પરંતુ મારી પ્રકૃતિની અસ્વસ્થતાના કારણથી તેમ જ અન્યાન્ય ગ્રંથોના લેખન-કાર્યનો મારા શિરપર અતિશય ભાર હોવાથી આ ભૂમિકા લખવામાં જેની કલ્પના પણ ન હોતી તેટલો વિલંબ થઈ ગયો છે અને તે કારણથી આ ગ્રંથનું ધાર્યા કરતાં લગભગ બે માસ મોડું પ્રકાશન કરી શકાયું છે તેમાટે હું મારાં કૃપાલુ પાઠકો તથા પાઠિકાઓની નમ્રતાપૂર્વક ક્ષમા માગું છું અને આશા રાખું છું કે તેઓ એ ક્ષમા આપવાની ઉદારતા અવશ્ય દર્શાવશે.

આ ગ્રંથ મારાં જીવનસહચરી સુગૃહિણી અખંડ સૌ. રાધાદેવીને સમર્પવાનું મેં એટલામાટે ઉચિત ધાર્યું છે કે ગૃહસ્થાશ્રમ કિંવા દાંપત્ય જીવનની સફળતાનો પ્રધાન આધાર સુગૃહિણી ઉપર જ રહેલો હોય છે અને સુગૃહિણીનું યોગ્ય પ્રસંગે યોગ્ય સન્માન કરવું એ વિચારશીલ પતિનું એક આવશ્યક કર્તવ્ય છે. આજે મારાથી મારા પતિ તરીકેના એ આવશ્યક કિંવા પ્રધાન કર્તવ્યનું અંશતઃ પાલન કરી શકાયું છે તેથી મારા હૃદયમાં એક પ્રકારના અવર્ણનીય સંતોષને હું અનુભવી રહ્યો છું. આ વિષય પરત્વે આનાથી અધિક કાંઈ પણ લખવાની આવશ્યકતા નથી.

આ ગ્રંથમાં સ્વ. શેઠ મનસુખલાલ છગનલાલ શેરદલાલ તથા મારાં વિદ્યમાન ધર્મપત્નીના બ્લૉકસ્ વિના આ ગ્રંથના પ્રતિપાદ્ય વિષય સાથે સંબંધ ધરાવનારાં જે ચિત્રો આપવામાં આવ્યાં છે તે ચિત્રોના બ્લૉકસ્ જોશી આર્ટ્ પ્રિન્ટિંગ પ્રેસના માલિક તથા મારા મિત્ર રા. રા. ગિરિજાશંકરભાઈ જોશીની માલિકીના હોઇને તેમણે કોઈ પણ પ્રકારનો બદલો લીધા વિના કેવળ છપામણી તથા કાગળોનું સામાન્ય મૂલ્ય લઇને એ ચિત્રો છાપી આપ્યાં છે તેમાટે હું તેમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું. એ જ પ્રમાણે અમદાવાદના જે ‘વસન્ત મુદ્રણાલય’ માં આ ગ્રંથના મુદ્રણકાર્યનો ઈ. સ. ૧૯૨૫ માં આરંભ થયો હતો તે જ ‘વસન્ત મુદ્રણાલય’ના માલિક તથા મારા મિત્ર રા. રા. ચિમનલાલ ઇશ્વિરલાલ મેહતા તેમ જ તેમના કાર્યદક્ષ તથા વાકપટુ મૅનેજર રા. અંબાલાલભાઇએ આ ગ્રંથના આરંભનાં ૪૮ પૃષ્ઠ બહુ જ ઊતાવળથી છાપીને મોકલી આપવાની દર્શાવેલી લાગણીમાટે એ ઉભય બંધુઓનો પણ મારે અવશ્ય ઉપકાર માનવો જ જોઇએ. આ ગ્રંથનો દ્વિતીય ખંડ તેમ જ ‘વીસમી સદીની વસન્તસેના’ આદિક ગ્રંથો પણ એ ‘વસન્ત મુદ્રણાલય’માં જ છપાય છે. એમાંના ‘વીસમી સદીની વસન્તસેના’ નામક

ગ્રંથના 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'નાં બે પુષ્પ લગભગ છપાઇને તૈયાર થવા આવ્યાં છે અને તે આ ગ્રંથમાં અન્યત્ર અપાયલા સૂચનમાં દર્શાવ્યા પ્રમાણે સત્વર જ પ્રકાશિત થવાનાં છે.

પૂર્વે જણાવ્યા પ્રમાણે આ ગ્રંથના લેખન તથા મુદ્રણકાર્યના આરંભ પછી તેમાં અનેક પ્રકારનાં વિઘ્નો આવવા છતાં તે વિઘ્નોમાંથી પાર પાડી દઇને જે પરમ કૃપાલુ કૃપાઘન પરમાત્માએ આ ગ્રંથના પ્રકાશનનો પ્રસંગ આજે પ્રાપ્ત કરાવી આપ્યો છે તે પરમકૃપાલુ કૃપાઘન પરમાત્માનો એ કૃપા દર્શાવવામાટે વારંવાર ઉપકાર માનીને અને એવી જ રીતે આ ગ્રંથના દ્વિતીય ખંડના પ્રકાશનના પ્રસંગને પણ સત્વર નિર્વિઘ્ન પ્રાપ્ત કરાવી આપવાની તેનાં શ્રીચરણોમાં શ્રદ્ધાપૂર્વક વિનીત ભાવથી અભ્યર્થના કરીને પ્રસ્તુત ભૂમિકાની હું અહીં જ ઇતિશ્રી કરવાનું ઇષ્ટ ધારૂં છું.

જગમોહનદાસ શેઠનો બંગલો,
મુલુન્દ (જિલ્લા થાણા, જી. આઈ. પી. રેલ્વે) તા. ૨૧-૪-૧૯૩૧
સં. ૧૯૮૭, વૈશાખ, અક્ષય્ય-તૃતીયા અથવા પરશુરામ જયન્તી, ભૌમવાર.

ભવદીય
ઠક્કુર નારાયણ વિસનજી,
ગ્રંથકાર

પ્રસ્તુત 'દમ્પતીશાસ્ત્ર' નામક ગ્રંથના નિર્માણમાં
ભિન્ન ભિન્ન ભાષાઓમાં લખાયલા દામ્પત્ય
વિજ્ઞાન કિંવા કામશાસ્ત્ર વિષયક જે જે
ઉત્તમ ગ્રંથોનો ન્યૂનાધિક આધાર
લેવામાં આવ્યો છે તેમાંના મુખ્ય
મુખ્ય ગ્રંથોની સૂચી

## સંસ્કૃત ગ્રંથો

૧ શ્રી વાત્સ્યાયન મુનિપ્રણીત કામસૂત્ર ( સટીક )

૨ દામોદર ગુપ્ત કવિ વિરચિત કુટ્ટિનીમતમ્ ( સટીક )

૩ મહારાજ શ્રી વીરભદ્ર દેવ વિરચિત કન્દર્પચૂડામણિઃ મૂલમાત્ર

૪ પદ્મશ્રીવિરચિત નાગરસર્વસ્વમ્ ( સટીક )

૫ મહાકવિ કલ્યાણમલ્લ વિરચિત અનંગરંગ, મૂલમાત્ર, લાહોર.

૬ કવિશેખર જ્યોતીશ્વરાચાર્યવિરચિત પંચસાયકઃ, મૂલમાત્ર.

૭ કોક્કોક કવિ ( કોકા પંડિત ) વિરચિત રતિરહસ્યમ્, મૂલમાત્ર.

૮ પ્રૌઢદેવ મહારાજ વિરચિત રતિરહસ્યપ્રદીપિકા, મૂલમાત્ર.

૯ મહેશ્વરાચાર્યકૃત રતિવલ્લભઃ મૂલમાત્ર.

૧૦ મનુસ્મૃતિઃ સંસ્કૃતટીકાસમન્વિતા.

૧૧ લૌકિકન્યાયાંજલિઃ આંગલવ્યાખ્યાસમન્વિતા.

## અંગ્રેજી ગ્રંથો

1 The Kama-Sutra (or The Science of Love) of Shree Vatsyayana, Translated into English, by K. Rangaswami Iyengar, Lahore, 1921.

2 Social Life in Ancient India, Studies in Vatsyayana's Kamasutra, by Haranchandra Chrkladar, Calcutta, 1929.

3 Rati-Ratna-Pradipika (of Shree Devraja Maharaja) with an English Translation by Pandit K. Rangaswami Iyengar, Mysore, 1923.

4 Sexual Life in Ancient India, 2 Volumes, by Johann Jacob Meyer, London, 1930.

5 Indian Civilization and its Antiquity, by Bhudeb Mookerji, M. A. Rasacharya, Calcutta, 1928.

6 Studies in the Psychology of Sex, 7 Volumes, by Havelock Ellis, Philadelphia (U. S. A.) from 1910 to 1928.

7 The Sexual Life of our Time, by Iwan Bloch, M. D. Lodon, 1925.

8 The Sexual Question, by Dr. August Forel, London, 1925.

9 The Sexual Life of Women, by Professor Heinrich Kisch, London, 1924.

10 Psychopathia Sexualis, by the Late Dr. R. von Krafft Ebing, Philadelphia, 1828.

11 Disorders of the Sexual Function in the Male and Femal, by Wax Huhner, M. D. Philadelphia, 1920.

12 The Ten Pleasures of Marriage, by Aphra Behn, London, 1922.

13 Marriage Past Present and Future, by Ralph De Pomerai, London,. 1930.

14 Married Love, by Marie Stopes, D. Sc. Ph. D. London, 1923.

15 Love and Marriage, by Ellen Key, London, 1922.

16 Impotency, Sterility and Artificial Impregnation, by Frank P. Davis, M. D. St. Louis, 1917.

17 Sterile Marriages, by J. Dulburg, M. D. G. P. London,

18 Enduring Passion, by Marie Stopes, London, 1928.

19 Safe Marriage, by Ettie A. Rout, London, 1922.

20 The Art of Kissing, New York, (U. S. A.)

21 Youth and Maidenhood, by Walter M. Gallichan, London. 1922.

22 The Psychology of Sex, by Drs. R. T. Trall and Robertson Wallace, London, 1922.

23 Sex–Lore, A primer on Courtship, Marriage and Parenthood, by Mrs. S. Herbert, London, 1918.

24 Marriage and Heredity, by J. F. Nisbet, London, 1910.

25 The Evolution of Marriage, by Ch. Letourneau, London and Feling–on–Cyne, 1911.

26 The Critical Age of Woman, by Walter M. Gallichan, London, 1922.

27 Autoerotic Phenomena in Adolescence, by R. Menzies, London, 1921.

28 The Marriage of Happiness, by Carl Buttenstedt, Friedrichshagen, Berlin.

29 Our Destination, by Carl Buttenstedt, Berlin.

30 The Art of Marriage, by Horace Nerote, London.

31 Modern Marriage and How to Bear it, by Maud Churton Barby, London.

32 Modern Woman and How to Manage Her, by Walter M. Gallichan, London.

33 Rati–Sastram or The Hindu System of Sexual Science, Translated from Original Text, by Abnishchandra Ghose, B. A. Calcutta, 1920.

34 The Objects of Marriage, by Havelock Ells, New York, 1920.

35 The Relations of the Sexes, by Leo Tolstoy, Madras, 1901.

36 Love's Coming of Age, by Edward Carpenter New York, 1928.

37 The Sex Factor in Marriage, by Helena Wright, London, 1930.

38 Divorce As I See it, dy Bertrand Russell and others, London, 1930.

39 How to Be happy Though Married, by Rev. E. J Hardy, London & Glasgow.

40 The Hindu Science of Marriage, by Dhirendra Nath Pal, Calcutta, 1909.

41 The Science of a New Life, by John Cowan, M. D. Akron Ohio.

42 The Works of Aristotle the Frmous Philosopher, London.

43 Marriage, Its Duties and Privileges, by Mary Wood-Allen, M. D. Chicago, New York, Toronto.

## બંગાલી ગ્રંથો

૧ શ્રીમદ્ વાત્સ્યાયન પ્રણીત 'કામસૂત્ર' નો બંગાલી અનુવાદ.

૨ શ્રી સુરેન્દ્રમોહન ભટ્ટાચાર્ય વેદાન્તશાસ્ત્રી પ્રણીત પ્રેમેર વિકાસ.

૩ સ્વ. સર ગુરુદાસ બૅનર્જી (હાઇકોર્ટ જજ, કલકત્તા) કૃત જ્ઞાન ઓ કર્મ, કલકત્તા.

## હિન્દી ગ્રંથો

૧ વ્રજમોહન મિહિર કૃત દમ્પતિકર્તવ્યશાસ્ત્ર, પ્રયાગ.

૨ વિવાહવિજ્ઞાન, કલકત્તા.

૩ શ્રીમતી સુશીલાદેવી નિગમ બી. એ. કૃત **દામ્પત્ય જીવન**, પ્રયાગ, ૧૯૨૮.

૪ શ્રીયુત ગણેશદત્ત શર્મા ગૌડ 'ઇન્દ્ર' કૃત **સન્તાન–શાસ્ત્ર**, પ્રયાગ, ૧૯૨૮.

૫ શ્રીયુત યશપાલ કૃત **દમ્પતીપરામર્શ**, લાહોર; વિ. સં. ૧૯૮૪

## મરાઠી ગ્રંથો

૧ રા. રા. નારાયણ કેશવ અલોની બી. એ. બૅરિસ્ટર ઍટ્ લૉ કૃત **લગ્નવિધિ વ સોહળે**, મુંબઈ, ૧૯૦૪.

૨ **વધૂવરપરીક્ષા**, વડોદરા, ૧૯૦૩

૩ અનંગરંગ ઉર્ફે રતિશાસ્ત્ર, સંસ્કૃત **અનંગરંગ**ની મરાઠી ટીકા કર્જત, ૧૯૨૯

૪ ડૉ. દામોદર વાસુદેવ સાંડૂ કૃત **જગાચ્યા વાતાવરણાંત**, ચેંબૂર, મુંબઈ, ૧૯૩૦

૫ રા. દત્તાત્રેય વાસુદેવ નિમકર કૃત **હિન્દુ લગ્નસંસ્થા**, મુંબઈ, શકે ૧૮૫૦

**વિશેષ વક્તવ્યઃ** આ સૂચી હજી અપૂર્ણ જ છે; કારણ કે, આ ગ્રંથના લેખન પૂર્વે દાંપત્ય વિજ્ઞાનના સંબંધમાં મેં જેટલાં પુસ્તકોનું પરિશીલન કર્યું છે તે મારા ગૃહગ્રંથાલયમાંનાં સર્વ પુસ્તકોની સૂચી સ્થાનાભાવથી અહીં આપી શકાય તેમ છે જ નહિ. છતાં આ ગ્રંથના ન્યૂનાધિક આધારભૂત આટલા ગ્રંથોની સૂચી પણ અહીં પર્યાપ્ત છે અને જે પાઠકો તથા પાઠિકાઓ સંસ્કૃત તથા અંગ્રેજી જાણતાં હોય તેઓ જો આ સૂચીમાંના બે ચાર ઉત્તમ સંસ્કૃત તથા અંગ્રેજી ગ્રંથોના પરિશીલનમાં નિમગ્ન થશે, તો પણ તેમને દાંપત્ય વિષયક આવશ્યક જ્ઞાનની પ્રાપ્તિ થઇ શકશે એવી મારી પોતાની તો દૃઢ માન્યતા છે.

ઠક્કુર નારાયણ વિસનજી,
ગ્રંથકાર

## ' હિન્દુગૌરવ ગ્રંથમાલા 'ના સ્થાયી ગ્રાહકોને એક અત્યંત આવશ્યક અભ્યર્થના

' સૌભાગ્યરાત્રિ ' ( પ્રથમખંડ ) ' હિન્દુગૌરવ ગ્રંથમાળા ' નું ષષ્ઠ પુષ્પ અને આ ' દમ્પતીશાસ્ત્ર ' ( પ્રથમ ખંડ ) ચતુર્થ પુષ્પ હોવા છતાં આ ગ્રંથ ' સૌભાગ્યરાત્રિ ' ના પ્રથમ ખંડ કરતાં મોડો છપાઇને તૈયાર થવાથી ' સૌભાગ્યરાત્રિ ' ( પ્રથમ ખંડ ) ના પ્રકાશન પછી અકસ્માત ઘટી ગયેલી એક ઘટનાનો અહીં ઉલ્લેખ કરવામાં આવે છે. 'સૌભાગ્યરાત્રિ' ( પ્રથમ ખંડ ) માંના અનુવાદકના ઉપોદ્ઘાતમાં એવા પ્રકારનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો કે: " આ ગ્રંથનો દ્વિતીય ખંડ પણ લખાઇને તૈયાર થઇ ગયેલો હોવાથી અને તેનું મુદ્રણકાર્ય પણ નિયમિત ચાલી રહેલું હોવાથી તે દ્વિતીય ખંડને પણ અમો બે માસના અલ્પ કાલાવધિમાં જ પ્રકાશિત કરી દેવાની દૃઢ આશા રાખીએ છીએ." પરંતુ એ પ્રથમ ખંડની ઘણીખરી નકલો અમારા હાથમાં આવી ગયા પછી વડોદરાના જે ' આર્યસુધારક ' પ્રિંટિંગ પ્રેસમાં એ ગ્રંથ છપાતો હતો તે પ્રેસમાં દૈવદુર્વિપાકના યોગે તા. ૫–૩–૩૧ ગુરુવારને દિવસે અચાનક સર્વભક્ષક અગ્નિદેવ પ્રકટ થતાં ( અર્થાત્ આગ લાગતાં ) અગ્નિદેવે તે પ્રેસને બાળીને ભસ્મીભૂત કરી નાખ્યું અને તેમાંની એક પણ વસ્તુ સુરક્ષિત કિંવા અવશિષ્ટ રહી શકી નહિ. અર્થાત્ ' સૌભાગ્યરાત્રિ ' ( દ્વિતીય ખંડ )નાં હસ્તલિખિત લખાણ, છપાઈ ગયેલા બેક ફરમા તથા છાપવાના કાગળ આદિક પણ એ અગ્નિજ્વાલામાં બળીને ભસ્મીભૂત થઈ ગયાં ! આ અકસ્માતે ' સૌભાગ્યરાત્રિ ' ( દ્વિતીય ખંડ )ના દ્વિતીય વારના લેખનપ્રસંગને

ઉપસ્થિત કરી દીધેલો હોવાથી અને મારા નિત્યના નિયમ અનુસાર હસ્તલિખિત લખાણની બીજી નકલ મારી પાસે ન હોવાથી હવે જ્યારે નવીન અનુવાદ લખાઈને તૈયાર થશે ત્યારે જ એ ગ્રંથના મુદ્રણકાર્યનો આરંભ થઇ શકશે અને હવે એ નવીન અનુવાદ હું પોતે જ કરવાનો હોવાથી સ્વાભાવિક જ ' સૌભાગ્યરાત્રિ 'ના દ્વિતીય ખંડના પ્રકાશનમાં ઓછામાં ઓછો ત્રણ ચાર મહિના જેટલો ધાર્યા કરતાં અધિક સમય લાગી જશે એટલે ' હિન્દુગૌરવ ગ્રંથમાળા 'ના સ્થાયી ગ્રાહકોને એ ગ્રંથના વાંચનમાટે અતિશય અધીર ન થવાની, ધૈર્ય તથા શાંતિને ધારણ કરવાની તથા અકારણ પત્રવ્યવહાર ન કરવાની અહીં નમ્રતાપૂર્વક પ્રાર્થના 'કરવામાં આવે છે. છતાં અમો એટલી ખાત્રી અવશ્ય આપીએ છીએ કે અમારા અત્યારના સંયોગોમાં અમારાથી કરી શકાશે તેટલી ઉતાવળ કરીને ચારથી પાંચ માસ જેટલાં સમયમાં એ ગ્રંથને પ્રકાશિત કરી દેવાનો અમો અવિશ્રાંત પરિશ્રમ કરીશું. સારાંશ કે, ' સૌભાગ્યરાત્રિ 'ના પ્રથમ ખંડમાંના અનુવાદકના ઉપોદ્ઘાતમાં ( પૃષ્ઠ ૧૨-૧૩માં ) જણાવ્યા પ્રમાણે પ્રથમ ખંડમાં ૧૧ મી પત્રિકા પછીનો અનુવાદ તથા દ્વિતીય ખંડનો સમસ્ત અનુવાદ રા. ભીમાશંક શર્માનો કરેલો હતો; પરંતુ હવે તે અનુવાદ ભસ્મીભૂત થતાં નવીન અનુવાદ ઉપર જણાવ્યા પ્રમાણે મારે કરવાનો હોવાથી એ નવીન અનુવાદ સાથે રા. ભીમાશંકર શર્માના નામનો કોઈ પણ પ્રકારનો સંબંધ રહેવાનો નથી. આ આકસ્મિક ઘટનાથી ઇશ્વરની કાંઇક આવી જ ઇચ્છા હોવાનું સ્પષ્ટ જણાઈ આવે છે. અસ્તુ.

' સૌભાગ્યરાત્રિ 'નો પ્રથમ ખંડ આજે લગભગ દોઢ માસથી પ્રકાશિત થઈ ગયો છે અને મુંબઈના કેટલાક સ્થાયી ગ્રાહકોને આપવામાં પણ આવ્યો છે; પરંતુ ટપાલખર્ચમાં કિફાયત કરવામાટે બહારગામના સ્થાયી ગ્રાહકોને તે ગ્રંથ અને આ ગ્રંથ એકત્ર મોકલવાની પ્રથમથી જ યોજના કરાયલી હોવાથી આ ગ્રંથની

સાથે જ મોકલવામાં આવ્યો છે. એ જ પ્રમાણે આવી ઘટના ઘટી જવાથી '**વીસમી સદીની વસંતસેના અથવા એક વિલક્ષણ વારાંગનાની વીરગર્જના**' નામક ગ્રંથનો એક જ ભાગ 'સૌભાગ્યરાત્રિ'ના દ્વિતીય ખંડ સાથે પ્રકાશિત થવાનો હતો તેને બદલે એ ગ્રંથના બે ભાગ એકત્ર પ્રકાશિત કરવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે અને '**વીસમી સદીની વસન્તસેના**' (પ્રથમ ખંડ પૂર્વાર્દ્ધ તથા ઉત્તરાર્દ્ધ) આજથી લગભગ એક માસમાં જ તૈયાર થઈ જવાનો સંભવ હોવાથી જૂન (૧૯૩૧)ના આરંભ અથવા મધ્યમાં એ ગ્રંથ અમો 'હિન્દુગૌરવ ગ્રંથમાળા'ના મુંબઈ બહારના સ્થાયી ગ્રાહકોને ૮ મા તથા ૯ મા (એકત્ર બે) પુષ્પો તરીકે વી. પી. થી મોકલવા માંડીશું એટલે તે વી. પી. ને સ્વીકારી લેવાની અમો અમારા મુંબઈ બહારના ગ્રાહકોને અત્યારથી જ સૂચના આપી દઇએ છીએ. અર્થાત્ તે સમયમાં જો પત્રદ્વારા અમો નવીન સૂચના ન આપી શકીએ તો બહાર ગામના સ્થાયી ગ્રાહકોએ આ સૂચનાને જ પર્યાપ્ત માની લેવાની છે.

આ ગ્રંથ સાથે મુંબઇ તથા મુંબઇ બહારના સ્થાયી ગ્રાહકોને તેમણે ભરેલા પ્રવેશ ફીના આઠ આનાની રસીદ તથા તેમના સ્થાયી ગ્રાહક નંબર મોકલી આપવામાં આવ્યા છે એટલામાટે હવે પછી "હિન્દુગૌરવ ગ્રંથમાળા'ના સંબંધમાં કોઇ પણ પ્રકારનો પત્રવ્યવહાર કરતી વેળાયે તેમણે પોતાના નવીન ગ્રાહક નંબરનો પત્રમાં અવશ્ય ઉલ્લેખ કરવો એવી સ્થાયી ગ્રાહકોને અમારી નમ્ર પ્રાર્થના છે; નહિ તો તેમનાં પત્રોનાં અમારાથી તત્કાળ ઉત્તરો નહિ આપી શકાય. એ જ પ્રમાણે સ્થાયી ગ્રાહકો જો જવાબમાટે રિપ્લાય કાર્ડ અથવા એક આનાનો પોસ્ટલ સ્ટૅમ્પ્ નહિ મોકલી આપે, તો અમો જવાબ લખવાને બંધાયલા રહીશું નહિ. કોઇ પણ ગ્રાહકનો નૅાટપેડ કાગળ કોઇ પણ સંયોગોમાં સ્વીકારવામાં નહિ જ આવે એ સ્થાયી ગ્રાહકોએ નિશ્ચયપૂર્વક જાણી રાખવાનું છે.

આ સાથે સ્થાયી ગ્રાહકોને તેમનાં નવીન ગ્રાહક નંબર તથા પ્રવેશ ફીની નવી રસીદ મોકલાયલી હોવાથી જેમને જૂના નંબર તથા રસીદ મોકલાયલાં હોય તેમણે તેમને રદ સમજવાનાં છે.

જેવી રીતે અત્યારે 'સૌભાગ્યરાત્રિ' પ્રથમ ખંડ અને 'દમ્પતી શાસ્ત્ર' પ્રથમ ખંડ એ બે પુસ્તકોનું એકત્ર પ્રકાશન કરવામાં આવ્યું છે તેવી જ રીતે એ ઉભય પુસ્તકના દ્વિતીય ખંડોને પણ ચાર થી પાંચ મહિના જેટલા કાલાવધિમાં એકત્ર પ્રકાશિત કરી શકાય એવો પ્રયત્ન અમો અત્યારથી જ કરી રહ્યા છીએ અને પરમાત્મા પાસેથી અમારા એ પ્રયત્નની સફળતાને યાચી રહ્યા છીએ.

શેઠ જગમોહનદાસનો બંગલો,
મુલુન્દ : જિલ્લા થાણા,
( જી. આઇ. પી. રેલ્વે )
તા. ૨૧–૪–૩૧; ભૌમવાર.

ભવદીય કૃપાભિલાષી
ઠક્કુર નારાયણ વિસનજી,
સંપાદક તથા મુખ્ય લેખક :
'હિન્દુગૌરવ ગ્રંથમાળા'



# વિષયાનુક્રમણિકા



## દમ્પતીશાસ્ત્ર

### અથવા

## લગ્નની સફળતા તથા નિષ્ફળતાનો વિચાર

## ‘ હિન્દુગૌરવ ગ્રંથમાળાન ’ નાં અત્યાર સૂધી પ્રકટ થયેલાં ઉત્તમોત્તમ વાંચવા તથા ભેટ આપવા યોગ્ય જ્ઞાન-સુગંધસમન્વિત સચિત્ર પાંચ પુષ્પો [ પુસ્તકો ]

| | | |
|---|---|---|
| ૧ | ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ્ ( કાચું પૂઠું ) ... ... ... | રૂ. ૧–૮–૦ |
| ૨ | ગુરુ ગોવિન્દસિંહ અથવા ધુરંધર ધર્મસમ્રાટ્ ( પાકું પૂઠું ) ... ... ... | રૂા. ૨–૦–૦ |
| ૨ | વીર વૈરાગી અથવા બન્દા બહાદુર ( કાચું પૂઠું ) | રૂા. ૧–૮–૦ |
| | ” ” ” ” ” ( પાકું પૂઠું ) | રૂા. ૨–૦–૦ |
| ૩ | હિન્દુસંગઠન અથવા મરણોન્મુખ હિન્દુજાતિની એકમાત્ર સંજીવની ... ... ... | રૂા. ૧–૮–૦ |
| ૪ | સૌભાગ્યરાત્રિ અથવા વહૂરાણીને શીખામણ ( પ્રથમ ખંડ ) ... ... ... | રૂા. ૨–૦–૦ |
| ૫ | દમ્પતીશાસ્ત્ર અથવા લગ્નની સફળતા તથા નિષ્ફળતાનો વિચાર ( પ્રથમ ખંડ ) ... | રૂા. ૨–૦–૦ |
| ૬–૭ | વીસમી સદીની વસન્તસેના અથવા એક વિલક્ષણ વારાંગનાની વીરગર્જના ( પ્રથમ ખંડ : પૂર્વાર્દ્ધ તથા ઉત્તરાર્દ્ધ સાથે ) ... ... | રૂા. ૩–૦–૦ |

**‘ હિન્દુગૌરવ ગ્રંથમાળા ’ ના આઠ આના પ્રવેશફીના ભરીને સ્થાયી ગ્રાહક થનારને આ ગ્રંથો ઓછા મૂલ્યથી મળી શકે છે. નિયમોમાટે એક આનાનો પોસ્ટલ સ્ટૅંપ મોકલી વિસ્તૃત વિજ્ઞાપન મંગાવો. આ ગ્રંથમાળાનાં સર્વ પુસ્તકોના સંબંધમાં વિદ્વાનો તથા પ્રતિષ્ઠિત વર્તમાનપત્રોએ ઉત્તમોત્તમ અભિપ્રાયો આપેલા છે.**

વ્યવસ્થાપક,

**‘ હિન્દુગૌરવ ગ્રંથમાળા ’ કાર્યાલય,**

નં. ૧૦૦, બજાર ગેટ સ્ટ્રીટ, કોટ,

**મુંબઇ ૧.**

ઠક્કુર નારાયણ કૃત એક નવીન સામાજિક નવલકથા

# બાલ વિધવા કલ્યાણી

અથવા

# રાજા કે રાક્ષસ ?

"હિન્દુજ્યોતિ" પત્રમાં જે નવલકથા અત્યારે ચાલૂ છે અને જેને પુસ્તક રૂપે બહાર પાડવાની અનેક વાંચકો તરફથી માગણી કરવામાં આવી છે તે જ દેશી રાજ્યોના કેટલાક દુરાચારી તથા અત્યાચારી કિંવા રાજા હોવા છતાં "રાક્ષસ" નામની સાર્થકતા કરનારા રાજવીઓનાં નાનાધિ પ્રજાપીડન તથા પૈશાચિક કર્મોનો પ્રકાશ કરનારી, અત્યંત મનોવેધક, વિલક્ષણ હૃદયભેદક તથા રસઝરતી આ વર્તમાનકાલિક સામાજિક નવલ-કથા છે. લગભગ ૪૦૦ પૃષ્ઠની આ સુંદર નવલકથાનું મૂલ્ય અત્યારના સમયનો વિચાર કરીને માત્ર રૂ. ૨-૦-૦ (ટપાલ તથા વી. પી. ખર્ચ સિવાય) રાખવામાં આવ્યું છે અને તેમાં પણ વળી જેઓ "**હિન્દુ-જ્યોતિ**" પત્ર, "**હિન્દુ ગૌરવ ગ્રંથમાળા**" "**વીસમી સદી**" અને "**ગુજરાતી**" પત્રના ગ્રાહક છે તેમને તેમ જ "**હિન્દુ-ગૌરવ ગ્રંથમાળા**"ના હવે પછી થનારા નવીન ગ્રાહકોને પણ તેઓએ અગાઉથી ઓર્ડર આપ્યો હશે તો, આ નવલકથા ટપાલ ખર્ચ સુદ્ધાં રૂ. ૨-૦-૦ની કીમતથી જ આપવામાં આવશે. ધારવા કરતાં પ્રસ્તુત નવલ-કથા વિશેષ લંબાણ જવાથી તે આવતા બે માસમાં પ્રકટ થશે. "હિન્દુજ્યોતિ" તથા "હિન્દુગૌરવ ગ્રંથમાળા"ના ગ્રાહકોને અમારાં પ્રકટ કરેલાં બીજાં પુસ્તકોના મૂલ્યમાંથી પણ પચીસ ટકા વળતર કાપી આપવામાં આપવામાં આવશે. આજે જ ઓર્ડર લખો:-

**ઠક્કુર નારાયણ વિસનજી,**
"હિન્દુગૌરવ ગ્રંથમાળા" કાર્યાલય,
નં. ૧૦૦, બઝારગેટ સ્ટ્રીટ, કોટ. મુંબઈ ૧.

# દમ્પતીશાસ્ત્ર

અથવા

## લગ્નની સફળતા તથા નિષ્ફળતાનો વિચાર

. .

પ્રથમ ખણ્ડ

પ્રકરણ ૧ થી ૯ સુધી

પૃષ્ઠ ૧ થી ૨૨૪ સુધી

યોજક

ઠક્કુર નારાયણ વિસનજી

"इह प्रियं प्रजया ते समृध्यतामस्मिन् गृहे गार्हपत्याय जागृहि।
एना पत्या तन्वं संसृजस्वाधा जिव्री विदथमा वदाथः"।

ऋग्वेदः १०, ८५, २७

"હે નવવધૂ, આ પતિકુલમાં પ્રજા ( સંતતિ )ની સાથે સાથે તારા સુખની પણ વૃદ્ધિ થાય; તું આ પતિસદનમાં ગાર્હપત્ય–ગૃહસ્થાશ્રમ–ના સંચાલનમાટે સદા જાગ્રત રહ્યા કરજે; આ પતિના શરીર સાથે તું પોતાના શરીરને સંયુક્ત કર અને તેનું અર્ધ અંગ થઈને રહે. અને હે દમ્પતી ( પતિ તથા પત્ની ), તમો પોતાના વાર્ધક્ય કાલ પર્યન્ત એક ગૃહ ( એકાંગ તથા એકપ્રાણ ) તરીકે ઓળખાતાં રહો."

ઋગવેદ, ૧૦, ૮૫, ૨૭

"इहैव स्तं मा वि यौष्टं विश्वमायुर्व्यश्नुतम्।
क्रीळन्तौ पुत्रैर्नप्तृभि र्मोदमानौ स्वे गृहे"॥

ऋग्वेदः १०, ८५, ४२

"હે દમ્પતી ( પતિ તથા પત્ની ), તમો બન્ને આ ગૃહસ્થાશ્રમમાં રહો; કદાપિ એકબીજાથી જૂદાં ન થશો; અને પોતાના પૂર્ણ આયુષ્યને ભોગવજો; પોતાના પુત્રો તથા પૌત્રો સાથે આનન્દવિનોદયુક્ત થઈને પોતાના ગૃહમાં પ્રસન્નતાપૂર્વક વસતાં રહેજો!"

ઋગ્વેદ, ૧૦, ૮૫, ૪૨

ॐ तत्सत्परमात्मने नमः

# દમ્પતીશાસ્ત્ર

અથવા

# લગ્નની સફળતા તથા નિષ્ફળતાનો વિચાર

## પ્રકરણ ૧ લું

### સ્ત્રી અને પુરુષ

આપણા આ સુવિશાળ સંસારમાં માનવજાતિ બે જાતિયોમાં વિભક્ત થયેલી છે અને તે બે જાતિયો સ્ત્રીજાતિ તથા પુરુષજાતિ કિંવા નરજાતિ તથા નારીજાતિ નામથી ઓળખાય છે. અર્થાત્ જગત્પાતા તથા જગત્પિતા જગદીશ્વરે માનવજાતિને સ્ત્રી તથા પુરુષ કિંવા નર તથા નારી એ બે વિભાગો કિંવા જાતિયોમાં વિભક્ત કરી નાખી છે; માત્ર એટલું જ નહિ, પણ સૃષ્ટિના સમસ્ત જીવોને નર તથા નારીના રૂપમાં વિભક્ત કરેલા છે એ ઘટના પ્રત્યક્ષ હોવાથી એના અધિક વિવેચનની આવશ્યક્તા હોય એવી અમારી માન્યતા નથી. અસ્તુ: સ્ત્રી તથા પુરુષ એ ઉભયના સંમેલનથી જીવનું અસ્તિત્વ સ્થાયિ થાય છે. જો સર્વશક્તિમાન્ પરમેશ્વરે કેવળ સ્ત્રીજાતિ કિંવા કેવળ પુરુષજાતિને જ ઉત્પન્ન કરી હોત, તો તેથી જીવજગતના અસ્તિત્વનો સર્વથા લોપ થઈ જાત કે કેમ, એ આપણાથી નિશ્ચય પૂર્વક કહી શકાય તેમ નથી; કારણ કે, ઈશ્વર અનન્તશક્તિમાન્

હોવાથી તેમ જ પોતાની ઇચ્છિામાત્રથી જ ગમે તેવા પ્રકારની વ્યવ-સ્થાને ઉત્પન્ન કરી દેવાની તેનામાં સંપૂર્ણ ક્ષમતા રહેલી હોવાથી જો તેની ઇચ્છા થઈ હોત, તો તે જીવોની ઉત્પત્તિ તથા સ્થિતિની કોઈ અન્ય વ્યવસ્થા ન જ કરી શકત, એમ માનવાનું કાંઈ પણ કારણ નથી; અને તે એટલામાટે કે એ માન્યતા આપણી નાસ્તિકતાને જ સિદ્ધ કરી બતાવનારી છે. અર્થાત્ ઈશ્વર કોઈ પણ પ્રકારની વ્યવસ્થા કરવાનું સંપૂર્ણ સામર્થ્ય ધરાવતો હોવા છતાં તેણે જે વ્યવસ્થા નથી કરી તેની નહિ, કિન્તુ તેની કરેલી જે વ્યવસ્થા અત્યારે આપણાં નેત્રો સમક્ષ વર્તમાન છે અને જે વ્યવસ્થાને આપણે અનુભવી રહ્યાં છીએ તે વ્યવસ્થાની આલોચનાઃ કરવી એ જ અત્યારે આપણું એકમાત્ર કર્તવ્ય છે અને તેથી હવે આપણે આપણા એ કર્તવ્યરૂપ માર્ગમાં જ આગળ વધીશું.

અત્યારે સંસારમાં ઈશ્વરકૃત જે વ્યવસ્થા ચાલી રહી છે તે વ્યવસ્થાના અવલોકનથી સ્પષ્ટ જણાઈ આવે છે કે આ વિશ્વબ્રહ્માંડના સ્રષ્ટા, નિયન્તા તથા પાતા જગદીશ્વરે જીવને બે શરીરોમાં વિભક્ત કરી નાખ્યો છે અને તે બે શરીરો સ્ત્રી તથા પુરુષ છે; અર્થાત્ સ્ત્રી તથા પુરુષ કિંવા નર તથા નારી વિભિન્ન શરીરોમાં વિન્યસ્ત કિંવા વિભક્ત થયેલો એક જ જીવ છે એ સર્વથા નિઃસંશય છે.

સ્ત્રી તથા પુરુષ ઉભયના શારીરિક આકારોમાં કેટલીક ભિન્નતા હોવા છતાં તે ઉભયના આત્માઓમાં કોઈ પણ પ્રકારની વિભિન્નતા સંભવતી જ નથી અને તેટલામાટે દર્શન આદિ શાસ્ત્રોમાં 'સ્ત્રી આત્મા' તથા 'પુરુષ આત્મા' એવી રીતે આત્માની બે ભિન્ન જાતિયો વર્ણવાયલી નથી. આત્મામાં ભિન્નતાનો અભાવ છે એમ માનવાનું એક અન્ય કારણ પણ છે; પરંતુ તે કારણને દર્શાવવા પૂર્વે આત્માના સંબંધમાં દર્શનશાસ્ત્રની શી માન્યતા છે તે જાણી લેવાની આવ-શ્યક્તા હોવાથી પ્રથમ આપણે તે જાણી લેવાનો પ્રયત્ન કરીશું; કારણ કે, પ્રેમ કોઈ શારીરિક વ્યાપાર નહિ, કિન્તુ હૃદયની વૃત્તિ

છે; એટલે કે, આત્માઓને એકતાના સૂત્રમાં પરોવી દેનારી જે આકર્ષણી શક્તિ છે તેનું જ નામ પ્રેમ હોવાથી તે શક્તિ શી છે એનો વિચાર કરવા પૂર્વે આત્મા શો પદાર્થ છે એ જ વિષય વિચારણીય છે.

'વેદાન્તસાર' નામક ગ્રંથના કર્તાએ આત્માના સંબંધમાં જે નિર્ણય કરી બતાવ્યો છે તે નિર્ણયને અત્યારે સમસ્ત પંડિતોએ સત્ય તરીકે સ્વીકારેલો હોવાથી અમો પણ અત્યારે આ સ્થાનમાં તેના નિર્ણયનો જ પ્રકાશ કરવાના છીએ.

'વેદાન્તસાર' નો કર્તા કહે છે કે, 'હવે જીવમાં ચૈતન્યનો અધ્યારોપ વિશેષ રૂપથી વર્ણવાય છે; અર્થાત્ જે સર્વ ભિન્નભિન્ન મતાવલંબીઓ છે તેમનામાંના કયા મતાવલંબીના મત અનુસાર કયો પદાર્થ જીવાત્મા નામથી નિર્દેશાય છે તે હવે કહેવામાં આવે છે. કેટલાક પ્રાકૃત મનુષ્યો એટલે કે અજ્ઞાનાવૃત્ત મનુષ્યો પોતાના પુત્રને જ આત્મા નામથી ઓળખે છે અથવા પુત્રને જ આત્મા તરીકે સ્વીકારવાનું કહે છે. શ્રુતિમાં એક સ્થળે એવું નિરૂપણ કરવામાં આવ્યું છે કે: "આત્મા જ પુત્રના રૂપે જન્મ ધારણ કરે છે" અને એ વાક્યને વળગી રહીને જ અજ્ઞ મનુષ્યો પોતાના આવા પ્રકારના અભિપ્રાયને વ્યક્ત કરે છે. તેઓ પોતાના એ કથનની પુષ્ટિમાં એવો યુક્તિવાદ કરે છે કે: 'મનુષ્યોનો જેવો પ્રેમ પોતાના આત્મામાં હોય છે તેવો જ પ્રેમ પોતાના પુત્રમાં પણ હોય છે એટલામાટે પુત્ર જ આત્મા છે એમાં કોઈ પણ પ્રકારનો સંદેહ છે જ નહિ.' માત્ર એટલું જ નહિ, પણ તેઓ આગળ વધીને વળી એમ પણ જણાવે છે કે: "જ્યારે પુત્ર પુષ્ટ થાય છે ત્યારે તેનો પિતા 'હું પુષ્ટ થયો' એમ બોલે છે અને જ્યારે પુત્ર ઘવાય છે કિંવા મરાય છે ત્યારે 'હું ઘવાયો અથવા હણાયો' એવા શબ્દો તેના પિતાના મુખમાંથી સ્વાભાવિક જ બહિર્ગત થાય છે' એટલે એથી સ્પષ્ટ જણાઈ આવે છે કે પિતા પુત્રમાં આત્મજ્ઞાનને જ અનુભવતો હોય છે અને તેથી પુત્ર જ આત્મા છે એ સર્વથા નિર્વિવાદ છે." શ્રુતિમાં એમ પણ

કહેવાયલું છે કે: "અન્નમય રસનો વિકારી પુરુષ જ આત્મા છે" એટલે કેટલાક ચાર્વાકબુદ્ધિ મનુષ્યો શ્રુતિના એ પ્રમાણને આગળ ધરીને કેવળ સ્થૂલ શરીરને જ આત્માના અભિધાનથી ઓળખાવે છે અને પોતાના એ કથનની પુષ્ટિમાં એવો યુક્તિવાદ દર્શાવે છે કે: "જ્યારે ગૃહ અગ્નિનારાયણના કોપથી ભસ્મીભૂત થવા માંડે છે તે વેળાયે મનુષ્ય પોતાના પુત્રનો પણ પરિત્યાગ કરીને કેવળ પોતાના સંરક્ષણમાટે પોતે એકલો જ તે બળતા ગૃહમાંથી બહાર નીકળી જવાનો પ્રયત્ન કરવા માંડે છે તેમ જ 'હું સ્થૂલ છું' અને 'હું ક્ષીણ છું' એ અનુભવ તો સર્વના હૃદયમાં વિદ્યમાન છે એટલે એથી કેવળ સ્થૂલ શરીર જ આત્મા છે એમ નિઃસંદેહ સિદ્ધ થઈ જાય છે." શ્રુતિમાં એક એવું વિધાન પણ કરાયલું છે કે: "કોઈ એક સમયમાં પ્રાણે પ્રજાપતિ સમક્ષ ઉપસ્થિત થઇને એમ કહ્યું હતું કે: 'ઇન્દ્રિયોની આભાના યોગે શરીર અચલ થાય છે અથવા રહે છે.'" એટલે કોઈ કોઈ ચાર્વાકમતાવલંબી જનો શ્રુતિના એ પ્રમાણનું દર્શન કરાવીને પોતાના મતના પ્રાબલ્યને સ્થાપવાની આકાંક્ષાથી ઇન્દ્રિયોને જ આત્મા કહીને ઓળખાવે છે અને પોતાના એ કથનની પુષ્ટિમાં એવા પ્રકારના યુક્તિવાદને ઉપસ્થિત કરે છે કે: "જ્યારે 'હું અંધ છું' અને 'હું બધિર છું' એવા પ્રકારનો અનુભવ સર્વ મનુષ્યોના હૃદયમાં વિદ્યમાન છે, તો અંધતા તથા બધિરતાનો હેતુ દર્શનેન્દ્રિય તથા શ્રવણેન્દ્રિયનો અભાવ હોવાથી કેવળ ઇન્દ્રિયોજ આત્મા છે એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ." શ્રુતિમાં એમ પણ કથાયલું છે કે: 'પ્રાણમય અન્તરાત્મા શરીર આદિથી સર્વથા ભિન્ન છે.' અને તેથી કેટલાક ચાર્વાકો શ્રુતિના એ પ્રમાણનો પરિચય કરાવીને પ્રાણનું જ આત્મા તરીકે નિરૂપણ કરતા રહે છે. તેઓ પોતાના આ મતને દઢાવવામાટે જે યુક્તિનું અવલંબન કરે છે તે યુક્તિ એ છે કે: "જ્યાં સુધી પ્રાણ વિદ્યમાન રહે છે ત્યાં સુધી ઇન્દ્રિયો પણ ગતિયુક્ત કિંવા ક્રિયાશીલ જોવામાં

આવે છે અને જ્યારે શરીરમાંથી પ્રાણ પ્રયાણ કરી જાય છે, તે વેળાએ પ્રાણના અભાવે ઇન્દ્રિયોની ગતિ કિંવા ક્રિયાશીલતાનો પણ સર્વથા લોપ થઈ જાય છે. વિશેષતઃ સર્વ મનુષ્યો ક્ષુધા તથા પિપાસાની પીડાને અનુભવતાં રહે છે અને 'હું ક્ષુધાતુર છું' તથા 'હું પિપાસાથી પીડાઉં છું' એમ બોલતાં રહે છે. અર્થાત્ જો પ્રાણનું અસ્તિત્વ ન હોય, તો આવા પ્રકારનો અનુભવ અસંભવનીય હોવાથી જો કોઈ પણ આત્મા હોય, તો તે નિઃસંદેહ કેવળ પ્રાણ જ છે અને પ્રાણ વિના અન્ય કોઈ આત્મા છે જ નહિ." શ્રુતિમાં એક એવું વિધાન પણ મળી આવે છે કેઃ 'મનોમય અન્તરાત્મા શરીર, ઈન્દ્રિય તથા પ્રાણથી સર્વથા ભિન્ન છે.' અને તેથી કેટલાક ચાર્વાકમતવાદીઓ શ્રુતિના એ પ્રમાણને મહત્ત્વ આપીને કેવળ મનને જ આત્મા તરીકે વર્ણવે છે અને પોતાના એ મતને સ્થિર કરવામાટે તેઓ એવી યુક્તિ દર્શાવે છે કેઃ "જે વેળાએ પ્રાણ આદિની વિદ્યમાનતા દૃષ્ટિગોચર થતી નથી અને સર્વ મનુષ્યો નિત્ય 'હું સંકલ્પવિશિષ્ટ છું' અને 'હું વિકલ્પવિશિષ્ટ છું' એવા પ્રકારના સંકલ્પવિકલ્પના અનુભવને પ્રાપ્ત કરતા રહે છે એટલે મન વિના અન્ય કોઈ આત્મા છે જ નહિ એ સર્વથા નિર્વિવાદ છે."

બૌદ્ધમતાવલંબીઓની માન્યતા અનુસાર બુદ્ધિ જ આત્મા છે; એટલે કે 'વિજ્ઞાનમય અન્તરાત્મા શરીર, પ્રાણ તથા મનથી સર્વથા વિભિન્ન છે;' એ શ્રુતિપ્રતિપાદિત પ્રમાણને આગળ ધરીને બૌદ્ધધર્માનુયાયીઓ કેવળ બુદ્ધિનું જ આત્મા તરીકે નિરૂપણ કરતા રહે છે. તેઓ પોતાના મતની પ્રતિષ્ઠાને સુરક્ષિત રાખવામાટે એવા પ્રકારનો યુક્તિવાદ કરતા રહે છે કેઃ "કર્તાના અભાવથી કરણશક્તિ–કાર્યશક્તિ–નો અભાવ થઈ જાય છે; અર્થાત્ જ્યારે બુદ્ધિનો અભાવ થતાંની સાથે જ ઈન્દ્રિયોની શક્તિનો પણ અભાવ થયેલો પ્રત્યક્ષ જોવામાં આવે છે અને સર્વના હૃદયમાં 'હું કર્તા છું' તથા 'હું ભોક્તા છું' એવા પ્રકારની પ્રતીતિ નિરંતર વિદ્યમાન રહ્યા કરે છે,

એટલે એથી બુદ્ધિ જ આત્મા છે એમ સમ્યગ્ રૂપે ઉપલબ્ધ કિંવા સિદ્ધ નથી થતું કે શું? સારાંશ કે, કેવળ બુદ્ધિ જ આત્મા છે એ સર્વથા નિઃશંક છે."

**પ્રાભાકર** તથા **તાર્કિક** એ ઉભયની માન્યતા અનુસાર આત્મા કેવળ અજ્ઞાન વિના અન્ય કોઇ પણ પદાર્થ નથી. તેઓ 'અન્તરાત્મા શરીર આદિથી પૃથક્ તથા આનન્દમય છે' એ શ્રુતિપ્રતિપાદિત પ્રમાણને મહત્ત્વ આપીને પોતાના મતના સમર્થનમાં એવી યુક્તિને દર્શાવતા રહે છે કે: "જ્યારે સુષુપ્તિના સમયમાં બુદ્ધિ આદિ અજ્ઞાનમાં જ વિલીન થઇ જાય છે અને સર્વ જનો 'હું અજ્ઞ છું' અને 'હું જ્ઞાની છું' એવા પ્રકારના અનુભવને મેળવતા રહે છે એટલે આત્મા અજ્ઞાન વિના અન્ય કોઇ પણ પદાર્થ નથી એમાં કોઇ પણ પ્રકારનો સંદેહ છે ખરો કે?"

**મી**માંસાશાસ્ત્રવેત્તાઓ એટલે કે **ભટ્ટ**મતાવલંબીઓ કહે છે કેઃ—"જે ચૈતન્ય અજ્ઞાનસમષ્ટિદ્વારા ઉપસ્થિત થયેલું છે, અર્થાત્ જેને ઈશ્વરચૈતન્ય કહેવામાં આવે છે તે ઇશ્વરચૈતન્ય જ આત્મા છે." **શ્રુ**તિમાં વર્ણવાયલું છે કે: "આત્મા પ્રજ્ઞાન, ઘન તથા આનન્દમય છે." તેઓ વિશેષતઃ એમ પણ કહે છે કે: "સુષુપ્તિકાળમાં સર્વ પદાર્થોનો લય થઇ જાય છે એ જો કે સત્ય છે; તથાપિ અજ્ઞાનોપહિત ચૈતન્યનો સ્વપ્રકાશ તો વિદ્યમાન જ રહે છે તેમ જ સર્વ જનો 'આપણે આપણને જાણતા નથી' એવા પ્રકારના જ્ઞાનને અનુભવતા રહે છે એટલે એથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે અજ્ઞાનોપહિત ચૈતન્ય જ આત્મા છે; અન્ય કોઇ પદાર્થ આત્મા નથી."

કેટલાક **બૌદ્ધધર્માનુયાયીઓ** "પૂર્વે જગત્ અસત્ હતું" એ શ્રુતિને પ્રમાણ તરીકે આગળ ધરીને શૂન્યને જ આત્મા તરીકે ઓળખાવે છે અને તેઓ પોતાના એ કથનની પુષ્ટિમાં એવો યુક્તિવાદ કરે છે કે: "સુષુપ્તિકાળમાં જો કે સર્વ વસ્તુઓનો અભાવ થઇ જાય છે; પરંતુ સુષુપ્તિના અંત પછી પુનરુત્થિત થતાં 'સુષુપ્તિકાળમાં

મારો અભાવ થઇ ગયો હતો ’ એવા પ્રકારના જ્ઞાનનો સર્વ મનુ-ષ્યોના હૃદયમાં સંચાર થાય છે એટલે એથી સ્પષ્ટ જણાઇ આવે છે કે જો કોઇ પણ આત્મા હોય, તો તે કેવળ શૂન્ય વિના અન્ય કોઇ પણ આત્મા છે જ નહિ, ”

આવી રીતે આત્મા વિષયક ભિન્નભિન્ન અનેકવિધ માન્ય-તાઓનો પરિચય કરાવીને ‘ વેદાન્તસાર ’ નો કર્તા પોતે જણાવે છે કે: “ અત્યાર પૂર્વે એ તો કહેવાયલું જ છે કે અનેક લોકો પુત્રા-દિકને જ આત્મા તરીકે સ્વીકારે છે; પરંતુ જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો પુત્રથી આરંભીને શૂન્ય પર્યન્ત કોઈ પણ પદા-ર્થને આત્મા કહી શકાય તેમ નથી; કારણ કે, જેઓ પુત્રાદિકને જ આત્મા માને છે અને પોતાની એ માન્યતાને સત્ય સિદ્ધ કરી બતાવવા-માટે જે જે પ્રમાણો, યુક્તિઓ તથા અનુભવોને દર્શાવે છે તે સર્વનું ઉત્તરોત્તર પ્રમાણો, યુક્તિઓ તથા અનુભવોદ્વારા સંપૂર્ણ ખંડન થઈ ગયેલું હોવાથી એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા રહી જ નથી કે પુત્રથી આરંભીને શૂન્ય પર્યન્ત કોઇ પણ પદાર્થને કોઈ થી આત્મા કહી શકાય તેમ છે જ નહિ. અર્થાત્ તે સર્વ પદાર્થોનું અનાત્મત્વ સ્પષ્ટ પ્રમાણિત થઇ ગયેલું હોવાથી તે સર્વ ભિન્નભિન્ન મતાવ-લંબીઓ સંપૂર્ણ ભ્રમ કિંવા પ્રમાદમાં પડી ગયા છે એમાં બિન્દુમાત્ર પણ સંદેહ હોય એવી અમારી માન્યતા નથી.

“ જો પુત્રાદિકને આત્મા માનવામાં આવે, તો તેથી શ્રુતિ આદિમાં વિરોધ ઉત્પન્ન થાય છે. આત્માને સ્થૂલ કહી શકાય તેમ છે જ નહિ અને તેથી ઇન્દ્રિય, મન, પ્રાણ કિંવા કર્તા એમાંનો કોઈ પણ પદાર્થ આત્મા છે જ નહિ; આત્મા તો સત્યસ્વરૂપ ચૈતન્ય-માત્ર છે. આ સર્વ યુક્તિઓદ્વારા એ તો સર્વથા સ્પષ્ટ સિદ્ધ થઈ જાય છે કે જેવી રીતે ઘટ આદિ અનિત્ય છે તેવી જ રીતે પુત્રથી આરંભીને શૂન્ય પર્યન્ત સર્વ જડ પદાર્થો કેવળ ચૈતન્યના ભાસત્વ-યુક્ત હોવાથી અનિત્ય છે. જ્ઞાની જનો ‘ ‘ **अहं** [illegible] ’–‘ હું

જ બ્રહ્મ છું '—એવા પ્રકારના અનુમાનને ઉપલબ્ધ કરતા રહે છે અને તેથી સ્પષ્ટ જણાય છે કે પુત્ર આદિથી આરંભીને શૂન્ય પર્યન્ત કોઈ પણ પદાર્થને આત્મા તરીકે માની કિંવા સ્વીકારી શકાય તેમ છે જ નહિ. જો પુત્ર આદિકને આત્મા તરીકે સ્વીકારવામાં આવે, તો તેથી ઉપર્યુક્ત સર્વ શ્રુતિઓ, પ્રમાણો, યુક્તિઓ તથા અનુભવોમાં પરસ્પર વિરોધના ઉદ્‌ભવનો સંપૂર્ણ સંભવ હોવાથી એ તો સ્પષ્ટ સ્થિર થઇ જાય છે કે પુત્રથી આરંભીને શૂન્ય પર્યન્ત કોઈ પણ પદાર્થ આત્મા નથી અને તે આત્મા હોઈ શકે પણ નહિ, એ સર્વથા નિર્વિવાદ છે."

વેદાન્તવેત્તાઓએ પોતાના અનુભવ દ્વારા એ જ સિદ્ધાન્ત કરેલો છે કે જે પુત્રથી આરંભીને શૂન્ય પર્યન્ત યાવતીય જડ પદાર્થોનો અભાસક, નિત્યશુદ્ધ, સર્વજ્ઞ, મુક્ત, સત્યસ્વરૂપ તથા પ્રત્યક ચૈતન્ય છે તે જ આત્મા છે અને તે જ સદ્‌વસ્તુ છે.

વેદાન્તવાદીઓએ આત્માના સંબંધમાં જે સિદ્ધાન્ત કરેલો છે, તે જ સિદ્ધાન્ત બહુધા પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓનો પણ છે. અર્થાત્ વેદાન્તવાદીઓ જેવી રીતે કહે છે કે: " પરમાત્મા પુત્ર આદિકથી આરંભીને શૂન્ય પર્યન્ત યાવતીય જડ પદાર્થોનો અભાસક છે એટલે કે પરમાત્મા એક સાગરવિશેષ છે અને યાવતીય સમસ્ત જીવો તે અગાધ મહાસાગરમાંના જલબિંબ સમાન એક એક બિંબ છે; જેવી રીતે જલબિંબ જલમાં ઉત્પન્ન થઇને કેટલાક સમય પર્યન્ત ક્રીડા કરીને પુનઃ જલમાં જ મળી જાય છે, તેવી જ રીતે જીવાત્મા જલબિંબ પ્રમાણે પ્રકાશિત થઈને પરમાત્મામાં સમાઇ જાય છે. અર્થાત્ નિત્યશુદ્ધ, સવજ્ઞ, મુક્ત, સત્યસ્વરૂપ તથા પ્રત્યક ચૈતન્યનો વિકાસ જ સર્વસ્વ છે. " તેવી જ રીતે પાશ્ચાત્ય દાર્શનિકો પણ એમ જ કહે છે કે: " એક ગ્રેટ્ સ્પિરિટ્–Great Spirit–વિદ્યમાન અને અન્ય સર્વ પદાર્થો તે ગ્રેટ સ્પિરિટ્‌માંથી જ ઉત્પન્ન થયેલા છે કિંવા તેના વિભિન્ન વિકાસમાત્ર છે. અર્થાત્ પરમાત્મા ગ્રેટ્ સ્પિરિટ્ છે અને જીવાત્મા તેમાંથી ઉદ્‌ભવેલો ક્ષુદ્ર સ્પિરિટ્ છે. "

આ વિવેચનથી એ તો સ્પષ્ટ સ્થિર થઇ જાય છે કે આ જગત્‌માં જેટલા પ્રકારના જીવ જન્તુઓ અસ્તિત્વ ધરાવે છે તે સર્વનો આત્મા એક જ પ્રકારનો છે અને ભગવાન્ શ્રી **શંકરાચાર્ય** પણ એ જ કહી ગયા છે કે: " **यत्र जीवस्तत्र शिवः** " અર્થાત્ " જ્યાં જીવ છે ત્યાં શિવ પણ વિરાજમાન છે. "

હવે અહીં જે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે એ છે કે: જો નર, નારી, જીવ તથા જન્તુ આદિનો આત્મા એક જ પ્રકારનો હોય, તો પછી પ્રત્યેકનો સ્વભાવ સર્વથા સ્વતંત્ર દેખાય છે તેનું કારણ શું હોવું જોઇએ વારૂ ? એ પ્રશ્નનું ઉત્તર પ્રસ્તુત પુસ્તકમાં જ અન્યત્ર અપાયલું છે એટલે કે એ વિષયને અન્યત્ર ચર્ચવામાં આવ્યો છે એટલે અત્યારે અહીં એટલું જ ઉત્તર પર્યાપ્ત થશે કે: આધાર-ભેદથી આત્માનો વિભિન્નરૂપ વિકાસ થાય છે; અર્થાત્ સૂર્યનું કિરણ વૃક્ષપત્રમાં, કાચના પાત્રમાં તથા નદીના તરંગમાં ભિન્નભિન્ન રૂપમાં દૃષ્ટિગોચર થાય છે તેવા જ પ્રકાર આત્માનો પણ છે.

---

## પ્રકરણ ૨ જું

## સ્ત્રી તથા પુરુષનો પરસ્પર પ્રેમ



સ્ત્રી તથા પુરુષ આધારભેદથી એક જ આત્માના વિભિન્ન વિકાસ છે. સ્ત્રી તથા પુરુષના ભેદને જોતાં એવું જ અનુમાન કરી શકાય છે કે જગત્પાતા જગદીશ્વરે એક જ આધારના યોગે આત્માના બે પ્રકારના વિકાસ થવાનો સંભવ ન જોઇને બે પ્રકારના વિકાસમાટે આત્માને બે પ્રકારના આધાર કરી આપ્યા છે; માત્ર એટલું જ નહિ, પણ એ આધારીય ધર્મને પ્રાપ્ત થયેલા આત્માને એક કરી નાખનારી એક મહીયસી આકર્ષણી શક્તિ પણ આપેલી છે અને તે જ આકર્ષણી શક્તિનું નામ પ્રેમ છે. પ્રેમ નર તથા

નારીના મન, પ્રાણ, ઇન્દ્રિય તથા વૃત્તિ આદિ સર્વને એકતાના સૂત્રમાં પરોવી દે છે કિંવા એક કરી નાખે છે અને તેથી સ્પષ્ટ જણાઇ આવે છે કે જો એ બે આધારીય ધર્મને પ્રાપ્ત થયેલા આત્માઓનું ઐક્ય ન થાય, તો તેમની ક્રિયા કદાપિ પૂર્ણ થવાનો સંભવ છે જ નહિ.

આધારના ભેદથી સ્ત્રી તથા પુરુષ ઉભયની પ્રકૃતિઓ એક બીજાથી સંપૂર્ણ કિંવા સર્વથા ભિન્ન સંગઠિત થયેલી છે. પુરુષમાં વ્યંજિકા કિંવા બહિર્ગમનશીલ શક્તિ રહેલી છે અને સ્ત્રીમાં ગ્રાહિકા કિંવા પરિપોષિકા શક્તિનો સમાવેશ થયેલો છે. ઉદ્યમ, ઉત્સાહ, સાહસ તથા ક્ષિપ્રકારિતા આદિ પુરુષની શક્તિ કિંવા પ્રકૃતિ છે અને પ્રેમ, દયા, લજ્જા તથા ભક્તિ આદિ સ્ત્રીની શક્તિ કિંવા પ્રકૃતિ છે. ઉદ્યમ તથા સાહસ ઉપસ્થિત થતાં એ ગુણો હૃદયમાંથી બહાર નીકળી આવવાની ઇચ્છા ધરાવે છે; અર્થાત્ સાહસ આદિ સવ બહિર્ગમનશીલ ગુણો છે; આભ્યન્તરીય વસ્તુ નથી અને તેથી એ ગુણો ઉપસ્થિત થતાં જ કોઇ પણ બાહ્ય કાર્ય કરવાની આકાંક્ષા ધરાવે છે એટલે એથી સ્પષ્ટ જણાઇ આવે છે કે પુરુષની પ્રકૃતિ સ્વાભાવિક જ બહિર્ગમનશીલ છે. સ્ત્રીની પ્રકૃતિ એથી સર્વથા વિપરીત કિંવા ભિન્ન છે. અર્થાત્ જ્યારે લજ્જાનો પ્રસંગ આવીને ઉપસ્થિત થાય છે તે વેળાયે જાણે શરીરમાંની કોઇ વસ્તુ બહાર ચાલી ગઇ હોયની ! એવી ભાવના થતાં ઘૂંઘટો તાણીને તે વસ્તુને હૃદયમાં પાછી ખેંચી લાવવાની તેની ઇચ્છા થયા કરે છે; કોઇ શિશુ–બાળક–ને ક્ષુધાના દુઃખથી પીડાતું જોઇને દયાને દર્શાવવાનો અવસર આવીને ઉપસ્થિત થઇ જાય, તો તે વેળાયે તે શિશુને પ્રેમથી ઉપાડીને હૃદય સાથે ચાંપવાની તેની વાસના થયા કરે છે અને જ્યારે ભક્તિને દર્શાવવાનો અવસર આવી લાગે છે તે વેળાયે જેનામાં ભક્તિભાવ કિંવા પ્રેમભાવ બંધાયો હોય તેનાં ચરણોમાં જીવન પર્યન્ત સર્વસ્વ સમર્પી દેવાની તેની ભાવના થયા કરે છે એટલે આ પરિસ્થિતિને જોતાં એ ગુણો બાહ્ય વસ્તુઓ

નથી કિન્તુ એ સર્વ અન્તર્ગમનશીલ વૃત્તિ છે એમ તત્કાળ જણાઇ આવે છે અને તેથી સ્ત્રીની પ્રકૃતિ ગ્રાહિકા કિંવા પરિપોષિકા છે એ વાર્તા સ્પષ્ટ સિદ્ધ થઇ જાય છે. એ વિભિન્ન પ્રકૃતિઓને એક કિંવા અભિન્ન કરીને જેના યોગે જગતનું કાર્ય સુચારુ રૂપ તથા સુન્દર ભાવ પૂર્વક ચાલતું રહે એ ઉદ્દેશથી પ્રેમમય ઈશ્વરે પ્રેમ તથા સ્ત્રી પુરુષ આદિની સૃષ્ટિને ઉત્પન્ન કરેલી છે.

બહુ કાળ પૂર્વે આપણા પરમપૂજ્ય ઋષિજનોએ આ ભાવને સંપૂર્ણ રૂપથી હૃદયંગમ કરી લીધો હતો અને તેમણે એ ભાવને હૃદયંગમ કરેલો હોવાથી જ આજે અમો એ ભાવને દર્શાવવાનો ઉદ્યોગ કરી શક્યા છીએ. એ ભાવને દર્શાવવાનાં સહસ્રાવધિ પ્રમાણો વિદ્યમાન હોવા છતાં અમો આર્ય કિંવા હિન્દુ વૈવાહિક પ્રક્રિયામાંથી કેટલાક મંત્રોને અહીં ઉદ્ધૃત કરી બતાવીશું; કારણ કે, આ પૃથ્વીમાંના સર્વ સુસભ્ય દેશોમાં માનવજાતિનાં સ્ત્રીપુરુષોના સંમેલનમાટે એક કિંવા અન્ય સ્વરૂપમાં વિવાહ કિંવા લગ્નની પ્રથા જો કે પ્રચલિત છે; તથાપિ હિન્દુજાતિમાં એ વિવાહપદ્ધતિ જેટલી સુસંસ્કૃત તથા ઉત્કૃષ્ટ છે તેટલી અન્ય જાતિઓમાં નથી એમ આપણે અહંકાર પૂર્વક કહી શકીએ છીએ. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં જો અત્યારે લોકાચારના યોગે આપણી વિવાહપદ્ધતિ કાંઈક વિકૃત થઈ ગઈ હોય, તો તે આપણી વિવાહપદ્ધતિનો નહિ, કિન્તુ આપણો પોતાનો જ દોષ છે.

સ્ત્રી તથા પુરુષના આત્માઓને એક કરવામાટે ભગવાને જે આકર્ષણી શક્તિ આપેલી છે તે આકર્ષણી શક્તિનું નામ પ્રેમ છે એ તો અમો પૂર્વે કહી ચૂક્યા છીએ; અર્થાત્ સુસભ્ય માનવસમાજમાંનાં સ્ત્રી તથા પુરુષમાટે એ પ્રેમના મન્દિરોમાં પ્રવેશ કરવાનું જો કોઈ પણ દ્વાર હોય તો તે કેવળ વિવાહ કિંવા લગ્ન જ છે અને તેથી એ વિવાહની પ્રક્રિયાદ્વારાજ અમો એ તત્ત્વને પ્રકાશિત કરવા ઇચ્છીએ છીએ કે સ્ત્રી તથા પુરુષરૂપ ઉભય આધારસ્થ,

ઉભય ધર્માક્રાન્ત આત્માઓને એકીભૂત કરીને જગતના કાર્યને સુચારુ રૂપથી ચલાવવું એ જ જગન્નિયંતા જગદીશ્વરની ઈચ્છા છે. સારાંશ કે, જગદીશ્વરના એ ઈચ્છાવૃક્ષનું પુષ્પ વિવાહ કિંવા લગ્ન છે અને ફળ પ્રેમ છે.

વિવાહપ્રક્રિયામાં ‘ કુશંડિકા ’ નામક એક પ્રકરણ છે એ તો સર્વના જાણવામાં હોવું જ જોઈએ. એ પ્રક્રિયામાં અમારા પૂર્વોક્ત અભિપ્રાય સહિત એકસ્ત્રીભૂતાર્થસૂચક અનેક મંત્રો છે અને તેમાંથી કેટલાક મંત્રો અહીં ઉદ્ધૃત કરવામાં આવે છે.

પાઠકો તથા પાઠિકાઓને એ સ્મરણ તો હોવું જ જોઈએ કે ‘કુશંડિકા’ના અવસરે વધૂનો ભ્રાતા સઘૃત-ઘૃત સહિત-ભૂંજેલા ધાન્યવડે પોતાની ભગિનીની અંજલિને પૂરણ કરીને નિમ્નલિખિત મંત્રના ઉચ્ચાર પૂર્વક આહુતિ આપે છે. પરંતુ અત્યારે અનેક સ્થાનોમાં ભ્રાતા પોતાની ભગિનીની અંજલિની નીચે પોતાનો હસ્ત નથી રાખતો, કિન્તુ વર પોતેજ વધૂની અંજલિની નીચે પોતાના હસ્તને સ્થાપીને એ મંત્રને ઉચ્ચારે છે, એવો પ્રકાર બહુધા સર્વત્ર જોવામાં આવ્યા કરે છે. અસ્તુઃ આ વિધિ ભ્રાતાના હસ્તથી થવો જોઈએ કે વરના હસ્તથી થવો જોઈએ એ વિષયની ચર્ચાનું અહીં અધિક પ્રયોજન નથી; કારણ કે, અહીં તો તે મંત્રને ઉદ્ધૃત કરવાની જ આવશ્યકતા છે. તે મંત્રનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ—

“ હે સૂર્યદેવ, આ કન્યા ભક્તિપૂર્વક તને ઘૃતસહિત ભૂંજેલા ધાન્યની આહુતિ આપે છે એટલે એથી તું પ્રસન્ન થઈને જેના યોગે આ બાલિકાનો આત્મા આ પતિના આત્મામાં એકત્રિત થઈ જાય તેવા પ્રકારનું વિધાન કરજે કે જેથી એઓ કદાપિ વિશ્લિષ્ટ ન થાય. ” *

---

* “ **अर्य्यमणं नु देवं कन्या अग्नि मयक्षत ।**
**स नो अर्य्यमा देवः प्रेतो मुंचतु मा पतेः स्वाहा** ”॥

"હે અગ્ન્યધિષ્ઠિત દેવ ! આ નારી શ્રદ્ધા પૂર્વક એવી પ્રાર્થના કરે છે કે, 'હે હૃદયનાથ ! ( સ્વામીનું સંબોધન ) હું આ અગ્નિદેવને લાજ–ભૂંજેલા ધાન્ય–ની આહુતિ આપીને એ પ્રાર્થના કરૂં છું કે અગ્નિદેવ તમારી આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક ઉન્નતિને સિદ્ધ કરે અને મને તમારી આશ્રિતા કિંવા વશીભૂતા રાખે !' " ×

લાજ એટલે કે ભૂંજેલા ધાન્યના હોમ પછી વધૂના હસ્તને ગ્રહણ કરીને વર કિંવા સ્વામી નિમ્નલિખિત મંત્રને ઉચ્ચારે છે. યથાઃ—

"હે કલ્યાણિ ! મારી કાન્તિ, શ્રી, મહાત્મતા, જ્ઞાન તથા ધર્મ આદિની પરિપૂર્તિમાટે મેં તને સ્વીકારેલી છે. ( કારણકે, તને ન સ્વીકારવાથી આત્માની સંપૂર્ણતા થાય તેમ હતું જ નહિ. એ આશયનોજ આ વાક્યમાં સમાવેશ થયેલો છે. ) એટલામાટે જેના યોગે તારો આત્મા કદાપિ મારાથી વિયુક્ત ન થાય, મારી સાથે સાથે જ તારાથી વૃદ્ધતાને પ્રાપ્ત કરી શકાય તેવા બંધનથી ભગઅર્યમા એટલે કે સવિતા આદિ દેવોએ તને અને મને સંમિલિત કરી દીધાં છે. તારે મારા ગૃહકાર્યનું સંપાદન કરવાનું છે. હે કલ્યાણિ ! તારા યોગે મારી શાંતિ, શ્રી તથા કાંતિ આદિના વિકાસનો સંભવ હોવાથી જો તું લક્ષ્મીસ્વરૂપા ન થાય, તો મારી કાન્તિ, શાન્તિ તથા શ્રી આદિ અવિચલ રહી શકે તેમ નથી એટલે કે જો તું લક્ષ્મીસ્વરૂપા ન થાય, તો હું પણ સર્વથા લક્ષ્મીથી શૂન્ય જ રહેવાનો. હે મંગલે ! અત્યાર સુધી હું સર્વથા લક્ષ્મીશૂન્ય હતો; પરંતુ આજે તારી પ્રાપ્તિ થવાથી હું લક્ષ્મીવાન્ થયો છું અને તેટલામાટે મારા ગૃહની જો કોઈ પણ લક્ષ્મી હોય, તો તે તું અને તું જ છે. હે આયુષ્મતિ ! હું સામવેદસ્થાનીય

---

× " **इमान लाजानावपामाग्नौ समृद्धि करणां स्तव।**
**मम तुभ्य च संवदनं तदग्निरनुमन्यता मियं स्वाहा** "॥

છું અને તું ઋગ્વેદસ્થાનીયા છે. અર્થાત્ ઋગ્વેદ સાથે સામવેદનો જેવો ઘનિષ્ટ સંસંબ રહેલો છે કિંવા જેવી રીતે ઋગ્વેદ વિના સામવેદ પરિપુષ્ટ નથી થતો અને તેના અસ્તિત્વની રક્ષા અસંભવનીય થઈ પડે છે તેવી જ રીતે ઋગ્વેદરૂપિણી જે તું તે તારા વિના મારા સામવેદરૂપ આત્મા તથા ઈન્દ્રિયો આદિની પરિપુષ્ટિ તથા અસ્મિત્વરક્ષા થઈ શકે તેમ છે જ નહિ. હે અર્ધાંગિ ! હું આકાશસ્થાનીય છું અને તું પૃથ્વીસ્થાનીયા છે; અર્થાત્ પૃથ્વી તથા આકાશનો જેવો ઓતપ્રોત સંબંધ જોવામાં આવે છે અને પૃથ્વીના બાહ્ય તથા આભ્યંતર ભાગમાં જેવી રીતે આકાશનો સર્વત્ર સંચાર થયેલો હોય છે તેવા જ પ્રકારનો તારા આત્મા તથા મારા આત્માનો પણ ઓતપ્રોત સંબંધ સંધાયલો છે. એટલામાટે, હે કલ્યાણિ ! તું આત્મસમર્પણ કરી દે. આપણા વિવાહનું બંધન સુદૃઢ થાય અને આપણે આપણા રેતનો સંયમ કરી શકીએ એવી ઇચ્છાને હૃદયમાં ધારણ કરી લે. ત્યાર પછી યથા સમય શારીરિક સંયોગદ્વારા આપણે સુપુત્રોને ઉત્પન્ન કરીશું અને પુત્રસુખને અનુભવીશું. આવા પ્રકારના વિધાન અનુસાર પુત્રોને ઉત્પન્ન કરવાથી આપણા તે પુત્રો ચિરંજીવી થશે. હે મંગલે ! તારી તથા મારી એકાન્ત આત્મરૂપિણી સમા શક્તિનો આવિર્ભાવ થતાં આપણી ઉભયની જ્યોતિની વૃદ્ધિ થશે અને ઉભયનાં હૃદયો એકત્રિત થઈને સમુન્નત થતાં આપણે સો સો વર્ષ જીવીશું અને સો સો વર્ષની ઘટનાઓને જોઈ તથા સાંભળી શકીશું."

ત્યાર પછી વધૂનું પાણિગ્રહણ કરીને વધૂને એક શિલાખંડપર બેસાડવામાં આવે છે તે વેળાયે ઉચ્ચારાતો મંત્ર આ છે:—

"હે અર્ધાંગિ ! તું આ શિલા ઉપર આરોહણ કર. આ શિલા જેવી રીતે પૃથ્વીને આત્મસમર્પણ કરીને સ્થિર ભાવથી પડેલી છે તેવી જ રીતે તું પણ મારામાં આત્મસમર્પણ કરીને સ્થિર રહ્યા કરજે. આ શિલાને જેવી રીતે કોઈ ઉપાડી શકતું નથી અને જેવી રીતે સર્વના બળને અભિભૂત કરીને આ શિલા આ સ્થાનમાં સ્થિર રહેલી

છે તેવી જ રીતે તને પણ કદાપિ કોઈ વિચલિત ન કરી શકે અને તું સર્વની શક્તિઓને અભિભૂત કિંવા બાધ્ય કરીને મારામાં આત્મ-વિન્યાસ કરીને સ્થિર રહી શકે એવો પ્રયત્ન કરતી રહે. ”

એ પછી કેટલીક અન્ય ક્રિયાઓ કરવામાં આવે છે અને ત્યાર પછી વર તથા વધૂ ઉભય પરિક્રમણ કરવામાટે અગ્નિ સમક્ષ આવીને જે પ્રાર્થના કરે છે તે પ્રાર્થનાનો મંત્ર આ છે:—

“ હે તેજોધિષ્ઠાતૃ દેવ ! પૂર્વે આ કન્યાને તમોએ જ પોતાના આશ્રયમાં રાખી હતી અને અત્યારે હવે આ કન્યા મનુષ્યની આશ્રિતા થયેલી હોવાથી તમો એના આત્માને મારા આત્મામાં શમાવી દ્યો અને પવિત્ર સંતાનબીજને ઉદ્‌ભિન્ન–ઉત્પન્ન–કરો. ”

એ પછી કેટલીક અન્યાન્ય ક્રિયાઓને સંપન્ન કરવામાં આવે છે અને ત્યારપછી સ્ત્રીને અગ્નિકુંડની ઉત્તર દિશામાં સપ્ત પદ એટલે કે સાત ડગલાં ચલાવવામાં આવે છે. પાઠકો તથા પાઠિકાઓ એ તો જાણતાં હોવાં જ જોઈએ કે આ વિધિને ‘ સપ્તપદીગમન ’ ના નામથી ઓળખવામાં આવે છે અને એ ‘ સપ્તપદીગમન ’ માટે આલેપનદ્વારા સાત ગોલાકાર–ગોળ–રેખાચિહ્નો પણ ચિત્રવામાં આવે છે.

દેહ, ઈન્દ્રિય, મન, અહંકાર, બુદ્ધિ, પ્રકૃતિ તથા આત્મા એ સાત પદાર્થોને અનુક્રમે ભૂ:, ભુવ:, સ્વ:, મહ:, જન:, તપ:, તથા સત્ય એ સાત લોક તરીકે ઓળખવામાં આવે છે અને એ સાત તત્ત્વો પ્રત્યેક વ્યક્તિમાં રહેલાં હોય છે. અર્થાત્ કેવળ દેહનું જે સંમેલન કિંવા કેવળ ઇન્દ્રિયોનું જે સંમેલન તે વાસ્તવિક સંમેલન નથી; કિન્તુ એ સાત લોકનું કિંવા સાત તત્ત્વોનું જે સંમેલન થાય છે તેના સ્ખલનની કદાપિ સંભાવના ન હોવાથી વાસ્તવિક સંમેલન એ જ છે અને તેથી એ સંમેલનને મેળવવામાટે જ સપ્તપદી-ગમન કરાવવામાં આવે છે. એ પ્રસંગે જે મંત્ર ઉચ્ચારવામાં આવે છે તે આ છે:—

" હે હૃદયસહાયે ! સર્વ અભિષ્ટોની સિદ્ધિમાટે જગત્પ્રભુ વિષ્ણુ તને મારા પ્રથમ લોકમાં ( ભૂઃપાદમાં એટલે કે મારા દેહમાં ) સંમિલિત કરો; તારા દેહને મારા દેહમાં મેળવી દ્યો. " ૧

આ મંત્રને ઉચ્ચારીને એક ડગલું ભરાવવામાં આવે છે અને ત્યાર પછી એવી જ રીતે નિમ્ન લિખિત ૭ મંત્રોમાંના એક એક મંત્રનો ઉચ્ચાર કરીને ૭ ડગલાં ભરાવવામાં આવે છે. તે મંત્રો આ પ્રમાણે છેઃ–

" હે હૃદયસહાયે ! જગત્પ્રભુ વિષ્ણુ આપણી સમસ્ત ઇન્દ્રિયોના બળની વૃદ્ધિમાટે મારા ભુવઃપાદમાં–ચક્ષુ તથા શ્રવણ આદિ ઇન્દ્રિયોના સમૂહમાં–તારી ચક્ષુ તથા શ્રવણ આદિ ઇન્દ્રિયોની શક્તિના સમુદાયને સંમિલિત કરી દ્યો. " ૨

" હે હૃદયસહાયે ! આપણી સંપદાની વૃદ્ધિમાટે ભગવાન્ વિષ્ણુ તારા તૃતીય પાદ એટલે કે મનને મારા તૃતીય પાદ ( સ્વઃ-પાદ અર્થાત્ મન )માં સંમિલિત કરી દ્યો. " ૩

" હે હૃદયસખિ ! આપણા સુખની વૃદ્ધિમાટે ભગવાન્ વિષ્ણુ તારા ચતુર્થ પાદ ( મહઃપાદ કિંવા અહંકાર )ને મારા મહઃપાદ અહંકાર–માં સંમિલિત કરી–દ્યો. " ૪

" હે હૃદયસંગિનિ ! ભગવાન્ વિષ્ણુ તારા પંચમ પાદ ( જનઃપાદ કિંવા બુદ્ધિ )ને મારા જનઃપાદ–બુદ્ધિ–માં વિલીન કરી દ્યો. " ૫

" હે હૃદયસહાયે ! ભગવાન્ વિષ્ણુ તારા ષષ્ઠ પાદ ( તપઃ પાદ કિંવા પ્રકૃતિ) ને મારા તપઃપાદ–પ્રકૃતિ–માં તલ્લીન કરી દ્યો." ૬

" હે હૃદયસહાયે ! તું સપ્તમ પદમાં ગમન કર અને તારા પરમાત્મામાં મારો પરમાત્મા એકીભૂત થઈ જાય. તું મારી એકધર્મિકા, એકવ્રતિકા, એકવૃત્તિકા અને એકાત્મા થા. વિષ્ણુ ભગવાન્ આપણને આ પ્રમાણેની વ્યવસ્થા કરી આપો. " ૭

પુનઃ કેટલીક ક્રિયાઓ થઈ ગયા પછી સ્વામી દક્ષિણ સ્કંધ ઉપર પોતાના કરને સ્થાપીને તે કરવડે સ્ત્રીના હૃદયને સ્પર્શ કરતો આ મંત્રને ઉચ્ચારે છેઃ—

" હે હૃદયસહાયે ! મારી જેટલા પ્રકારની ધર્મપ્રવૃત્તિઓ છે તેમાં મેં તારા અન્તરાત્માને સમાસક્ત કરી દીધો છે. મારી જે સર્વ પ્રવૃત્તિઓ છે તે જ પ્રવૃત્તિઓ તારી પણ થશે. તારો અન્તરાત્મા મારા અન્તરાત્મા સાથે એક થઈ જાઓ; તું મારી સાથે એકાત્મા થઈને મારા વાક્ય અનુરૂપ ક્રિયા કરતી રહે અને જગત્સ્રષ્ટા તારા આત્માને મારા આત્મા સાથે મેળવી એકીભૂત કરી નાખો!"

વળી પાછી કેટલીક અન્ય ક્રિયાઓ કરવામાં આવે છે અને ત્યારપછી ધ્રુવદર્શન કરાવતી વેળાયે આ મંત્રનો ઉચ્ચાર કરાય છેઃ—

" હે હૃદયસહાયે ! આ ધ્રુવ નામક નક્ષત્રનું દર્શન કરી લે. આ આ ધ્રુવ નક્ષત્રને તું જેવી રીતે સર્વથા અચલ નિહાળી રહી છે તેવી જ રીતે તું પણ મારા આત્મામાં સંમિલિતા થઈને ધ્રુવ નક્ષત્ર સમાન અચલ ભાવથી પોતાના ચિરજીવનને વીતાડજે અને મારા આત્મામાં નિશ્ચલ ભાવથી નિવાસ કરીને પોતાના દેહ તથા આત્માની ઉન્નતિને પ્રાપ્ત કરતી રહેજે. ભગવાને તને મારા હસ્તમાં સમર્પી દીધી છે એટલે તું સુપુત્રા થઈને ચિરજીવિતા થાય એ જ મારી એકમાત્ર પરમ આકાંક્ષા છે. "

અંતે વિવાહપ્રક્રિયાની પરિસમાપ્તિના સમયમાં નિમ્નલિખિત મંત્રનો ઉચ્ચાર કરીને સ્ત્રીના મુખમાં અન્નચરુ આપવામાં આવે છે કે જે વિધિ 'ચરુભક્ષ'ના નામથી ઓળખાય છેઃ—

" હે હૃદયસહાયે ! તું આ ચરુનું ભક્ષણ કર; કારણ કે, આમાં મારા આત્માની સમસ્ત શક્તિઓ સંક્રામિત થયેલી છે; અર્થાત્ આ ચરુદ્વારા મારી જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો તથા મારા દશવિધ પ્રાણ આદિ સાથે તારી જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો તથા તારા પ્રાણ આદિને મેં એકીકૃત કરી દીધાં છે. મેં મારાં અસ્થિયો સાથે તારાં અસ્થિ-

યોને એકરૂપ કરી દીધાં છે; મારા માંસમાં તારા માંસને મેળવી દીધું છે અને મારા ચર્મમાં તારા ચર્મનો સમાવેશ કરી દીધો છે એટલે, હે અર્ધાંગિ ! આજે તું અને હું ઉભય પૂર્ણતાને પ્રાપ્ત થયાં છીએ !"

વિવાહ વિષયક આ મંત્રાનો ઉલ્લેખ કર્યા પછી આપણા આર્યઋષિઓની વિવાહ વિષયક માન્યતાના અધિક વિવેચનની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી. અર્થાત્ નર તથા નારીને એકીભૂત કરવાનો જો કોઈ પણ પ્રધાન ઉપાય હોય, તો તે કેવળ વૈવાહિક વિધિ જ છે અને તેથી સર્વ સુસભ્ય દેશોમાં એ વિવાહપદ્ધતિ એક કિંવા અન્ય સ્વરૂપમાં પૂર્વે જણાવ્યા પ્રમાણે પ્રચલિત જોવામાં આવે છે અને એના યોગે સુસભ્ય સમાજમાં સ્ત્રી તથા પુરુષ દમ્પતી ભાવથી પોતાના જીવનને આનન્દપૂર્વક વીતાડી દે છે. પરંતુ એ દંપતીમાં જો પરસ્પર પ્રેમ, પ્રણય કિંવા સ્નેહનો વિકાસ ન થાય, તો તેમના દાંપત્ય કિંવા દંપતી તરીકેના ઉદ્દેશની સિદ્ધિ કિંવા સફળતા થઈ શકતી નથી, એટલે કે, સ્ત્રી તથા પુરુષ એકબીજાના કલ્યાણમાટે પ્રાણાન્તક પરિશ્રમ કરવાને તત્પર થતાં નથી. અર્થાત્ વિવાહ કિંવા લગ્નની સફળતામાટે સર્વથી પ્રથમ જો કોઈ પણ વસ્તુની આવશ્યકતા હોય, તો તે સ્ત્રી તથા પુરુષના પરસ્પર પ્રેમની જ આવશ્યકતા છે એ તત્ત્વને સર્વ દંપતીઓએ નિરંતર સ્મરણમાં રાખવાનું છે.

---

## પ્રકરણ ૩ જું

## સ્ત્રી તથા પુરુષની સાધારણ ભિન્નતા

---

સ્ત્રી તથા પુરુષમાં જે પરસ્પર શારીરિક ભિન્નતા રહેલી છે તે સર્વના જાણવામાં હોવાથી તેમાટે અધિક પ્રમાણની આવશ્યકતા છે જ નહિ. પુરુષનાં અંગપ્રત્યંગ તથા સ્ત્રીનાં અંગપ્રત્યંગની રચના

બહુ અંશે સર્વથા એકબીજાથી સ્વતંત્ર કિંવા ભિન્ન હોય છે. કામિનીની કમનીય કોમલતામયી શારીરિક રચના અને પુરુષના તેનાથી કઠિનતર દેહગઠનમાં સંપૂર્ણ ભેદ રહેલો છે. સ્ત્રીજાતિનાં અસ્થિયો પુરુષ જાતિનાં અસ્થિયો કરતાં લઘુ, કોમલ કિંવા સ્નિગ્ધ તથા સરલ હોય છે; અસ્થિયોના ઊર્ધ્વ અંશો અસ્પષ્ટ હોય છે; ફોરામેન્સ્ મૅગ્નમ્–Foramens Magnum—(ગળાની ઉપર જે મોટું છિદ્ર હોય છે અર્થાત્ જે દ્વારા પૃષ્ઠ, મજ્જા તથા મસ્તિષ્ક સાથે સંયોગ થાય છે તેને આંગ્લ શારીરશાસ્ત્રમાં 'ફોરામેન્સ્ મૅગ્નમ્' કહેવામાં આવે છે) નામક છિદ્રનો પશ્ચા વર્તી અંશ લંબમુખ તથા ડિમ્બાકાર હોય છે; કપાળની ઉચ્ચતા ઉન્નત નથી હોતી, નીચેનાં પેઢાં તથા દાંત ક્ષુદ્ર હોય છે; ચિબુક કિંવા હડપચી બેઠેલી હોય છે, વક્ષઃસ્થલ ગંભીર કિંવા ઊંડું હોય છે, સ્ટર્નમ–Sternum–કિંવા વક્ષઃસ્થળનું અસ્થિ ક્ષુદ્ર તથા વક્ર હોય છે; છાતીનું અસ્થિ પાતળું હોય છે; પંજરનું અસ્થિ ક્ષુદ્ર હોય છે; મેરુદંડના પ્રત્યેક અસ્થિનો આકાર પુરુષના મેરુદંડના અસ્થિ કરતાં અધિક ગવ્હરમય હોય છે; પુરુષનાં અંગપ્રત્યંગ સરલરેખાત્મક હોય છે અને સ્ત્રીનાં અંગપ્રત્યંગ વક્રરેખાતમ હોય છે; તેમ જ પુરુષનું ગઠન કોણયુક્ત હોય છે અને સ્ત્રીનું ગઠન ગોલાકાર –ગોળ આકારનું-હોય છે. પુરુષશરીરથી સ્ત્રીશરીરની રચનાની આ સર્વસાધારણ ભિન્નતાઓ છે.

પરંતુ સ્ત્રી કિંવા પુરુષ જે વેળાયે જન્મે છે તે વેળાયે તેમનાં શરીરોના આકારો આટલી સીમા પર્યન્ત એકબીજાથી ભિન્ન હોતા નથી અને તેથી તેમના આત્માની પ્રકૃતિમાં પણ વિશેષ ભેદ નથી હોતો. ત્યારપછી તેમની જનનેન્દ્રિયો જેમ જેમ વધારે અને વધારે પુષ્ટ થતી જાય છે તેમ તેમ તેમના શારીરિક આકાર તથા તેની સાથે તેમની માનસિક પ્રકૃતિ પણ વિશેષ અને વિશેષ પરિમાણમાં એકબીજાથી સર્વથા ભિન્ન તથા સ્વતંત્ર થતાં જાય છે. બાલિકા જ્યારે પોતાના વયના નવમ વર્ષની સમાપ્તિ કરીને દશમ વર્ષમાં

પ્રવેશ કરે છે તે વેળાયે તેની જનનેન્દ્રિયમાં એક પ્રકારની વિશિષ્ટ પરિપુષ્ટતાનો આવિર્ભાવ થતો દેખાય છે અને તેની જનનેન્દ્રિયમાં એ પરિવર્તન થતાં જ નરજાતિના બાલકો સાથે રમવાનું તેને સારૂં નથી લાગતું; પોતાના નરજાતીય બાલ્ય મિત્રો સમક્ષ જતાં તેના મનમાં સંકોચ થાય છે અને પુરુષ સમક્ષ આવતાં તેનાં નયનો લજ્જાથી નીચાં ઢળી જાય છે. અર્થાત્ એ સમયથી જ બાલિકાના આકાર પ્રકાર ભિન્ન થઈ જાય છે, તેની માનસિક શક્તિ સ્વતંત્ર થતી દેખાય છે તેમ જ તેની પ્રકૃતિ પણ પુરુષની પ્રકૃતિથી સર્વથા ભિન્ન પડી જાય છે. એ સમયથી જ સ્ત્રીજાતિના નિતંબો કઠિન તથા પ્રશસ્ત–વિશાળ–થવા માંડે છે; સ્ત્રીજાતિનો દેહ વક્રતાને ધારણ કરવા માંડે છે, સ્ત્રીજાતિનું મુખમંડળ કોઈ એક માધુર્યમયી શોભાથી શોભાયમાન થતું જાય છે અને તેની સાથે સ્ત્રીજાતિના સ્વભાવનું પણ પરિવર્તન થઈ જાય છે.

નરજાતિ કરતાં નારીજાતિની દર્શનશક્તિ કિંવા નિરીક્ષણશક્તિ અત્યંત તીવ્ર હોય છે; પરંતુ પુરુષ પ્રમાણે સ્ત્રીમાં શોધક વૃત્તિ નથી હોતી. પુરુષ કોઈ પણ વિષયને આદિથી અંતપર્યન્ત તપાસી તથા જાણી લીધા વિના શાંત કિંવા સંતુષ્ટ નથી થતો અને સ્ત્રી કોઈ પણ વસ્તુને એક વાર જોઈને જ તેની ઉત્તમતા કિંવા અધમતાનો તત્કાળ નિશ્ચય કરી નાખે છે. એક સુન્દર અને સુગંધયુક્ત ગુલાબને જોઇને પુરુષ તેના રંગમાં તથા તેના ગંધમાં કયા કયા ગુણો તથા કયા કયા દોષો રહેલા છે એ વિષયની યથેષ્ટ આલોચના કર્યા વિના કોઈ પણ પ્રકારના નિશ્ચયપર તત્કાળ નથી આવતો અને રમણી માત્ર એક જ વાર ગુલાબની સુન્દરતાને જોતાં અથવા તેના સુગંધને અનુભવતાં તત્કાળ તેને ઉત્કૃષ્ટ પુષ્પ તરીકે સ્વીકારી લે છે એટલો સ્ત્રી તથા પુરુષની શોધક બુદ્ધિમાં ભેદ રહેલો છે.

સ્ત્રીનું મસ્તિષ્ક પુરુષના મસ્તિષ્ક કરતાં ક્ષુદ્ર હોવાથી અને તેના પરિણામે સ્ત્રીનું મન પણ પુરુષના મન કરતાં દુર્બલ હોવાથી સ્ત્રીની

માનસિક શક્તિ પણ પુરુષની માનસિક શક્તિ કરતાં ન્યૂન હોય છે. અર્થાત્ સ્ત્રીઓ પુરુષ પ્રમાણે માનસિક શક્તિની પર્યાલોચના કરવાનું સામર્થ્ય ધરાવતી નથી; તેઓ પુરુષ પ્રમાણે જટિલ વિષયોની આલોચના ભાગ્યે જ કરી શકે છે. શિક્ષણના સંબંધમાં કદાચિત્ સ્ત્રી તથા પુરુષ ઉભયને સમાન અધિકાર આપવામાં આવે, તો પણ સ્ત્રી પુરુષને ત્યાગીને એકલી જ એટલે કે પુરુષની સહાયતા વિના શિક્ષણના માર્ગમાં આગળ વધી શકતી નથી. સ્ત્રીનું હૃદય–Heart–પુરુષના હૃદય કરતાં વજનમાં હલકું એટલે કે લઘુ હોય છે અને લઘુ હોવાથી તે કોમળ હોય એ સ્વાભાવિક જ છે. અર્થાત્ સ્ત્રીનું હૃદય લઘુ તથા કોમળ હોવાથી જ પુરુષના હૃદ્ય સમાન સાહસનો તેમાં અભાવ હોય છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યક્તા છે ખરી કે ? કોમલહૃદયા રમણી જેવા પ્રકારના સંગ તથા શિક્ષણની તેને પ્રાપ્તિ થાય છે તેવા પ્રકારના ગઠનને જ ધારણ કરી લે છે. કામિનીનું હૃદય કોમલ હોવાથી તેને જે માર્ગમાં લઈ જવાની ચેષ્ટા કરવામાં આવે છે તે માર્ગ સત્ય હોય કિંવા અસત્ય હોય તથાપિ તેને અવસ્ય તે માર્ગમાં લઈ જઈ શકાય છે. સુન્દરી પોતાના સ્વામીની જેવા પ્રકારની પ્રકૃતિ હોય છે તેવા પ્રકારની પ્રકૃતિને અલ્પ સમયમાં જ ધારણ કરી લે છે એ અમારા આ કથનની વાસ્તવિકતાનું એક પ્રત્યક્ષ પ્રમાણ છે. કેટલાક દુષ્ટ જનો સ્ત્રીજાતિને કુમાર્ગમાં ખેંચી લાવવાની ચેષ્ટા કરતા રહે છે અને તેમના એવા પ્રયત્નો સફળ પણ થાય છે તેનું કારણ પણ સ્ત્રીજાતિના હૃદયની ક્ષુદ્રતા તથા કોમલતા જ છે.* રમણી જેને પ્રેમની દૃષ્ટિથી જોવા માંડે છે તેને પોતાના પ્રાણ સમર્પી દેવાને તે તત્પર હોય છે; પરંતુ એવી જ રીતે અન્ય

---

* અબળાના હૃદયની આવી દુર્બલતાના કારણથી જ પંડિત પુરુષો કહી ગયા છે કે: " अंके स्थिताऽपि रमणी परिरक्षणीया " । અર્થાત્ 'રમણી પોતાના અંક–ખોળા–માં વિરાજેલી હોય તો પણ તે રક્ષણીયા એટલે કે રક્ષવા યોગ્ય છે."

વ્યક્તિમાં પોતાના પ્રેમને સ્થાપવામાં પણ તેને અધિક વિલંબ નથી થતો. જ્યારે વનિતા કોઈ એક વ્યક્તિમાં પોતાના પ્રેમને સ્થાપે છે ત્યારે તે પોતાને સર્વથા ભૂલી જાય છે અને એવી જ રીતે જ્યારે તે કોઈ એક વ્યક્તિને હૃદયમાંથી વિસારી દેવાને તત્પર થાય છે ત્યારે તે વ્યક્તિને જોતજોતાંમાં જ ભૂલી જાય છે. પુરુષનું હૃદય કઠિન હોવાથી એક વાર જે વ્યક્તિમાં તેનો સ્નેહ બંધાય છે તે વ્યક્તિને તે કદાપિ ભૂલી શકતો નથી; અર્થાત્ પાષાણમાં અંકાયલી રેખા જેવી રીતે સર્વથા લુપ્ત નથી થતી તેવી જ રીતે પુરુષના હૃદયમાંથી તે વ્યક્તિ વિષયક સ્મરણનો સર્વથા લોપ નથી જ થતો. પરંતુ સ્ત્રી જેને એક વાર વિસારી દે છે તેનું પુનઃ કદાપિ સ્મરણ કરતી જ નથી. શોક, દુઃખ તથા ભય આદિ વિકારો જેટલી શીઘ્રતાથી રમણીના હૃદયમાં પોતાના પરિણામને નિપજાવી શકે છે તેટલી શીઘ્રતાથી પુરુષના હૃદયમાં તેઓ આઘાત નથી કરી શકતાં અને એનું પણ રમણીના કોમલ હૃદય તથા ક્ષુદ્ર મસ્તિષ્ક વિના અન્ય કોઈ કારણ છે જ નહિ.

સ્ત્રીના મસ્તિષ્કની દાંડી–Convolution–પુરુષના મસ્તિષ્કની દાંડી કરતાં ઓછી જડાયલી હોવાથી પુરુષ કરતાં સ્ત્રીમાં માન, અભિમાન તથા પ્રેમ આદિની અધિકતા હોય છે અને સ્ત્રીજાતિમાં રૂપ વિષયક અભિમાનની જે પ્રચંડતા જોવામાં આવે છે તેનું કારણ પણ એ જ છે.

અબળા કોઇ પણ વાતને પોતાના પેટમાં રાખી કિંવા જીરવી શકતી નથી; અર્થાત્ કોઇ પણ ગુપ્ત કથા અથવા નવીન વાર્તા તેના સાંભળવામાં આવી એટલે પછી જ્યાં સુધી તે ગુપ્ત કથા કિંવા નવીન વાર્તા તે પોતાની સહચરીઓ કિંવા સખીઓને નથી કહી સંભળાવતી ત્યાં સુધી તેનું મન તલપાપડ થયા કરે છે એનું કારણ પણ સ્ત્રીજાતિના હૃદયની કોમલતા વિના અન્ય કાંઇ નથી. ધર્મના સંબંધમાં પણ સ્ત્રીજાતિનો એવો જ સ્વભાવ જોવામાં આવ્યા કરે છે; અર્થાત્ કોઇ પણ સામાન્ય કથાને સ્ત્રી કોઇ પણ પ્રકારના યુક્તિ-

વાદ કિંવા તર્ક વિના ધર્મ તરીકે સ્વીકારી લેવાને તૈયાર હોય છે; પરંતુ પુરુષ એક વાર પોતાના મસ્તિષ્કને ખપાવી નાખ્યા વિના એવા કોઇ પણ મતને કદાપિ નથી જ સ્વીકારતો. શિક્ષણ, સંગ તથા ઉપદેશ આદિથી જેવી રીતે રમણીનું હૃદય અત્યંત શીઘ્ર ગતિથી ઉન્નતિની દિશામાં અગ્રેસર થાય છે તેવી રીતે પુરુષનું હૃદય ઉન્નતિની દિશામાં અગ્રેસર થતું નથી અને એથી એ તો સ્પષ્ટ જણાઇ આવે છે કે પુરુષ કરતાં સ્ત્રીની ચિન્તનશીલતા ઐકાન્તિકી હોય છે અને પુરુષની ચિન્તનશીલતા સહસ્રમુખી હોય છે.

દાંપત્ય પ્રણય તથા કામવૃત્તિના વિષયમાં સ્ત્રીજાતિ તથા પુરુષજાતિનો પરસ્પર સંપૂર્ણ ભેદ પ્રત્યક્ષ દષ્ટિગોચર થાય છે. અર્થાત્ પુરુષની કામવૃત્તિનો એક શારીરિક રસપર આધાર રહેલો હોય છે કે જે શારીરિક રસને શુક્ર કિંવા વીર્ય નામથી ઓળખવામાં આવે છે. પુરુષના શરીરમાં એ શુક્ર કિંવા વીય સંચિત થઇને પુરુષજાતિમાં એક પ્રકારના અસાધારણ સાહસ તથા તેજને ઉત્પન્ન કરી દે છે અને એ સાહસ તથા તેજને પુરુષત્વ નામથી ઓળખવામાં આવે છે. પુરુષજાતિનો એ વિશિષ્ટ ગુણ નારીજાતિમાં જોવામાં નથી આવતો. પુરુષના આત્મજ્ઞાન, મર્યાદા, સાહસ તથા શૌર્ય આદિ ગુણોનો એ શુક્ર કિંવા વીર્યપર જ આધાર રહેલો હોય છે અને અત્યારના સર્વ શારીરશાસ્ત્રવેત્તાઓનો એ જ અભિપ્રાય જોવામાં આવે છે કે એ શુક્રરસ મુષ્ક કિંવા અંડકોષ નામક યંત્રદ્વારા નીકળીને પુરુષના શરીરમાં પુરુષોચિત સ્ફૂર્તિ, સાહસ તથા બળને ઉત્પન્ન કરી દે છે કિંવા પ્રેરી દે છે. જો કે વીર્યનો ઉદ્‌ભવ રક્તમાંથી જ થાય છે, તથાપિ રક્તના ગુણથી શુક્ર કિંવા વીર્યનો ગુણ સર્વથા ભિન્ન તથા સ્વતંત્ર છે. સારાંશ કે, જીવદેહમાં શુક્ર કિંવા વીર્ય સમાન ઓજસ્વિતાયુક્ત અન્ય કોઇ પણ પદાર્થ જોવામાં આવી શકતો નથી.

વીર્ય પુરુષના અંડકોષમાં ઉત્પન્ન થાય છે. પુરુષના અંડકોષની પરીક્ષા કરતાં આપણા જાણવામાં આવી શકે છે કે તે અત્યંત

બારીક સૂતર જેવા અનેક નળોદ્વારા નિર્માયલા છે. એ અસંખ્ય સૂક્ષ્મ નળ એકત્ર થઈને દશ કિંવા બારની સંખ્યાના તેમના કરતાં કાંઇક મોટા આકારના નળોમાં મળી જાય છે અને એ દશ કિંવા બાર મોટા નળો એકત્ર થઇને એક વધારે મોટા નળના સ્વરૂપમાં પરિણુત થઇ ગયા છે. એ સર્વથી મોટો નળ એક આધારપર આવીને વિરાજેલો છે; એ આધારની સંખ્યા બેની છે અને તેમાંનો એક એક આધાર એક એક પાર્શ્વમાં રહેલો છે. એ આધારનું નામ આપણી ભાષામાં શુક્રાધાર કિંવા વીર્યાધાર છે અને પાશ્ચાત્ય શારીર શાસ્ત્રમાં એને વેસિકુલિ સેમિનલિસ્-Vesiculae Seminales-નામથી ઓળખવામાં આવે છે. આપણી ભાષામાં એનાં શુક્રાશય તથા રેતોવહ નલિકાજાલ એવાં અન્ય નામો પણ દષ્ટિગોચર થાય છે. એ સર્વ નળો એકત્ર તથા બૃહદ્ થઇને શિશ્ન કિંવા લિંગના મૂળમાં મૂત્રનાલીમાં આવીને મળી ગયા છે. અર્થાત્ પુંઃશુક્ર કિંવા પુરુષના વીર્યનું પ્રથમતઃ અંડકોષના અત્યંત સૂક્ષ્મ સૂક્ષ્મ નળોમાં વહન થવા પછી ક્ષરણુ થાય છે, ત્યારપછી મોટા નળમાં વહીને તે શુક્રાશયમાં સંચિત થાય છે અને ત્યાંથી ઉપયુક્ત સમયમાં મૂત્રનાલીદ્વારા બહાર નીકળી આવે છે. પુરુષના શરીરમાં યૌવનનો પ્રારંભ થતાંની સાથે જ પ્રતિક્ષણુ વીર્યનો ઉદ્‌ભવ થતો જ રહે છે અને એ જ વીર્ય કિંવા શુક્ર પુનઃ પુરુષના શરીરમાં પ્રવેશ કરીને પુરુષના શરીરના બાહ્ય ભાગમાં દાઢી તથા મૂછોને ઉત્પન્ન કરે છે, દેહના પુરુષોચિત આકારને નિર્માણુ કરે છે અને પુરુષનાં કંઠસ્વર તથા માનસિક શક્તિનું પરિવર્તન કરી નાખે છે.

જો એ શુક્ર કિંવા વીર્યનો પુરુષના શરીરમાં અભાવ હોય, તો પુરુષ પુરુષોચિત ગુણોને કદાપિ પ્રાપ્ત કરી શકતો નથી. આ તત્ત્વની યથાર્થતા ખસ્સી કરેલા બળદ તથા સાંઢ અને અખંડ ઘોડા તથા ખસ્સી કરેલા ઘોડાને જોતાં તત્કાળ આપણા જાણુવામાં આવી જાય છે. અર્થાત્ જે ગોવત્સ-બળદ-તથા જે અશ્વના અંડકોષને તેમની શિશુ

અવસ્થાના સમયમાંજ કાઢી લેવામાં આવે છે, તે ગોવત્સ તથા અશ્વના શરીરમાં અંડકોષને કાઢી લીધા પછી શુક્ર કિંવા વીર્યનો ઉદ્‌ભવ થતો નથી અને તેથી તેમનાં શરીરોમાં પુનઃ શુક્રનો પ્રવેશ ન થાય એ સ્વભાવિક હોવાથી તેમનામાં પુરુષોચિત એટલે કે પુરુષમાં હોવા જોઇએ તે સર્વ ગુણોનો પણ સર્વથા અભાવ જ જોવામાં આવે છે. સારાંશ કે, બળનો દર્પ, તેજસ્વિતા તથા કંઠસ્વરનું પરિવર્તન એમાંનો કોઈ પણ ગુણ તેમનામાં ન હોવાથી તેઓ બહુધા સર્વ વિષયોમાં સ્ત્રીજાતિ જેવા જ દષ્ટિગોચર થાય છે. મુસલ્માન બાદશાહોની બાદશાહીના સમયમાં બાદશાહો તથા નવ્વાબોના જનાનખાનાઓમાં જે ખાજાસરાઓને રાખવામાં આવતા હતા તેઓ નપુંસક હોવાથી તેમના દેહો પ્રકાંડ તથા બલિષ્ઠ હોવા છતાં તેમનામાં પુરુષોચિત સાહસનો સર્વથા અભાવ જ રહેતો હતો; તેમનાં મુખમંડળોમાં દાઢી તથા મૂછો ઉગતી ન હોતી અને તેમનાં મુખમંડળો તથા કંઠસ્વર સ્ત્રીજાતિનાં મુખમંડળ તથા કંઠસ્વરની જ સ્પર્ધા કરતાં હતાં. વર્તમાનકાળમાં પણ નવ્વાબોના જનાનખાનામાં જે ખાજાસરા તથા દેશી રાજાઓના અંતઃપુરમાં જે 'નાજર' નામથી ઓળખાતા નપુંસકોને રાખવામાં આવે છે તેઓ પણ એવા જ સ્રૈણ હોય છે; કારણ કે, તેમનામાં વીર્યનો સર્વથા અભાવ હોય છે.

અસ્તુઃ કેટલાક મનુષ્યોની એવી માન્યતા જોવામાં આવે છે કે, સ્ત્રીજાતિ તથા પુરુષજાતિનાં મન બહુધા સમાન હોવાથી એટલે કે તેમાં અધિક ભેદ ન હોવાથી જો બાલિકાનું બાલક પ્રમાણે જ લાલન પાલન કરવામાં આવે, તો બાલિકા પણ બાલક જેવી જ થઇ જાય, અર્થાત્ તે બાલિકાના વિચારશક્તિ, પસંદગી તથા ક્ષમતા આદિ સર્વ ગુણો પુરુષના ગુણો સમાન થઇ. જાય એ સર્વથા સ્વાભાવિક છે. પરંતુ આ પ્રકારની માન્યતાને હૃદયમાં સ્થાન આપવું એ અમારી માન્યતા પ્રમાણે તો એક અક્ષમ્ય પ્રમાદ છે અને વિઘાતક ભ્રમણા છે એમાં લેશમાત્ર પણ સંદેહ નથી; કારણ કે, સ્ત્રી-

જાતિમાં પુરુષોચિત શિક્ષણ તથા લાલન પાલનના પરિણામે હરિણનાં શૃંગો, કુકકુટની કલગી, હસ્તીના દંતો, સિંહના કેશર અને પુરુષની દાઢી તથા મૂછ આદિનો આવિર્ભાવ થઇ શકતો નથી અને એ સર્વથી વિશેષ બાલિકાને બાલક પ્રમાણે શિક્ષણ આપવાથી તેની જનનેન્દ્રિય કદાપિ પુરુષની જનનેન્દ્રિના રૂપમાં આવી જતી નથી. અર્થાત્ સ્ત્રી તથા પુરુષની શારીરિક, માનસિક તથા પ્રકૃતિગત ભિન્નતા તેમની અત્યંત બાલ્યાવસ્થાથી જ અલ્પ સ્વલ્પ પરિમાણમાં દષ્ટિગોચર થયા કરે છે અને તેમના યૌવનના સમયમાં તેમની એ ભિન્નતા પૂર્ણ રૂપમાં પ્રકાશિત થયેલી દેખાય છે. આ વિભિન્નતાનો સ્ત્રી તથા પુરુષની જનનેન્દ્રિયની ક્રિયા ઉપર જ સંપૂર્ણ આધાર રહેલો છે અને તેથી એ વિભિન્નતાને નિવારવાનો કોઈ ઉપાય છે જ નહિ.

સ્ત્રીનો બસ્તિપ્રદેશ કિંવા કટીરભાગ–Pelvis–પુરુષના બસ્તિપ્રદેશ કરતાં વધારે પ્રશસ્ત હોય છે અને તેમાંનાં અસ્થિયો પાતળાં તથા પહોળાં હોય છે. સ્ત્રીજાતિના પેલ્વિસના ગવ્હર કિંવા બસ્તિપ્રદેશને પુરુષજાતિના બસ્તિપ્રદેશ કરતાં વિશાળ તથા પ્રશસ્ત નિર્માણ કરવામાં આવ્યો છે તે એટલામાટે કે સ્ત્રીજાતિને સંતાનને ગર્ભમાં ધારણ કરવું પડે છે. સ્ત્રીને પશ્ચાદ્‌ભાગમાંથી જોતાં એ તો તરત દેખાઈ આવે છે કે સ્ત્રીજાતિનો કટિભાગ તથા ઊરુદેશનો મધ્યભાગ અત્યંત પ્રશસ્ત હોય છે. સ્ત્રીના મસ્તકનો કંકાલ–અસ્થિપિંજર–પુરુષજાતિના મસ્તકના કંકાલ કરતાં લઘુ, વિશેષ ડિમ્બાકાર તથા ઉભય પાર્શ્વમાં કાંઈક વિશેષ વિસ્તૃત હોય છે; સ્ત્રીજાતિના મુખનો કંકાલ વિશેષ ડિમ્બાકાર હોય છે; તેની નાસિકાનું અસ્થિ ક્ષુદ્ર હોય છે તથા ચિબુકનું અસ્થિ ઉન્નત નથી હોતું. સ્ત્રીજાતિનું મસ્તિષ્ક પણ પુરુષજાતિના મસ્તિષ્ક કરતાં ક્ષુદ્રાવયવ તથા વજનમાં હલકું હોય છે.

એ ઉપરાંત સ્ત્રીજાતિના શરીરમાં બે વિશિષ્ટ યંત્રો રહેલા છે કે જે યંત્રોનો પુરુષજાતિના શરીરમાં સર્વથા અભાવ છે. એ બે યંત્રો-

માંનું પ્રથમ યંત્ર તે સંગમયંત્ર કિંવા યોનિયંત્ર છે અને દ્વિતીય યંત્ર જરાયુ કિંવા ગર્ભાશયના નામથી વિખ્યાત છે. પુરુષના મૂત્રનિર્ગમનયંત્રથી જ સંગમયંત્રનું કાર્ય સિદ્ધ થાય છે; પરંતુ સ્ત્રીજાતિના ગુપ્ત અવયવમાં મૂત્રત્યાગનો માર્ગ તથા સંગમયંત્ર એક બીજાથી સર્વથા ભિન્ન તથા સ્વતંત્ર છે. ગર્ભાશય જેવું કોઇ યંત્ર પુરુષજાતિના શરીરમાં છે જ નહિ; પરંતુ પુરુષજાતિના સંગમયંત્ર એટલે કે શિશ્નના જેવું જ એક અત્યંત લઘુ યંત્ર સ્ત્રીજાતિના ગુપ્ત અવયવમાં રહેલું છે અને પાશ્ચાત્ય શારીરશાસ્ત્રમાં તેને ક્લિટોરિસ્–Clitoris–કહેવામાં આવે છે. આપણા શારીરશાસ્ત્રમાં સ્ત્રીના ગુપ્ત અવયવમાંના એ પુરુષની જનનેન્દ્રિય સમાન લઘુ યંત્રને ' યોનિલિંગ ' નામથી ઓળખાવેલું છે. અર્થાત્ પુરુષની જનનેન્દ્રિય સમાન સમસ્ત અંગપ્રત્યંગ સામાન્ય આકારે સ્ત્રીજાતિમાં વર્તમાન હોય છે; પરંતુ સ્ત્રીજાતિની જનનેન્દ્રિય સમાન સમસ્ત અંગપ્રત્યંગ પુરુષજાતિમાં નથી હોતાં. જેમ કે સ્ત્રીનું યોનિલિંગ કિંવા ક્લિટોરિસ્ પુરુષજાતિના શિશ્ન કિંવા પેનિસ્ જેવું જ હોય છે; એટલે કે, સ્ત્રીજાતિના બસ્તિદેશમાં પેલ્વિસ્ ગવ્હરમાં જરાયુ–ગર્ભાશય–નાપાર્શ્વમાં બે અંડ હોય છે અને તે બે અંડોને ઓવરી–Ovary–નામથી ઓળખવામાં આવે છે. એ બે અંડો પુરુષના અંડ જેવા જ હોય છે; કિન્તુ સ્ત્રીજાતિનાં યોનિ તથા ગર્ભાશય સમાન કોઈ યંત્ર પુરુષજાતિમાં દૃષ્ટિગોચર થઈ શકતું નથી. આ કારણથી સ્ત્રીજાતિના શરીરના ગુપ્ત ભાગમાં જો કોઈ સામાન્ય પરિવર્તન થાય છે, તો તેના યોગે સ્ત્રીનું યોનિલિંગ પુરુષની જનનેન્દ્રિય સમાન થઈ જાય છે. જેમ કે સ્ત્રીજાતિની બન્નો ઓવરીઓ–બે અંડ–જો બસ્તિમાંથી નીચેના ભાગમાં નમી આવે છે અને ક્લિટોરિસ્ કિંવા યોનિલિંગ છિદ્રયુક્ત તથા હોવું જોઈએ તેના કરતાં કાંઈક વધારે મોટું થઈ જાય છે તેમ જ યોનિદ્વાર છિદ્રવિહીન થઈ જાય છે, તો યોનિલિંગ પુરુષની જનનેન્દ્રિયની સમાનતાને સર્વાંશે ધારણ કરી લે છે. એ જ પ્રમાણે પુરુષની

જનનેન્દ્રિયમાં જો કોઈ વાર થવું જોઈએ તેથી અધિક પરિમાણમાં પરિવર્તન થઈ જાય છે, તો તેના યોગે પુરુષની જનનેન્દ્રિય સ્ત્રીની જનનેન્દ્રિય સમાન જોવામાં આવે છે. ઉદાહરણ તરીકે, જો પુરુષના બે અંડ ઉદરમાં પ્રવેશેલા હોય, પુરુષનું લિંગ ક્ષુદ્ર તથા છિદ્રવિહીન હોય અને મૂત્રદ્વાર લિંગના મૂળમાં જોડાયલું હોય, તો પુરુષના ઉભય અંડના મધ્યસ્થલમાં જે ખાંચો હોય છે તે ખાંચો અથવા ગાળો થવો જોઈએ તેના કરતાં વધારે ગંભીર અથવા ઊંડો થઈને યોનિદ્વારના રૂપને ધારણ કરી લે છે; અર્થાત્ બન્ને અંડનું ચામડું બે બાજૂ સંકુચિત થઇને સ્ત્રીજાતિની યોનિના ઉત્તર પાર્શ્વના બે ઓષ્ઠો સમાન થઈ જાય છે. આવાં સર્વવિવિધ પરિવર્તનોના કારણથી જ જેમને આપણે નપુંસક, ષંઢ, હીજડા, પાવૈયા, બાયલા, ખાજાસરા તથા હર્મેફ્રોડાઈટ્–Hermaphrodite–આદિ નામોથી ઓળખીએ છીએ તેવાં ષંઢ સ્ત્રી તથા પુરુષોની ઉત્પત્તિ થાય છે એ અહીં અવશ્ય લક્ષમાં રાખી લેવાનું છે.

જો સ્ત્રી તથા પુરુષની જનનેન્દ્રિયોને વર્જ્ય કરવામાં આવે, તો તેમનાં અન્ય અંગપ્રત્યંગો–અવયવો–બહુધા એક જ પ્રકારનાં હોય છે; છતાં એટલો ભેદ તો અવશ્ય રહે છે કે કોઇ એક વિશિષ્ટ કિંવા સર્વથા ભિન્ના પ્રકારના કાર્યની સિદ્ધિમાટે તેમનું કોઈ કોઈ અંગ ભિન્ન પ્રકારના આકારને ધારણ કરી લે છે. ઉદાહરણાર્થ, સ્ત્રી તથા પુરુષ ઉભયના વક્ષસ્થલ–છાતી–માં બબ્બે સ્તનો હોય છે; પરંતુ પુરુષનાં સ્તનો આજીવન વૃદ્ધિંગત ન થતાં લઘુ આકારમાં જ રહે છે અને સ્ત્રીનાં સ્તનો વૃદ્ધિંગત થઈને બૃહદ્ આકારમાં પરિણત થઇ જાય છે; પુરુષના મુખમંડળમાં દાઢી તથા મૂછો ઉગે છે અને સ્ત્રીના મુખમંડળમાં દાઢી તથા મૂછો નથી ઉગતી; સ્ત્રીના મસ્તકનો કેશકલાપ સ્વાભાવિક જ પુરુષના મસ્તકના કેશકલાપ કરતાં દીર્ઘતર હોવાથી જો પુરુષ પોતાના કેશોને વધારે અને ચોટલો રાખે, તો પણ તેના ચોટલાથી સ્ત્રીના ચોટલાની સ્પર્ધા

તથા સમાનતા નથી જ કરી શકાતી; સ્ત્રીજાતિના હાથ, પગ તથા મુખ આદિનું ગઠન પુરુષજાતિના હાથ, પગ તથા મુખ આદિના ગઠનથી સર્વથા ભિન્ન હોય છે. સ્ત્રીજાતિના હાથ તથા પગ પુરુષ-જાતિના હાથ તથા પગ કરતાં નાના હોય છે અને સ્ત્રીજાતિની આંગળીઓ પુરુષજાતિની આંગળીઓ કરતાં પાતળી તથા નાની કિંવા ટુંકી હોય છે. સ્ત્રીજાતિના બાહુ પુરુષના બાહુ કરતાં અધિક ગોળાકાર હોય છે અને જો પુરુષની દાઢી તથા મૂછોને બાદ કરવામાં આવે, તો પણ પુરુષના મુખનું ગઠન સ્ત્રીના મુખના ગઠનથી સંપૂર્ણ વિભિન્ન જ જોવામાં આવે છે. સ્ત્રીજાતિના મુખમાં જે એક વિશિષ્ટ ભાવભંગીનો સમાવેશ થયેલો દેખાય છે તે ભાવભંગી પુરુષના મુખમંડળમાં દષ્ટિગોચર થઈ શકતી નથી. સ્ત્રીના મુખના એ વિશિષ્ટ ભાવને 'સ્ત્રૈણભાવ' કહેવામાં આવે છે. સ્ત્રીજાતિનો ગંડદેશ–ગળું–સંપૂર્ણ ગોળાકાર હોય છે અને પુરુષજાતિના ગળાની ઉચ્ચતા મધ્યસ્થલમાં કાંઈક વિશેષ હોવાથી તે ઊંચુંનીચું દેખાય છે. સ્ત્રીના કાન પુરુષના કાન કરતાં નાના હોય છે; પુરુષની નાસિકા કરતાં સ્ત્રીની નાસિકા ઓછી પ્રશસ્ત હોય છે તેમ જ સ્ત્રીની હડપચી પણ પુરુષની હડપચી કરતાં લઘુતર હોય છે. સ્ત્રીજાતિની દંતપંક્તિ પુરુષજાતિની દંતપંક્તિ કરતાં ક્ષુદ્રાવયવ હોય છે અને પુરુષજાતિ કરતાં સ્ત્રીજાતિના શરીરમાં મેદનો સંચાર અધિક થાય છે. સર્વ સ્ત્રીઓના ચમના નિમ્ન ભાગમાં અધિકતર મેદનો સંચાર થાય છે અને તેમાં પણ તેનાં બે સ્તનો, તેના ઉદર તથા તેના પૃષ્ઠભાગમાં તો વળી મેદનો તેથી પણ અધિક સંચાર થયેલો દેખાય છે. અહીં પૃષ્ઠભાગનો અર્થ બહુધા સ્ત્રીનો નિતંબદેશ જ કરવાનો છે; એટલે કે, સ્ત્રીના નિતંબોમાં મેદનો અધિક સંચાર થયેલો હોય છે. આવી રીતે સમસ્ત શરીરમાં ચર્મના નિમ્ન ભાગમાં મેદનો અધિક સંચાર થવાથી જ રમણી યૌવનના સમયમાં એક પ્રકારના ખાંચખૂંચ વગરના અદષ્ટપૂર્વ તથા નયનમનોહર ગોળ આકારને ધારણ કરી લે છે. આ પરિવર્તન પુરુષજાતિમાં કદાપિ

દૃષ્ટિગોચર થતું નથી. એ મેદસંચારનાં પરિણામે જ સ્ત્રીનાં ગાત્ર કોમળ થાય છે એટલે કે એ મેદસંચાર જ સ્ત્રીશરીરની કોમળતાનું પ્રધાન કારણ છે. એ ઉપરાંત સ્ત્રીજાતિનો વર્ણ કિંવા રંગ પાતળો કિંવા આછો હોય છે. પુરુષનો કંઠસ્વર ગંભીર હોય છે અને સ્ત્રીનો કંઠસ્વર તીણો તથા મૃદુ કિંવા કોમળ તથા મધુર હોય છે.

સ્ત્રી તથા પુરુષના પરસ્પર પ્રેમવ્યાપારના રહસ્યને જાણવા-માટે તેમની પરસ્પર શારીરિક ભિન્નતા તેમ જ તેમના સ્વભાવમાં રહેલા પ્રભેદોને કેટલાક પરિમાણમાં જાણી લેવાની આવશ્યક્તા અનિ-વાર્ય હોવાથી જ તેમની શારીરિક તથા સ્વભાવ વિષયક ભિન્નતાનું આ પ્રકરણમાં કેટલુંક વિવેચન કરવામાં આવ્યું છે. આવશ્યક્તા અનુસાર એ વિષયનું વિશેષ વિવેચન અન્યત્ર યથાસ્થાન કરવામાં આવશે.

---

## પ્રકરણ ૪ થું

## યૌવન અને તેનો પ્રભાવ

---

જ્યાં સૂધી યૌવનાવસ્થાનો આવિર્ભાવ નથી થતો ત્યાં સૂધી મનુષ્ય–સ્ત્રી તથા પુરુષ ઉભય–નાં શરીર, પ્રકૃતિ તથા વૃત્તિઓ આદિ પરિપુષ્ટ થતાં નથી; માત્ર એટલું જ નહિ, પણ આ મૃત્યુલોકના સર્વ જીવો તેમ જ ઉદ્‌ભિજ આદિને પણ યૌવનના આગમન વિના સાર્વાંગિક પરિપુષ્ટતા પ્રાપ્ત થઈ શકતી નથી. પરંતુ એ યૌવનનો નિશ્ચિત સમય કયો છે એનો અદ્યાપિ કોઇથી પણ નિશ્ચયાત્મક નિર્ણય કરી શકાયો નથી; કારણ કે, પ્રત્યેક જાતિના જીવો તથા પ્રત્યેક જાતિનાં વૃક્ષ તથા લતા આદિકને ભિન્નભિન્ન સમયમાં યૌવનની પ્રાપ્તિ થાય છે. પરંતુ અત્યારે આ સ્થાનમાં ઉદ્‌ભિજ તથા અન્યાન્ય જીવસૃષ્ટિ સાથે આપણો સંબંધ ન હોવાથી અમો અત્યારે કેવળ મનુષ્યના યૌવન તથા તે યૌવનના પ્રભાવનું જ નિરૂપણ કરીશું. વસ્તુ-

સ્થિતિ આવી હોવા છતાં આપણી માનવજાતિમાં પણ ભિન્નભિન્ન દેશોનાં નિવાસી સ્ત્રીપુરુષોના શરીરમાં યૌવનનો ભિન્નભિન્ન સમયમાં ઉદય કિંવા વિકાસ થાય છે, એટલે માનવજાતિના યૌવન વિષયક એ ભેદને તો અવશ્ય સ્મરણમાં રાખી લેવાનો છે. શીતકટિબંધ દેશોનાં નરનારી કરતાં ઉષ્ણકટિબંધ દેશોનાં સ્ત્રીપુરુષોમાં યૌવનનો શીઘ્ર આવિર્ભાવ થાય છે અને એ સર્વથા સ્વાભાવિક છે.

આપણા આ ષડ્ઋતુમંડિત * ભારતવર્ષમાં તો વળી યૌવનનો અન્યાન્ય ઉષ્ણદેશવાસિ નરનારી કરતાં પણ સ્ત્રી તથા પુરુષોમાં શીઘ્રતર વિકાસ થતો દેખાય છે અને તેમાં પણ વળી ભિન્નભિન્ન પ્રદેશોમાં સ્ત્રી તથા પુરુષના આરોગ્ય, બળ, વર્ણ, આહાર તથા સંગ આદિની અધિકતા કિંવા ન્યૂનતા અનુસાર તેમનામાં યૌવનનો શીઘ્રતર કિંવા વિલંબથી આવિર્ભાવ થાય છે એ પણ અવશ્ય લક્ષમાં રાખી લેવાનું છે. યૌવનના સમયમાં સ્ત્રી તથા પુરુષના હૃદયની સર્વ વૃત્તિઓ ક્રિયાવતી થાય છે; તેનનાં શરીર પરિપુષ્ટ થાય છે; તેમનાં મસ્તિષ્ક બલિષ્ઠ થઈ જાય છે; તેમના સ્નાયુ કાર્યક્ષમ થાય છે અને તેમનું રક્ત ચંચલ તથા તેજસ્વી થઇ જાય છે. યૌવનનો આવિર્ભાવ થતાં જ પુરુષના મુખમંડળમાં દાઢી તથા મછો

---

* ભારતવર્ષમાં પ્રાકૃતિક અવસ્થા અનુસાર વર્ષના બબ્બે માસના જે ૭ વિભાગો પાડવામાં આવ્યા છે તે વિભાગો ષડ્ઋતુ નામથી ઓળખાય છે. તે પ્રત્યેક ઋતુનાં નામ તથા સમય આ પ્રમાણે છે, વસન્તઋતુ, ચૈત્ર તથા વૈશાખ; ગ્રીષ્મ, જ્યેષ્ઠ તથા આષાઢ; વર્ષા, શ્રાવણ તથા ભાદ્રપદ; શરદ્ આશ્વિન તમા કાર્તિક; હેમન્ત, માગશીર્ષ તથા પોષ, અને શિશિર. માઘ તથા ફાલ્ગુન. ભારતવર્ષમાં ભિન્નભિન્ન ઋતુઓમાં મનુષ્યોના આહાર તથા વિહાર આદિની પણ ભિન્નભિન્ન વ્યવસ્થા કરાયલી છે અને જે મનુષ્યો ભિન્નભિન્ન ઋતુમાં આહાર તથા વિહાર આદિના એ નિયમોનું પાલન કરે છે તે મનુષ્યોને બહુધા રોગની બાધા થતી જ નથી અને તેમનું આરોગ્ય નિરંતર સુરક્ષિત રહ્યા કરે છે. અર્થાત્ ભારત-વર્ષમા ઋતુનું મહત્ત્વ અત્યન્ત વિચારણીય છે.

ઉગવા માંડે છે, તેનાં નેત્રો ઉજ્જવલતાને ધારણ કરી લે છે અને તેનું મુખમંડળ જ્યોતિર્મય તથા હાસ્યના કિરણથી પ્રતિભાત કિંવા વિલસિત થયેલું દેખાય છે.

જે વેળાયે સ્ત્રી પોતાની બાલિકા તરીકેની અવસ્થાને પૂર્ણ કરીને યૌવનાવસ્થામાં પ્રવેશ કરે છે તે વેળાયે સ્ત્રીજાતિનાં શારીરિક તથા માનસિક ભાવોનું અનેકવિધ પરિવર્તન થઇ જાય છે. અર્થાત્ યૌવનનો વિકાસ થતાં જ સ્ત્રીના સ્તનો કિંવા કુચો પીન તથા ઉન્નત થવા માંડે છે; તેની જનનેન્દ્રિય કિંવા યોનિ વિવૃદ્ધ કિંવા વિકસિત થતી દેખાય છે અને તેના બસ્તિદેશમાં રોમરાજી-કેશસમૂહ—નો ઉદ્ભવ થઈ જાય છે. યૌવનનો સમય આવતાં સ્ત્રીના જરાયુકોષ કિંવા ગર્ભાશયમાંથી પાતળું તથા સ્વચ્છ રક્ત નીકળવા માંડે છે અને એ રક્તને શારીરશાસ્ત્રમાં આતર્વ, રજ કિંવા પુષ્પ નામથી ઓળખવામાં આવે છે; * અર્થાત્ પ્રતિમાસ એક વાર સ્ત્રીના ગર્ભાશયમાંથી યોનિદ્વારા સસલાના રક્ત કિંવા લાખના રંગ સમાન રક્ત નીકળતું રહે છે. જે સ્ત્રીઓ રોગ તથા શોકથી સર્વથા મુક્ત હોય છે તે સ્ત્રીઓના શરીરમાં બાર વર્ષની અવસ્થા પછી રજોદર્શન કિંવા ઋતુદર્શનનો આરંભ થાય છે અને પચાસ વર્ષની અવસ્થા થવા પછી તેનો લોપ થઈ જાય છે.* જે સ્ત્રી ઋતુમતી કિંવા માસિક ધર્મમાં આવેલી હોય છે તેનું મુખમંડળ પીનતા તથા પ્રસન્નતાને ધારણ કરી લે છે; તેનાં શરીર, મુખ તથા દન્ત પ્રક્લિન્ન કિંવા આર્દ્ર થયેલાં દેખાય છે; સ્ત્રી પ્રિયભાષિણી થાય છે અને તેના હૃદયમાં પુરુષની અભિલાષાનો ઉદ્ભવ થાય છે; તેનાં કુક્ષિઓ, લોચનો તથા કેશ ત્રસ્ત થયેલાં દેખાય છે; તેનાં ભુજ

---

* " जरायुकोषं तन्वच्छं शोणितं च प्रवर्तते ।
तदातव रजश्चेति पुष्पनाम्ना च गद्यते ॥
अरुग्णाना मशोकानां प्रायशश्च प्रवर्तते ।
तद्वर्षाद् द्वादशादूर्ध्वं याति पंचाशतः क्षयम् " ॥

કુચ, નાભિ, ઊરુ, જઘન તથા નિતંબ આદિ પ્રફુલ્લ કિંવા પ્રસન્નતાને અનુભવે છે અને તેના હર્ષ તથા મનની ઉત્સુકતાની અતિશય વૃદ્ધિ થઈ જાય છે.

યૌવનના સમયમાં યુવકનું મન કોઈ એક નૈસર્ગિક આકર્ષણ દ્વારા જ યુવતિ પ્રતિ આકર્ષાય છે અને એ જ પ્રમાણે યુવતીનું મન યુવક પ્રતિ આકર્ષાય છે. આ એક સ્વાભાવિક નિયમ છે અને જે સ્વાભાવિક નિયમ છે તેને કોઈ પણ અન્યથા કરી શકે તેમ છે જ નહિ. મહાબુદ્ધિમાન્ ફ્રેંચ વિદ્વાન્ કોમ્તે એ સ્વાભાવિક નિયમના સંબંધમાં જે વિચારો દર્શાવ્યા છે તે વિચારો સર્વ સ્ત્રીપુરુષોએ અવશ્ય સ્મરણમાં રાખી લેવા યોગ્ય છે. તે કહે છે કે: "જે નિયમો અમિશ્ર–Simple–છે તે નિયમોનું આપણાથી લેશમાત્ર પણ પરિવર્તન કરી શકાતું નથી. બે અને બેનો સરવાળો ચાર થાય છે એ સ્વભાવિક અમિશ્ર નિયમ છે અને ત્રિભુજના બે બાહુઓનું યોગફળ અન્ય બાહુ કરતાં બૃહત્ છે એ પણ સ્વાભાવિક અમિશ્ર નિયમ છે. અર્થાત્ જો મનુષ્યની એ સ્વાભાવિક નિયમોનું પરિવર્તન કરવાની ઇચ્છા થાય, તો પણ તેનાથી એ સ્વાભાવિક નિયમોનું પરિવર્તન કદાપિ કરી શકાય તેમ નથી. ઉદાહરણરૂપ, જો મનુષ્ય ત્રિભુજના બે બાહુના યોગફળને અન્ય બાહુ કરતાં ક્ષુદ્ર કરી નાખવાની ઇચ્છા કરે, તો તેની એ ઇચ્છા કદાપિ સફળ થઈ શકે તેમ છે જ નહિ. કિન્તુ સ્વભાવના જે નિયમો મિશ્ર-Complex-છે, એટલે કે, જે સ્વાભાવિક નિયમોમાં બે અથવા બેથી વધારે નિયમો કાર્ય કરતા હોય છે તે નિયમોનું જો મનુષ્યની ઇચ્છા થાય તો મનુષ્યથી અવશ્ય પરિવર્તન કરી શકાય છે. ઉદાહરણરૂપ, પિતા તથા માતાનો જેવા પ્રકારનો આકાર તથા સ્વભાવ હોય છે તેવા જ પ્રકારના આકાર તથા સ્વભાવની પુત્રને પણ પ્રાપ્તિ થાય છે, એ એક સ્વાભાવિક મિશ્ર નિયમ છે; કારણ કે, એ સ્વાભાવિક નિયમમાં અન્ય અનેક સ્વાભાવિક નિયમોનો મુખ્ય કિંવા ગૌણ ભાવથી

સમાવેશ થયેલો છે. અર્થાત્ પિતા તથા માતાના સ્વભાવ અનુસાર પુત્રનો સ્વભાવ થાય છે; દેશનાં જલ તથા વાયુ અનુસાર તે સ્વભાવમાં પરિવર્તન થાય છે; સુશિક્ષણ તથા કુશિક્ષણના ગુણથી પણ તે સ્વભાવ ઉત્તમતા કિંવા અધમતાને ધારણ કરી લે છે તેમ જ સમયની ગતિ અનુસાર કિંવા યુગધર્મ અનુસાર તે સ્વભાવનો વ્યત્યય થતો દેખાય છે. આવી રીતે નાનાવિધ સ્વાભાવિક નિયમોના કાર્યદ્વારા સંતાનના ચરિત્રનું સંગઠન થાય છે. અત્યારના સમયમાં એ સર્વ ભિન્નભિન્ન સ્વાભાવિક નિયમોમાંના કેટલાક નિયમોને બળવાન્ તથા કેટલાક નિયમોને બળહીન કરીને મનુષ્ય પોતાની ઇચ્છા તથા પોતાના પ્રયત્નના બળથી સંતાનના સ્વભાવમાં નાનાવિધ વિચિત્રતાને ઉત્પન્ન કરી શકે છે. આવી રીતે જે સ્થાનમાં સ્વાભાવિક નિયમો જેટલા અધિક પરિમાણમાં કાર્ય કરી રહ્યા હોય છે, તે સ્થાનમાં મનુષ્ય તેટલા જ અધિક પરિમાણમાં પોતાની ઇચ્છા તથા પ્રયત્નશીલતાની સફળતાને પ્રાપ્ત કરી શકે છે એમાં લેશમાત્ર પણ શંકા નથી.”

યૌવનના સમયમાં યુવક તથા યુવતીનાં મનો કોઈ એક અજ્ઞેય આકર્ષણદ્વારા પરસ્પર આકર્ષાય છે તે સ્વાભાવિક અમિશ્ર–Simple–નિયમનું ફળ હોવાથી લક્ષાવધિ પ્રયત્ન કરવા છતાં પણ કોઈ પણ મનુષ્ય એથી સર્વથા અન્યથા કિંવા વિપરીત આચરણ કરી શકે એ સર્વથા અશક્ય તથા અસંભવનીય છે. એ સ્વાભાવિક આકર્ષણથી અલિપ્ત રહેવામાટે પ્રાચીન કાળના યુવક તપોધનો–તપસ્વીઓ–જ્યાં નારીનો નિવાસ ન હોય તેવા વિજન વનમાં જઇને વસતા હતા અને તપસ્યા કરતા હતા; પરંતુ પુરાણોમાં એવાં ઉદાહરણો કિંવા પ્રમાણો પણ જોવામાં આવ્યાં કરે છે કે જ્યારે જ્યારે તેમનાં તપોવનોમાં સ્વર્ગની કોઈ પણ અપ્સરા કિંવા વિદ્યાધરીનું આગમન થતું હતું તે તે વેળાયે તે તપોધન–તપસ્વી–યુવકો પણ એ અમિશ્ર નિયમના બળથી પરાજિત થઇને પોતાના યોગનો ભંગ કરી નાખતા હતા અને તપસ્યાને ત્યાગીને તરુણીને સ્વીકારી લેતા હતા કિંવા કંથાને

ત્યાગીને કામિનીને કંઠમાં ધારી લેતા હતા. આ કારણથી જ ઉપર કહેવામાં આવ્યું છે કે જે સ્વાભાવિક અમિશ્ર નિયમ છે તે નિયમને કોઈથી પણ અન્યથા નથી જ કરી શકાતો.

પ્રેમ કિંવા પ્રીતિ મિશ્ર–Complex–નિયમનું ફળ છે. માનવ હૃદયનો પ્રેમ એક સ્વાભાવિક મિશ્ર નિયમ છે. અર્થાત્ એ પ્રેમ કિંવા અનુરાગ સ્વાભાવિક નિયમ હોવા છતાં એમાં અન્ય અનેક સ્વાભાવિક નિયમોનો પ્રધાન કિંવા ગૌણ ભાવથી સમાવેશ થયેલો છે. શિક્ષણ, રુચિ, સ્થાન તથા સમય આદિના યોગે પ્રેમનો આવિર્ભાવ થાય છે. પ્રેમ કિંવા અનુરાગ જો શુદ્ધ અમિશ્ર નિયમમાંથી ઉદ્દભવતો હોત, તો તે સર્વ સમયમાં અને સર્વત્ર ઉત્પન્ન થતો રહેત: પરંતુ વસ્તુસ્થિતિ એથી સર્વથા વિપરીત દેખાતી હોવાથી; એટલે કે, પ્રેમ કાલાકાલ, સમયાસમય તથા પાત્રાપાત્રમાં ઉદ્દભવતો હોવાથી તેની સાપેક્ષતા નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે. જે સમયમાં શીતલતાનો અત્યંત પ્રકોપ હોય છે તે સમય પ્રેમના આવિર્ભાવમાટેનો યોગ્ય તથા પ્રશસ્ત સમય ન હોવાથી કવિજનોએ જે સમયમાં કોકિલના કૂજન તથા ભ્રમરના ગુંજારવનો વ્યાપાર ચાલતો હોય છે તે ઋતુરાજ વસન્તના સમયમાં જ પ્રેમની પીડાનું અધિક વર્ણન કરેલું છે. વસ્તુત: જે વેળાયે કુમુદિનીવલ્લભ ચંદ્રના વિશદ હાસ્યના યોગે તારાઓનાં નયનો ચમક ચમક ચમકી રહ્યાં હોય છે; જે વેળાયે નલિનીનાથ સૂર્યનારાયણની કાંચનાવભાવડે કમલિની પ્રફુલ્લ થાય છે; જે સમયમાં પુષ્પભૂષા ઉષાદેવીના હાસ્યથી તથા પ્રકૃતિદેવીના સૌન્દર્યથી પક્ષીઓ ઉન્મત્ત થઇને ગાન ગાવા માંડે છે; જે વેળાયે મધુના પાનથી ઉન્મત્ત થયેલા ભ્રમરો પુષ્પના સુગંધમાં આત્મવિસ્મૃત થઇને ગૂં ગૂં સ્વરથી પોતાના મનોભાવને પ્રકાશિત કરે છે; જે વેળાયે સ્રોતસ્વિની, તરંગિણી તથા કલ્લોલિની સરિતાસુન્દરી પોતાના સ્વામી સાગરદેવને મળવામાટે કલકલનાદ સહિત પ્રયાણ કરી રહી હોય છે અને જે સમયમાં સૌર–સૂર્ય–મંડળમાં નક્ષત્રોનો સમુદાય પરસ્પર

દીપ્તિલાભથી ઉલ્લસિત થઇને આનન્દનૃત્ય કરી રહ્યો હોય છે; અર્થાત્ જે વેળાયે વિશ્વના આવા પ્રકારના ભાવો તમારી ઈન્દ્રિયોના જોવામાં આવે છે તે વેળાયે તમારા મનમાં નાયિકા વિષયક પ્રેમ અચાનક જાગ્રત નથી થતો કે શું? સારાંશ કે, આવા સમયમાં તમો જડ જગત્‌માં પ્રેમના અસ્તિત્વને અનુભવો છો અને તે વેળાયે તમારૂં સ્થાવર તથા જંગમ સમસ્ત જ્ઞાન કેવળ પ્રેમ અને પ્રેમને જ આધીન થઈ જાય છે.

કવિજનોની માન્યતાનો વિશેષ વિચાર ન કરતાં અહીં આપણે વિજ્ઞાનવેત્તાઓની પ્રેમ વિષયક માન્યતાનો જ વિચાર કરીશું. અર્થાત્ પ્રેમના સંબંધમાં વિજ્ઞાનવેત્તાઓની એવી માન્યતા છે કે, યુવક તથા યુવતીનાં મનોનું યૌવનના સમયમાં જે પરસ્પર આકર્ષણુ થાય છે તે એક સ્વાભાવિક અમિશ્ર નિયમનું જ પરિણામ છે અને તેથી કોઈ પણ એ પરિણામને કદાપિ અટકાવી શકે તેમ છે જ નહિ. એ જ પ્રમાણે યૌવનકાલિક પ્રેમ કિંવા અનુરાગ સ્વાભાવિક મિશ્ર નિયમનું પરિણામ છે. જો કે એ યૌવનકાલિક પ્રેમથી પણ કોઈ સર્વથા અલિપ્ત કિંવા મુક્ત રહી શકે તેમ તો નથી જ; તથાપિ શિક્ષણ, રુચિ, સમય, તથા અવસ્થા ઈત્યાદિ યૌવનકાલિક પ્રેમનું સામ્ય કરી દે છે. એ તો પૂર્વ કહેવાયલું જ છે કે જે સ્વાભાવિક મિશ્ર નિયમ હોય છે તેની મનુષ્ય પોતાની ઇચ્છા તથા પ્રયત્નશીલતાના યોગે ઉન્નતિ કિંવા અવનતિ કરી શકે છે. અર્થાત્ એથી એ જ સિદ્ધ થાય છે કે કોઈમાં પ્રેમ કિંવા અનુરાગ રાખવો કિંવા ન રાખવો એ મનુષ્યની ઇચ્છાને આધીન છે; પ્રેમ કરવો કિંવા ન કરવો એ મનુષ્યના અધિકારની વાર્તા છે. પ્રેમનો હ્રાસ કરી નાખવો કિંવા પ્રેમની વૃદ્ધિ કરવી એનો સ્ત્રી તથા પુરુષની ઇચ્છાપર જ સર્વ આધાર રહેલો છે અને એ રહસ્યના પ્રકાશમાટે જ પ્રસ્તુત પુસ્તકની રચના કરાયલી છે.

અહીં એક વાર્તા જણાવીને અમો આ પ્રસ્તાવની પરિસમાપ્તિ કરીશું. તે વાર્તા એ છે કે અનેક મનુષ્યો—સ્ત્રીઓ તથા પુરુષો—'પ્રેમ'

શબ્દનો 'સ્ત્રી તથા પુરુષનો જે સહવાસ તે પ્રેમ' એટલો જ અર્થ સ્વીકારે છે; અર્થાત્ જેઓ પ્રેમના એટલા સંકુચિત અર્થને જ સ્વીકારનારાં છે તે માનવપશુઓ સાથે અમો કોઈ પણ પ્રકારનો વાદાનુવાદ કરવા નથી ઇચ્છતા; કિન્તુ એક વિશિષ્ટ વાર્તાને દર્શાવવાની અમારી ઇચ્છાને અમો અટકાવી શકતા નથી. તે વાર્તા એ છે કે આપણા દેશના અનેક લોકો પોતાની વિવાહિતા સ્ત્રીમાં કોઇ પણ પુરુષ પ્રેમને અનુભવી શકે છે એ વાર્તાને માનતા જ નથી. તેઓ ભલે એ વાર્તાને સત્ય તરીકે ન સ્વીકારતા હોય, પરંતુ અમા તો એમ જ કહીએ છીએ કે જે પુરુષો પોતાની વિવાહિતા સ્ત્રીમાં પ્રેમને ન અનુભવી શકતા હોય, તે પુરુષોના દુર્ભાગ્યનું જ એ પરિણામ છે; કારણ કે, સર્વ પુરુષોનું ભાગ્ય કાંઇ સમાન હોતું નથી. જો તેઓ આટલા તત્ત્વને જ યથાર્થ સ્વરૂપમાં જાણી લેશે, તો અમને તેથી પરમ સંતોષ થશે એ નવીનતાથી કહેવાની આવશ્યક્તા નથી. જે લોકો આવા પ્રકારનાં વિધાનો કર્યા કરે છે તેમનો અમો આ સ્થાનમાં કદાચિત્ ઉલ્લેખ ન કરત; પરંતુ તે લોકોના સમુદાયમાં કેટલાક ગ્રંથકારો તથા સમાજસંસ્કારકો કિંવા સુધારકો–Reformers–નો પણ સમાવેશ થયેલો છે અને તેટલામાટે જ અમારે નિરુપાય થઇને તેમનો આ સ્થાનમાં ઉલ્લેખ કરવો પડ્યો છે.

આપણા ભારતવર્ષવાસી અનેક ગ્રંથકારો તથા સમાજસંસ્કારકો વારંવાર એવા અભિપ્રાયને દર્શાવ્યા કરે છે કે: "આપણા ભારતવર્ષમાં અંગ્રેજો કિંવા યૂરોપીયનો તથા અમેરિકનો આદિ પ્રમાણે વિવાહથી પૂર્વે વિવાહિત સ્ત્રી તથા પુરુષનાં હૃદયોમાં પ્રેમ અકસ્માત્ પોતાની મેળે જ ઉદ્દભવતો નથી અને વિવાહ થઇ ગયા પછી પ્રેમનો ઉદ્દભવ કદાપિ થઇ શકતો જ નથી." માત્ર એટલું જ નહિ, પણ આ પ્રમાણના બળથી તેઓ એમ લખતાં કિંવા બોલતાં પણ નથી અચકાતા કે: "જ્યાં સૂધી આપણા દેશમાં બાલ્ય વિવાહ કિંવા બાળલગ્ન પ્રચલિત રહેશે ત્યાં સૂધી આપણા ભારતવર્ષમાં વાસ્તવિક દામ્પત્ય પ્રેમની કદાપિ આશા રાખી શકાય તેમ નથી."

આપણા એ ગ્રંથકારો તથા સમાજસુધારકોનો આ એક ભયંકર પ્રમાદ છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે જ નહિ; કારણ કે, ઉપર જણાવ્યા પ્રમાણે પ્રેમ એક સ્વાભાવિક મિશ્ર નિયમ હોવાથી તેનો પ્રયત્ન, પરિશ્રમ, આદર, સત્કાર તથા બાલ્યકાળના સહવાસ અને સહચારિત્વના યોગે તો વળી વિશેષ વિકાસ થવાનો સંભવ હોય છે. એથી વિરુદ્ધ યુવક તથા યુવતીનાં હૃદયોમાં પરસ્પર પ્રેમનો જે આકસ્મિક ઉદ્ભવ થાય છે તે આકસ્મિક ઉદ્ભવેલો પ્રેમ જોતજોતાંમાં યુવક તથા યુવતીને ઉન્મત્ત કરી નાખે છે અને તેથી એ પ્રેમને વાસ્તવિક પ્રેમ કહી શકાય તેમ છે જ નહિ; કારણ કે, એ રૂપજ મોહ કિંવા સૌન્દર્યના કારણથી ઉદ્ભવેલી એક પ્રકારની મુગ્ધતા જ છે. આ કારણથી જ આપણે પ્રતિસપ્તાહ વિલાયતનાં વર્તમાનપત્રોમાં પતિપત્નીના છૂટા છેડા-ડાયવૉર્સ Divorce-ના શતાવધિ અભિયોગોના સમાચાર વાંચ્યા કરીએ છીએ. અર્થાત્ ત્યાં આજે જે યુવકને જોઇને યુવતી નાયિકા ઉન્મત્ત થઈ જાય છે અને તેના કંઠમાં કહેવાતા આકસ્મિક પ્રેમયા યોગે વરમાળા આરોપી દે છે, તે જ યુવતી નાયિકા આવતી કાલે અન્ય યુવકના રૂપમાં મુગ્ધ થઈને પ્રથમ યુવક કિંવા પતિના બંધનથી મુક્ત થવામાટે ન્યાયદેવતાનો આશ્રય લઈને ન્યાયમંદિરમાં ન્યાયાધીશ સમક્ષ ઊભેલી લોકોના જોવામાં આવે છે. યૂરોપની આ પરિસ્થતિને પ્રત્યક્ષ જોવા છતાં પણ જેઓ એમ બોલ્યા કિંવા લખ્યા કરે છે કે: “ ભારતવર્ષમાં બાળલગ્ન પ્રચલિત હોવાથી દાંપત્ય પ્રેમનો સર્વથા અભાવ છે ” તેમની બુદ્ધિને આપણે શી ઉપમા આપવી એ એક વિચારણીય વિષય નથી કે શું ? બાલ્યકાળથી જ એક પક્ષીને પિંજરમાં બદ્ધ કરીને જો કોઈ ભદ્ર મનુષ્ય તેને બોલવાનું શિક્ષણ આપે છે, તો તે શિક્ષણના પરિણામે તે પક્ષી—શુક—ભદ્ર શબ્દો બોલવા મંડી જાય છે; તેવી જ રીતે જો વયસ્ક એટલે કે મોટી ઉમ્રના પક્ષીને પકડીને પાંજરામાં પૂરી એવું શિક્ષણ આપવામાં આવે, તો તેથી તે બોલતાં

શીખે છે ખરૂં કે ! કદાપિ નહિ; કારણ કે, તે તો પાંજરામાંથી બહાર નીકળી જવામાટે પાંજરાને કાપી નાખવાની જ નિરંતર ચેષ્ટા કરતું રહે છે. અર્થાત્ બાલિકાને એક પતિની પત્ની તરીકે નિયુક્ત કરી દઈને એટલે કે પત્નીત્વના બંધનથી બાંધી દઈને જો તેને પ્રેમનું શિક્ષણ આપવામાં આવે, તો તે પ્રેમશિક્ષણના યોગે તે પોતાના પતિ પ્રતિ નિકુંજાહ્લાદિની સરિતા પ્રમાણે પ્રેમસરિતાના પ્રવાહને અવશ્ય વહેવડાવવા માંડે છે, એમાં કોઈ પણ પ્રકારનો સંદેહ છે જ નહિ. સારાંશ કે, યુવક તથા યુવતીનો જે પરસ્પર આકસ્મિક પ્રેમ થાય છે તે પૂર્વે જણાવ્યા પ્રમાણે પ્રેમ નહિ કિન્તુ કેવળ રૂપજન્ય કિંવા વિકારજન્ય મોહ જં હોય છે એ કોઈ પણ કહી શકે તેમ છે. યુવક તથા યુવતીનો એ પ્રેમ કેવળ નેત્રદર્શનનો જ પ્રેમ હોય છે, હૃદયનો કિંવા અંતરાત્માનો પ્રેમ નથી હોતો. અમારા આ વિધાન કિંવા પ્રતિપાદનની વાસ્તવિકતાને ઈંગ્લૅંડના ઉજ્જવલતમ નરરત્ન કવિકુલગુરુ શેકસ્પીયરે પણ સ્વીકારેલી છે. અર્થાત્ રોમિયો જે વેળાયે રોઝાલિનને વિસારી દઇને અન્ય યુવતી પ્રતિ આકર્ષાઈ ફ્રાયર લૉરેન્સ્ પાસે આવ્યો અને તેણે તેને પોતાના મનની વાત કહી સંભળાવી એટલે ફ્રાયર લૉરેન્સે જાણી લીધું કે: " યુવક તથા યુવતીનો જે આકસ્મિક તથા દુર્દમનીય પ્રેમ તે એક પ્રકારનો મોહમાત્ર છે; વાસ્તવિક પ્રેમ નથી. " અર્થાત્ કવિકુલગુરુ શેકસ્પીયરે એ પ્રસંગે ફ્રાયર લૉરેન્સના મુખમાંથી જે ઉદ્ગાર કઢાવ્યા છે તે આ છે:—

**" Holy Saint Francis, what a change is here !<br>Is Rosaline, that thou didst love so dear,<br>So soon forsaken ? young men's love then lies<br>Not truly in their hearts, but in their eyes. "**

**Shakespeare's ' Romeo and Juliet, '<br>Act II, Sc. III.**

એનો ભાવાર્થ એવો થાય છે કે: "હે પ્રભો! હું અત્યારે અહીં આ કેવા પરિવર્તનને જોઇ રહ્યો છું! રોમિયો, જે રોઝાલિન્‌માં તારો અગાધ અનુરાગ હતો તે રોઝાલિન્‌ને તેં આટલી શીઘ્રતાથી ત્યાગી દીધી? આ ઘટનાથી તો એમ જ સિદ્ધ થાય છે કે તરુણ મનુષ્યોનો પ્રેમ વસ્તુતઃ તેમનાં હૃદયોમાં નથી વસતો કિન્તુ કેવળ તેમનાં નેત્રોમાં જ વસેલો હોય છે."

શેકસ્પીયરકૃત 'રોમિયો અને જુલિયટ્' અંક ૨ જો; પ્ર. ૩ જો.

વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ આપણા દેશના અનેક દ્વિપદ પશુઓ પોતાની વિવાહિતા સ્ત્રીના પ્રેમને મેળવવાના ઉપાયોને લત્તાપ્રહાર કરીને કોઈ એક દગ્ધ તરુ પ્રમાણે પોતાના સમસ્ત જીવનને વીતાડી દે છે અને મૃત્યુ પર્યન્ત પ્રેમપીયૂષનું પાન નથી કરતા, એ અત્યંત ખેદનો વિષય નથી કે શું? અસ્તુ: પ્રેમની પ્રાપ્તિમાટે યૌવનની આવશ્યકતા સર્વથા અનિવાર્ય છે; અર્થાત્ જે સમયમાં ચિત્તવૃત્તિમાં સ્ફૂર્તિનો આવિર્ભાવ થાય છે, ઈન્દ્રિયો આદિનો પૂર્ણ વિકાસ થયેલો હોય છે, શરીરમાં શક્તિનો નવીન સંચાર થયેલો હોય છે, મનમાં એકાગ્રતા વસી રહેલી હોય છે અને હૃદયનો આગ્રહ અતિશય પ્રબળ થઇ જાય છે તે યૌવનનો જે સમય તે જ પ્રેમની પ્રાપ્તિનો યોગ્યતમ સમય છે એમાં તો તિલમાત્ર પણ સંદેહ નથી; કિન્તુ દુર્ભાગ્યની પ્રબળતાથી આપણા દેશના અનેક નરપિશાચો સ્ત્રીને યૌવનની સીમામાં પ્રવેશવાનો અવસર ન આપતાં અકાળે જ સ્ત્રીરૂપ સુમનને પદદલિત કરીને મધુહીન કરી નાખે છે એ અત્યંત શોકનો વિષય છે. આ કારણથી જ અનેક વિવાહિતા સ્ત્રીઓ પોતાના પતિને જોતાં જ ભયભીત થઈ જાય છે અને પત્ની તરીકેના પ્રેમને દર્શાવી શકતી નથી. અર્થાત્ યૌવનના સંપૂર્ણ વિકાસના સમયથી પૂર્વે જ અનેક વિવાહિતા સ્ત્રીઓની ઇન્દ્રિયોની બળાત્કારે પરિચાલના થતી હોવાથી તેઓ એ અસામયિક ઇન્દ્રિયપરિચાલનાના પરિણામે રોગગ્રસ્તા થઈ જાય છે અને રોગગ્રસ્તા રમણી પાસેથી પુરુષને પ્રેમની

સંપૂર્ણ સ્ફૂર્તિની પ્રાપ્તિ ન થઇ શકે એ સર્વથા સ્વાભાવિક જ છે. ત્યારે હવે અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, શું, ભારતવર્ષની સર્વ રમણીઓના હૃદયમાં પ્રેમનો સર્વથા અભાવ જ હોય છે? નહિ, તેમના હૃદયમાં પ્રેમનો સંપૂર્ણ ભાવ હોય છે; પરંતુ ભારતીય રમણીઓના હૃદયનો એ પ્રેમ અન્તઃશીલા ફલ્ગુ નદી સમાન હોય છે; પાર્વતીય સરિતા સમાન પ્રખરધાર નથી હોતો. અર્થાત્ તેમના એ પ્રેમમાં પ્રેમિકો ડૂબી શકતા નથી; ભારતીય રમણીઓની હૃદય-સરિતાના પ્રેમપ્રવાહમાં કલકલ કલ્લોલ નથી હોતો; કારણ કે, તે મૃત્તિકાના અંતર્ભાગમાં કોઈ પણ પ્રકારના શબ્દ વિના ગુપ્તભાવથી વહન કર્યા કરે છે. સારાંશ કે, જેવી રીતે ભાવિક ભક્ત વિના અન્ય કોઈ પણ મનુષ્ય ફલ્ગુ નદીના માહાત્મ્યને અનુભવી શકતો નથી તેવી જ રીતે કેવળ ભાવિક પ્રેમી પુરુષ વિના અન્ય કોઇ પણ પુરુષ ભારતીય રમણીના નિઃશબ્દ તથા આડંબરહીન પ્રેમને ભાગ્યે જ અનુભવી શકે છે.

અહીં એ વાર્તાના પ્રકાશની પણ આવશ્યકતા છે કે પુરુષનો પોતાની વિવાહિતા સ્ત્રી કિંવા ધર્મપત્નીમાં જે પ્રેમ હોય છે તે જ માત્ર પવિત્ર પ્રેમ છે અને એ પ્રેમ પવિત્ર હોવાથી એ પ્રેમના યોગે જ પુરુષ શાન્તિસુખનો યથેચ્છ ઉપભોગ કરી શકે છે. અર્થાત્ પોતાની પત્નીનો પરિત્યાગ કરીને અન્ય સ્ત્રીમાં પોતાના મનની થયેલી જે વિકારજન્ય સંલગ્નતાને પુરુષ પ્રેમના નામથી ઓળખે છે તે વસ્તુતઃ પ્રેમ નથી, કિન્તુ હલાહલ છે; કારણ કે, એવા વ્યભિચારમય પ્રેમમાં યથાર્થ સુખના ઉપભોગની લેશમાત્ર પણ સંભાવના હોતી જ નથી. એ તો કેવળ દારુણ યંત્રણાઓનું જ એક મનોહર વિકટ દૃશ્ય છે કિંવા એક પ્રકારની ભ્રામક રમણીય ભયંકરતા છે એ સર્વથા નિઃસંદેહ છે. પરકીયા પ્રમદામાં પ્રેમપ્રાપ્તિની આશા તે મરુભૂમિમાં સ્વચ્છસલિલસંપન્ન સરોવરની પ્રાપ્તિની આશા સમાન સર્વથા વ્યર્થ છે; એ એક પ્રકારની મોહમરીચિકા છે. જેવી રીતે

મૃગજળથી પિપાસાના નિવારણનો પ્રયત્ન કરતાં પ્રાણનાશનો પ્રસંગ આવી લાગે છે તેવી જ રીતે પરકીયા પ્રમદાના પ્રેમથી પ્રેમપિપાસાને નિવારવાનો યત્ન આદરતાં પરસ્ત્રીગામી પુરુષને કેવળ નિરાશા, દુઃખ, અપ્રતિષ્ઠા તથા પ્રાણનાશ વિના અન્ય કોઈ પણ વસ્તુની પ્રાપ્તિ થઇ શકતી જ નથી.

પોતાની વિવાહિતા ધર્મપત્ની વિના અન્ય પાત્રમાં પોતાના પ્રેમને સ્થાપવાથી યથાર્થ સુખની પ્રાપ્તિ નથી થતી એનાં અનેક કારણો છે. પ્રથમ કારણ એ છે કે જે પુરુષનો જે એક અન્ય સ્ત્રીમાં પ્રેમ બંધાય છે તે સ્ત્રીના દર્શનમાટે તે પુરુષનાં નયનો નિરંતર પિપાસુ કિંવા આતુર રહ્યાં કરે છે; પરંતુ તે સ્ત્રીના દર્શનનો કોઈ પણ ઉપાય તેને મળી શકતો નથી કિંવા કોઇ વાર જો તે સ્ત્રીના દર્શનનો અવસર મળી જાય છે, તો પણ તે સ્ત્રી સાથે તેનાથી ઇચ્છા અનુસાર વાર્તાલાપ કરી શકાતો નથી અને તેનું કારણ એ છે કે સામાજિક નિયમ નિરંતર તેના એ કાર્યના પ્રતિવાદી તરીકે તેનાં નેત્રો સમક્ષ ઊભેલો હોય છે. એનું દ્વિતીય કારણ એ છે કે વિશ્વમાં સર્વત્ર એક જ આત્માનો વિકાસ વ્યાપેલો હોવાથી મારામાં, તમારામાં અને તેમનામાં સર્વત્ર એક જ આત્માનો વિકાસ વ્યાપેલો હોય છે અને તેથી પરનારીમાં પોતાના પ્રેમને સ્થાપવાથી જે પુરુષની તે સ્ત્રી હોય છે તે પુરુષના હૃદયમાં ખેદ તથા શોકનો અસહ્ય આઘાત થાય છે અને તેનો તે તીવ્ર શોક તમારી સુખોપભોગ વિષયક આશાને પણ સર્વથા નષ્ટ કરી નાખે છે. અર્થાત્ જેવી રીતે વાયુના આઘાતથી વૃક્ષની એક શાખા ચલાયમાન થતાં અન્ય શાખાઓ અસ્થિર થઈ જાય છે તેવી જ રીતે એક મનુષ્યના હૃદયમાં દુઃખનો આઘાત થતાં તેની સાથે સંબંધ ધરાવનારા અન્ય મનુષ્યના સુખનો પણ સર્વથા સંહાર થઇ જાય છે એ તત્ત્વને નિરંતર સર્વ જનોએ સ્મરણમાં રાખી લેવાનું છે.

પરનારીના પ્રસંગ પછી વારાંગનાનો પ્રશ્ન સ્વાભાવિક જ ઉપ-

સ્થિત થાય છે; પરંતુ અત્યારે એ પ્રશ્નને વિસ્તારથી ચર્ચવાની આવશ્યકતા નથી; કારણુ કે, જે પુરુષ પોતાના પ્રેમજાળમાં સપડાય તેને છળવો અને તેના ધનનું શોષણુ કરવું એ જ જેમની શિક્ષા તથા દીક્ષા હોય છે; જેમના હૃદયમાં ધર્મ હોતો નથી, જેમના પ્રાણુમાં નીતિનો સર્વથા અભાવ હોય છે અને જેમના સમાજમાં શાસનનો ગંધમાત્ર પણુ જોવામાં નથી આવતો, તે વારાંગનાઓ એટલે કે જેમને વેશ્યા, ગણિકા, રૂપજીવિની તથા સદાસૌભાગ્યવતી આદિ ભિન્ન ભિન્ન નામોથી ઓળખવામાં આવે છે તે વારનારીના સમાગમમાં પુરુષને વાસ્તવિક પ્રેમનો આસ્વાદ મળી શકે એ સર્વથા '**न भूतो न भविष्यति**' જેવી, અર્થાત્ સર્વથા અશકય તથા અસંભવનીય ઘટના છે. જેવી રીતે આકાશ તથા પૃથ્વીનો પરસ્પર ઘનિષ્ટ સંબંધ રહેલો છે તેવી જ રીતે ધર્મ તથા પ્રેમનો પણુ ઘનિષ્ટ સંબંધ અસ્તિત્વ ધરાવતો હોવાથી જેમાં ધર્મનો અભાવ હોય તેનામાં પ્રેમનો સંભવ કયાંથી અને કેમ કરીને થાય વારૂ? ધર્મશૂન્ય હૃદયમાં પ્રેમનો જન્મ થતો જ નથી. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણુ અસંખ્ય પુરુષો રૂપવતી, નૃત્યસંગીતકુશલા તથા હાવભાવશીલા વારાંગના-ઓના મોહમાં લપટાય છે; પોતાની ધર્મપત્નીથી વિમુખ થઇ જાય છે; વારાંગનાઓનાં ચરણોમાં સહસ્રાવધિ તથા લક્ષાવધિ રૂપિયા સમર્પી દે છે અને એવા વેશ્યાગામી પુરુષોના પ્રતાપે વારાંગનાઓ રાજમહાલયતુલ્ય આગારોમાં નિવાસ કરતી, બહુમૂલ્ય વસ્ત્રાલંકારો-વડે પોતાનાં શરીરોને શૃંગારતી, ઘોડાગાડી કિંવા મૅાટરકારમાં ફરતી તેમ જ સંસારનાં અન્ય નાનાવિધ સુખોને ભોગવતી આપણુા જોવામાં આવ્યા કરે છે: માત્ર એટલું જ નહિ, પણુ ભારતવર્ષમાં દિવ-સાનુદિવસ વેશ્યાઓની સંખ્યા વૃદ્ધિંગત થતી જાય છે અને 'વેશ્યાકો સોહે પાટ પીતાંબર સતીકો ન મિલત સાડી' એ કવ્યુક્તિની સંપૂર્ણ સાર્થકતા થતી દેખાય છે' એનું પણુ અવશ્ય કોઈ પ્રબળ કારણુ તો હોવું જ જોઇએ અને તે છે જ; પરંતુ એ કારણુને દર્શાવવાનો આ પ્રસંગ ન હોવાથી અત્યારે તો અમો એટલું જ કહીએ છીએ કે:—

હે પુરુષો, જો વાસ્તવિક પ્રેમને મેળવવાની જ તમારી ઈચ્છા હોય; જો પ્રેમમયના પ્રેમરાજ્યમાં આવીને તમો પોતાના હૃદયમાં પ્રેમનો વિકાસ કરવા ઈચ્છતા હો તેમ જ જો પ્રથમ એક આના સાથે પ્રેમ સ્થાપીને અંતે સોળ આનામાં મળી જવાની તમારી આકાંક્ષા હોય, તો તમો પોતાની વિવાહિતા પત્નીમાં જ પોતાના પ્રેમને સ્થાપી દો; કારણ કે, પોતાની પત્નીમાં પ્રેમને સ્થાપવાથી તે પ્રેમ યથાનુક્રમ પુત્ર આદિકમાં વિરામશે, ત્યાર પછી પુત્રવધૂ તથા પૌત્ર આદિકમાં સ્થિર થશે અને અંતે અભ્યાસના યોગે તમારો તે પ્રેમ સમસ્ત વિશ્વમાં સમાન ભાવથી વ્યાપી જશે; અર્થાત્ ફળમાં, પુષ્પમાં, પક્ષીના કૂજનમાં, વસંતકાલિક વાયુમાં, પૂર્ણિમાના ચન્દ્રમાં તથા સરિતાના તરંગમાં સર્વત્ર તમારા પ્રેમની લહરી ક્રીડા કરતી તમારા જોવામાં આવશે અને તમો પૂર્ણતાની દિશામાં વેગપૂર્વક અગ્રેસર થઈ શકશો.

અહીં એ પણ સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દેવાની આવશ્યકતા છે કે જેવી રીતે પરસ્ત્રીગામી તથા વેશ્યાગામી પુરુષને પરસ્ત્રી તથા વેશ્યાના સમાગમથી વાસ્તવિક પ્રેમના ઉપભોગ તથા સુખની પ્રાપ્તિ કદાપિ થઈ શકતી નથી તેવી જ રીતે જે વિવાહિતા નારી પોતાના પતિદેવને ત્યાગીને વિકારવશતાથી કોઈ પણ પર પુરુષમાં પોતાના પ્રેમને સ્થાપવાનું કુસાહસ કરે છે તે વ્યભિચારિણી વનિતા પણ યથાર્થ પ્રેમના મધુર ફળનો આસ્વાદ તો નથી જ મેળવી શકતી. અર્થાત્ એ કારણથી ઉપર જે ઉપદેશ પુરુષોને આપવામાં આવ્યો છે તે જ ઉપદેશ નારીજાતિના સંબંધમાં પણ તેટલો જ આવશ્યકીય તથા પાલનીય હોવાથી જે નારીઓ એ ઉપદેશથી વિરુદ્ધ વર્તે છે એટલે કે વ્યભિચારના માર્ગમાં અગ્રેસર થાય છે તે નારીઓને જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત વાસ્તવિક સુખ તથા શાંતિનો સાક્ષાત્કાર નથી જ થતો એ તત્ત્વને પ્રત્યેક કુલકામિનીએ અવશ્ય સ્મરણમાં રાખી લેવાનું છે.

સારાંશ કે, આ સંસારની જો કોઈ પણ સત્ય શોભા હોય, તો

તે એકપત્નીવ્રતધારી પુરુષો તથા એકપતિવ્રતધારિણી પ્રમદાઓ જ છે અને સંસારમાં એવા એકપત્નીવ્રતધારી પુરુષો તથા એવી એકપતિવ્રતધારિણી પ્રમદાઓ વિશેષ સંખ્યામાં વિહરતાં દેખાય એનો આધાર સ્ત્રીપુરુષના વાસ્તવિક પ્રેમના વિકાસપર જ રહેલો હોવાથી હવે અમો પ્રેમના આધારના નિરૂપણમાં પ્રવૃત્ત થઈશું.

## પ્રકરણ ૫ મું
## પ્રેમ અને તેનો આધાર.

અતઃપૂર્વ એ વિષયનું નિરૂપણ તો કરાયલું જ છે કે સ્ત્રીના આત્મા સાથે પુરુષના આત્માનો અને પુરુષના આત્મા સાથે સ્ત્રીના આત્માનો સંયોગ કરાવીને ઉભય આધારીય ધર્મપ્રાપ્ત આત્માઓની પૂર્ણતા કરવામાટે જ સ્ત્રી તથા પુરુષની ઉત્પત્તિ કરવામાં આવી છે; અર્થાત્ સ્ત્રી તથા પુરુષના સંયોગથી જ સંતાનની ઉત્પત્તિ થાય છે અને તે સંતાનો જીવજગત્‌ના અસ્તિત્વનું રક્ષણ કરતાં રહે છે. આ નિયમને જોતાં સ્ત્રી તથા પુરુષના સહવાસ તથા સંયોગની ક્રિયા તે જીવજગત્‌ના અસ્તિત્વની રક્ષામાટે એક અત્યંત આવશ્યકીય તથા સર્વપ્રધાન ક્રિયા છે એમ તત્કાળ આપણા જાણવામાં આવી શકે છે અને એ અત્યંત આવશ્યકીય ક્રિયા કેવળ સ્ત્રી તથા પુરુષના પરસ્પર પ્રેમદ્વારા જ સુસંપન્ન થતી હોવાથી એ સ્ત્રી તથા પુરુષનો પરસ્પર પ્રેમ કિંવા દાંપત્ય પ્રેમ શો પદાર્થ છે એ વિષયની આલોચનાનો પ્રસંગ સ્વાભાવિક જ ઉપસ્થિત થાય છે અને તેથી હવે આપણે એ વિષયની આલોચનાના કાર્યમાં જ અત્યારે પ્રવૃત્ત થવાનું છે.

પ્રેમ અન્ય કોઈ પણ પદાર્થ નથી, કિન્તુ આકર્ષણી શક્તિનું નામ જ પ્રેમ છે. જે શક્તિના પ્રભાવથી લોહચુંબક ચૈતન્યહીન લોહ પ્રતિ સ્વાભાવિક જ આકર્ષાય છે; જે આકર્ષણી શક્તિના પ્રભાવથી

દિશાદર્શક કિંવા ઉત્તરધ્રુવદર્શક યંત્ર ઉત્તરદિશાને ત્યાગીને અન્ય દિશામાં પોતાના મુખને નથી જ ફેરવતું; જે આકર્ષણી શક્તિના પ્રભાવથી અવિશ્રાંત પરિશ્રમ કરીને તમો ગૃહની દિશામાં ગમન કરતા દેખાઓ છો અને પોતાની ગૃહલક્ષ્મી કિંવા અર્ધાંગીના ચંદ્રમુખના દર્શનથી કૃતાર્થ થવાની આકાંક્ષા ધરાવો છો, તે આકર્ષણી શક્તિનું નામ જ પ્રેમ છે. જે આકર્ષણી શક્તિના પ્રભાવથી એક જીવ અન્ય એક જીવપ્રતિ આકર્ષાય છે તે આકર્ષણી શક્તિને જ પ્રેમના નામથી ઓળખવામાં આવે છે. તમો પોતાની મનોરમા ગૃહિણીના મુખદર્શનથી પોતાના અસ્તિત્વને ભૂલી જાઓ છો અને પોતાના અંતઃકરણમાં એક પ્રકારના અનિર્વચનીય આનન્દને અનુભવો છો, એ તમોને નવીનતાથી કહેવાની આવશ્યકતા છે ખરી કે? નહિ. જ્યારે તમારી એ ગૃહિણી દૂરના કોઇ એક અપરિચિત ગ્રામની નિવાસિની હતી ત્યારે તેની સાથે તમારો કોઇ પણ પ્રકારનો પરિચય ન હોતો, કોઇ પણ પ્રકારનો સંબંધ ન હોતો અને તે તમારાથી સર્વથા અપરિજ્ઞાતા હતી, એ તો સર્વથા નિર્વિવાદ છે; છતાં તમારી ગૃહિણી તરીકે તમારા ગૃહમાં આવતાંની સાથે જ જે શક્તિના મહિમાના બળથી તેણે તમોને પોતાના દાસાનુદાસ કરી લીધા છે અને જે શક્તિના પ્રભાવથી તમો તેના પ્રતિ નિરંતર આકર્ષાતા રહો છો, તે શક્તિનું જ અન્ય નામ પ્રેમ છે. તમારો નિવાસ એક દેશમાં હોય છે અને અમારો નિવાસ તે દેશથી ભિન્ન અન્ય દેશમાં હોય છે અથવા તો તમારો નિવાસ એક ગ્રામમાં હોય છે અને અમારો નિવાસ તે ગ્રામથી દૂરના કોઇ એક અન્ય ગ્રામમાં હોય છે: છતાં પણ તમારા એક જ વારના સાક્ષાત્કારથી અને તમારી સાથેના પ્રથમ વાર્તાલાપથી જ અમારૂં મન તમારા પ્રતિ આકર્ષાય છે, એ તો એક નિત્યના અનુભવની ઘટના છે. અર્થાત્ આવા પ્રકારનો જે સ્વાભાવિક આકર્ષણભાવ તેનું જ અન્ય નામ પ્રેમ છે.

આ પ્રેમ ઉચ્ચ શ્રેણીનાં મનુષ્યોમાં રહેલો હોવાથી મનુષ્યને

પશુ આદિ જીવો કરતાં ઉત્કૃષ્ટ જીવ માનવામાં આવે છે અને એ કારણથી જ માનવજીવનને સાધના આદિના ઉત્કૃષ્ટ ઉપાય તરીકે સ્વીકારવામાં આવે છે. પ્રેમ તથા ભક્તિ જ જીવની મુક્તિનું સોપાન છે એ વિષયની આલોચનાનો જોકે પ્રસ્તુત ગ્રંથના ઉદ્દેશ તથા કર્તવ્યભાવમાં સમાવેશ નથી થતો; તથાપિ પ્રસંગવશાત્ અહીં એટલું તો કહેવું જ પડે છે કે એ પ્રેમ જ મનુષ્યને મનુષ્યત્વનું શિક્ષણ આપતો રહે છે અને મનુષ્યની સાંસારિકતાને સફળતા પૂર્વક શોભાવતો રહે છે. પ્રેમનો આવો અલૌકિક પ્રભાવ હોવાથી જ કોઇ પણ મનુષ્ય જેટલા પરિમાણમાં અધિક પ્રેમિક હોય છે તેટલા પરિમાણમાં તે મનુષ્યનું હૃદય પણ ઉચ્ચતર હોય છે. જે મનુષ્યના હૃદયમાં પ્રેમનો કોઇ વાર પણ પ્રવેશ થયેલો હોય છે તે મનુષ્યના હૃદયમાંથી પશુભાવનો લોપ થતાં તે મનુષ્યનું હૃદય દયા, માયા, સ્નેહ, વાત્સલ્ય તથા ભકિત આદિ જગત્ના શ્રેષ્ઠ ભૂષણરૂપ ગુણોવડે વિભૂષિત થઇ જાય છે એ સર્વથા નિઃશંક છે. અર્થાત્ જો મનુષ્યના હૃદયમાં પ્રેમનો નિવાસ ન હોત અને મનુષ્ય પોતે પ્રેમી ન હોત, તો મનુષ્ય તથા પશુમાં કોઇ પણ પ્રકારનો ભેદ જોવામાં આવી શકત નહિ.

એ તો અમો પૂર્વે કહી જ ચૂકયા છીએ કે જગદીશ્વર અનન્ત મહાસાગર છે અને આપણે તે મહાસાગરની એક ઊર્મિ છીએ અથવા તો પરમેશ્વર પૂર્ણ જ્યોતિ કિંવા ગ્રેટ સ્પિરિટ્-Great Spirit-છે અને આપણે ક્ષુદ્ર જ્યોતિ કિંવા સામાન્ય સ્પિરિટ્, કિંબહુના તેના એક ક્ષુદ્રથી પણ ક્ષુદ્ર અંશમાત્ર છીએ. તે ઇશ્વર નામક પદાર્થ દેહને ધારણ કરીને અવિદ્યાવડે આક્રાન્ત થયેલો હોવાથી જે દિવસે ઇશ્વરની વસ્તુ જે આપણે તે આપણે ઇશ્વરમાં વિલીન થઇ શકીશું, તે દિવસે જ તે દેહધારી ઇશ્વર અવિદ્યાના બંધનથી મુક્ત થશે, એટલે કે આપણો મોક્ષ થઇ જશે. હિન્દુમાત્રની એવી દૃઢ માન્યતા છે કે જે ગૃહમાંથી આપણે આવ્યાં છીએ તે ગૃહમાં પાછા

જવું એ વિના મોક્ષ અન્ય કોઈ પણ પદાર્થ નથી; ઇશ્વરની વસ્તુની પુનઃ ઇશ્વરમાં લીનતા થઇ જાય એનું જ નામ મોક્ષ છે; અર્થાત્ આપણો આત્મા પરમાત્મામાં લીન થતાં જ આપણો મોક્ષ થઇ જાય છે. હવે અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જે ઉપાયના યોગે આ કાર્યની સિદ્ધિ થવાનો સંભવ છે તે ઉપાય શો છે ? એક આનો શી વસ્તુ છે એનું જ જેને જ્ઞાન ન હોય તેની આગળ સોળ આના અથવા એક રૂપિયાની કથાને ઉપસ્થિત કરવી એ એક પ્રકારનો પ્રમાદ જ કહી શકાય. જેવી રીતે કેવળ ચન્દ્રાતપ-ચન્દરવા-ના વિસ્તારથી આકાશના વિસ્તારની અને પુષ્કરિણીના વિસ્તારથી મહાસાગરના વિસ્તારની કલ્પના કરી શકાતી નથી તેવી જ રીતે કેવળ વિચાર અથવા ચિન્તનમાત્રથીજ પરમાત્માના યથાર્થ કિંવા વાસ્તવિક સ્વરૂપના જ્ઞાનને આપણે કદાપિ પ્રાપ્ત કરી શકતા નથી. અર્થાત્ જે ઉપાયના યોગે પરમાત્મામાં આપણી સંયુક્તતા કિંવા લીનતા થવાનો સંભવ છે તે ઉપાયની ભાવના અદ્યાપિ આપણાથી બહુદૂરવર્તિની છે. અત્યારે તો જેના યોગે અન્ય આત્મા પ્રતિ આપણા આત્માનું આકર્ષણ થવાનો સંભવ હોય, તે જ આપણું કર્તવ્ય છે. જે શક્તિના યોગે આપણો આત્મા અન્ય આત્માપ્રતિ આકર્ષાય છે તે શક્તિની પ્રકૃતિને જો આપણે જાણી શકીએ, તો પરમાત્મા આત્માનું મૂલ કારણ હોવાથી તદ્દ્વારા જ આપણને પરમાત્માની દિશામાં ખેંચી જશે. પરમાત્માને જો કે આપણે જોઇ શકતા નથી; તથાપિ આત્મા તો આપણી આસપાસ સર્વત્ર—ચારે દિશામાં—વિરાજિત છે. સર્વ સ્ત્રીઓ તથા સર્વ પુરુષોમાં આત્માનો નિવાસ હોવાથી જે શક્તિના બળથી તે સર્વ આત્માઓનું સંમેલન થાય છે તે શક્તિનો મનુષ્યમાં પૂર્ણ વિકાસ થતાં તે શક્તિ જ મનુષ્યના આત્માને પરમાત્માની દિશામાં લઈ જાય છે. એ શક્તિનું નામ આકર્ષણી શક્તિ છે અને જેને પ્રેમના નામથી ઓળખવામાં આવે છે તે શક્તિ પણ એ જ છે. આ કારણથી એ પ્રેમરૂપ સામગ્રી અત્યંત મહતી છે અને તેટલામાટે

પ્રેમ મનુષ્યના હૃદયનો અલંકારરૂપ પદાર્થ છે એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ.

એથી વિશેષ વળી એ પ્રેમ આ સંસારનું એક અનુપમ તથા દૃઢતમ બંધન છે; કારણ કે, પ્રેમના યોગે જ મનુષ્ય ઘર માંડીને બેસે છે અને સર્વ મનુષ્યો સાથે હળતો મળતો રહીને પોતાના સંસારને ચલાવ્યા કરે છે. મનુષ્યને સંપૂર્ણ કરી નાખનારો જો કોઈ પણ અદ્વિતીય મોહનમંત્ર હોય, તો તે કેવળ પ્રેમ, પ્રેમ અને પ્રેમ જ છે અને તેથી જો પ્રેમનું અસ્તિત્વ ન હોત તો મનુષ્ય પણ પશુ પ્રમાણે કોઈ પણ મનુષ્ય પ્રતિ દૃષ્ટિપાત કરત નહિ, અન્ય મનુષ્યના સુખનો વિચાર કદાપિ કરત નહિ અને સર્વ મનુષ્યો નરપશુ કિંવા માનવ પશુ થઇને પોતપોતાના સુખની ચિન્તામાં જ નિમગ્ન રહ્યાં કરત. જો આમ થયું હોત, તો મનુષ્ય તથા પશુમાં પરસ્પર કોઈ પણ પ્રકારનો પ્રભેદ આપણા જોવામાં આવી શકયો હોત ખરો કે ? નહિ અને નહિ.

હવે એ પ્રેમનો આધાર શો છે અથવા કયો છે એ વિષયનો આપણે વિચાર કરીશું; કારણ કે, જો એ વિષયનો નિર્ણય ન કરી શકાય, તો તેથી અન્ય સર્વ વિષયોમાં ગોલયોગ અથવા ગોટાળો થઇ જવાનો સંભવ છે; માત્ર એટલું જ નહિ. પણ પ્રેમ શો પદાર્થ છે અને તેનો આધાર શો છે અથવા કયો છે એ રહસ્યને જો આપણાથી જાણી ન શકાય, તો પ્રેમના વિકાસ સાથે સંબંધ ધરાવનારા અન્યાન્ય વિષયોને જાણવાના કાર્યની પણ ભાગ્યે જ સિદ્ધિ થઇ શકે તેમ છે.

પ્રેમનો આધાર દેહ નથી, એટલે મનુષ્યનો પ્રેમ શારીરિક વ્યાપાર નથી; કિન્તુ આત્મા પ્રતિ આત્માનું જે આકર્ષણ તે જ પ્રેમ હોવાથી મનુષ્યના પ્રેમનો આધાર આત્મા છે અને આત્મામાં જ પ્રેમની સ્થિતિ છે. આવી રીતે પ્રેમ સંપૂર્ણ આધ્યાત્મિક વ્યાપાર હોવા છતાં પણ આકાશ તથા પૃથ્વીનો જેવી રીતે પરસ્પર એક

ઓતઃપ્રોત ઘનિષ્ટ સંબંધ રહેલો છે અને તેથી આકાશ વિના પૃથ્વી અને પૃથ્વી વિના આકાશથી કોઇ પણ કાર્ય નથી કરી શકાતું, તેવી જ રીતે આત્માએ દેહને ધારણ કરેલો હોવાથી એ દેહનો સંપૂર્ણ ભાવથી પરિત્યાગ કરીને આત્માથી કોઇ પણ કાર્ય સિદ્ધ કરી શકાતું નથી. અર્થાત્ શરીર દ્વારા જ આત્માને પોતાનાં સર્વ કાર્યો સિદ્ધ કરવાં પડે છે અને તેથી પ્રેમનો આધાર આત્મા તથા પ્રેમ આત્માનું કાર્ય હોવા છતાં પણ પ્રેમનો વિકાસ શરીરની સહાયતાથી જ થાય છે. આ કારણથી પ્રેમનો શારીરિક વિકાસ તથા આધ્યાત્મિક વિકાસ એવી રીતે બે પ્રકારનો વિકાસ આપણા જોવામાં આવ્યા કરે છે. પ્રેમ આધ્યાત્મિક વ્યાપાર હોવા છતાં પણ શરીર વિના પ્રેમનો જન્મ થઇ શકતો નથી. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ એ તો સર્વથા નિશ્ચિત જ છે કે પ્રેમનો આધાર આત્મા છે અને આત્માઓની પરસ્પર આકર્ષણી શક્તિનું નામ પ્રેમ છે. આમ હોવા છતાં પણ પ્રેમ શરીરની સહાયતાથી જ જન્મી શકે છે. હાઇડ્રોજન તમા ઑક્સિજનના મિશ્રણથી જેવી રીતે જળનો ઉદ્ભવ થાય છે તેવી જ રીતે કેટલીક વિશિષ્ટ માનસિક અવસ્થાઓના સંમિશ્રણથી પ્રેમનો અભ્યુદય થાય છે. અર્થાત્ એ સર્વ વિશિષ્ટ માનસિક અવસ્થાઓનું પૂર્વવર્તિ કારણ આત્મા હોવાથી અને આત્મા દેહી અથવા દેહધારી હોવાથી દેહનો સર્વથા ત્યાગ તો નથી જ કરી શકાતો. જો મનુષ્યનું શરીર ન હોય, તો આ સંસારમાં કાંઈ પણ નથી અને તેથી જો શરીરનો લોપ થાય, તો તેની સાથે મનુષ્યના સંસાર વિષયક મોહનો પણ સર્વથા લોપ થઇ જાય છે. મનુષ્ય જ્યાં સુધી જીવિત રહે છે અને તેના આત્માનો તેના દેહમાં નિવાસ હોય છે ત્યાં સુધી જ મનુષ્યથી આ મર્ત્ય જગતનાં કાર્યો કરી શકાય છે. અર્થાત્ આત્માથી આ મર્ત્યલોકમાં શરીરની સહાયતા વિના કોઈ પણ કાર્ય કરી શકાતું નથી. આ કારણથી પ્રેમનો આધાર આત્મા હોવા છતાં પણ કેટલાક દૈહિક વ્યાપારો તેને અનેક પ્રકારની સહાયતા આપતા

રહે છે. અહીં અમો એક દૃષ્ટાન્ત આપીશું. જો કોઇ મનુષ્ય પોતાના હસ્તમાં શીતલ જળથી ભરેલા પાત્રને લઇને કોઈ એક તૃષાતુર મનુષ્ય સમક્ષ આવીને ઊભો રહે, તો તે વેળાયે તે તૃષાતુર મનુષ્યના મનની શી સ્થિતિ થાય છે વારૂ ? આવી પરિસ્થિતિમાં તે તૃષાતુર મનુષ્યના મનમાં ત્રણ વિષયો દૃષ્ટિગોચર થાય છે અને તે એ કે પ્રથમ તો તે તૃષાતુર મનુષ્ય શીતલ જળના અભાવને અનુભવતો હોય છે, દ્વિતીય તે શીતલ જળના અભાવને દૂર કરવામાટે તેના પ્રાણ વ્યાકુલ થયા કરે છે અને તૃતીય તે જળપાત્ર તથા તે પાત્રધારી મનુષ્ય પ્રતિ તેનું ચિત્ત સંલગ્ન થયેલું હોય છે અને તેમનામાં જ તેની આશા બંધાયલી હોય છે. પ્રેમમાં પણ એવા જ પ્રકારની ત્રણ અવસ્થાઓ નિરંતર દૃષ્ટિગોચર થયા કરે છે. પ્રથમતઃ પ્રેમ માનવ આત્માની એક વિશિષ્ટ પિપાસા હોવાથી આત્મામાંથી જ પ્રેમનો જન્મ થાય છે અને તે પિપાસાના નિવારણમાટે જેના હસ્તમાં શીતલ જળથી ભરેલું પાત્ર શોભી રહ્યું હોય તેવી વ્યક્તિને જોવાનું કાર્ય નયનોનું છે. જો નયનો જેના હસ્તમાં શીતલ જળપૂર્ણ પાત્ર શોભી રહ્યું હોય તેવી કોઈ વ્યક્તિને જોઇ લે છે એટલે તે ક્ષણે જ તૃષાતુર વ્યક્તિની માનસિક અવસ્થા સર્વથા અન્ય પ્રકારની થઈ જાય છે. અર્થાત્ અત્યાર સુધી તે તૃષાતુર વ્યકિતને જળના અભાવનો બોધ થયા કરતો હતો, પરંતુ હવે તે શીતલજળપૂર્ણપાત્ર તથા પાત્રધારિણી વ્યક્તિનું નયનોની સહાયતાથી અવલોકન કર્યા પછી તેના મનમાં તે શીતલ જળના પાનની ઇચ્છાનો ઉદ્‌ભવ થાય છે અને ત્યાર પછી જ્યારે પોતાના મુખદ્વારા તે શીતલ જળનું તે પાન કરી શકે છે ત્યારે જ તેની પિપાસા શાન્ત થાય છે અને તેનો આત્મા પરિતૃપ્ત થઇ જાય છે. આવી જ રીતે પ્રેમ પણ આત્માની પિપાસા કિંવા તૃષા જ છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ શરીરની સહાયતાથી જ એની પરિચાલના કરવી પડે છે; અર્થાત્ જેવી રીતે નયનોની સહાયતાથી જળપાત્રધારિણી વ્યક્તિને જોઇને જળપિપાસાના ભાવ તથા અભાવનો બોધ

થાય છે તેવી જ રીતે પ્રેમપિપાસાના ભાવ તથા અભાવના બોધમાટે પણ શરીરની સહાયતા લેવી જ પડે છે. જેવી રીતે પ્રેમના આધાર આત્માનો આશ્રય લઇને પ્રેમ વિકાસને પામે છે તેવી જ રીતે પ્રેમનો આધાર આત્મા જો શરીરનું અવલંબન ન કરે, તો તે પોતાના ઉત્કર્ષને કદાપિ સિદ્ધ કરી શકતો નથી. પ્રેમના વિકાસ તથા પૂર્ણત્વમાં શરીરની મહત્તા આવા પ્રકારની હોવાથી પ્રેમના વિકાસ સાથે સંબંધ ધરાવનારા જે જે વિષયોનો શારીરિક વ્યાપારોપર જ મુખ્ય આધાર રહેલો હોય છે તે સમસ્ત વિષયોની ચર્ચામાં ઊતર્યા વિના ચાલી શકે તેમ છે જ નહિ અને તેથી અમો હવે તે વિષયોના વિવરણને જ આરંભીએ છીએ.

અનેક મનુષ્યોના મુખમાંથી એવા ઉદ્ગારો નીકળતા વારંવાર આપણા સાંભળવામાં આવ્યા કરે છે કે: "પ્રેમ એક દુર્બોધ્ય રહસ્ય અથવા Mystery છે તેમજ પ્રેમ કેવી રીતે અને કયાંથી ઉત્પન્ન થાય છે એ કોઇથી પણ કદાપિ કહી શકાય તેમ છે જ નહિ." આવા ઉદ્ગારો જેમના મુખમાંથી નીકળતા આપણા સાંભળવામાં આવ્યા કરે છે તેમનામાંના કેટલાક આધુનિક અંગ્રેજ કવિજનો છે અને બાકીના અંગ્રેજી કવિતાના તીવ્ર અભ્યાસી યુવકો છે; પરંતુ પ્રેમ વાસ્તવિકતાથી જોતાં એક દુર્બોધ્ય રહસ્ય હોય કિંવા ન હોય, છતાં પ્રેમને એક દુર્બોધ્ય રહસ્ય તરીકે ઓળખાવવાનું એટલું ફળ તો તેમને અવશ્ય પ્રાપ્ત થાય છે કે તેઓ જો કોઇ પણ વ્યક્તિમાં પોતાના પ્રેમને ન સ્થાપી શકે અથવા તો અયોગ્ય વ્યક્તિમાં પોતાના પ્રેમને સ્થાપવાનું કુસાહસ કરી બેસે, તોય તેઓ તેમાટે જનસમાજમાં દૂષણીય કિંવા પ્રતિષ્ઠાહીન થઇ શકતા નથી; કારણ કે, જે મનુષ્યોનો એવો જ વિશ્વાસ બંધાઈ ગયેલો હોય છે કે પ્રેમ એક અતિશય દુર્બોધ્ય રહસ્ય અથવા Mystery હોવાથી કેવી રીતે અને કેમ કરીને ઉત્પન્ન થાય છે એ કોઇથી પણ કદાપિ કહી શકાય તેમ નથી, તેમના કથનનો એ જ આશય સમજવાનો છે કે: "પ્રેમની સ્થાપનાનું કાર્ય

મનુષ્યના પોતાના કર્તૃત્વને આધીન નથી અને તેટલામાટે અમો જો કોઈ પણ વ્યક્તિમાં અમારા પ્રેમને ન સ્થાપી શકીએ, તો તેમાં અમારો કોઇ પણ પ્રકારનો દોષ કિંવા અપરાધ નથી અને અમો તેના ઉત્તરદાતા પણ નથી; માત્ર એટલું જ નહિ, પણ જો અમો સામાજિક નિયમથી વિરુદ્ધ વર્તીને કોઈ નિષિદ્ધ વ્યક્તિમાં અમારા પ્રેમને સ્થાપી દઇએ અને સમાજની દૃષ્ટિ અનુસાર કલંકિત કાર્ય કરી બેસીએ, તો તેમાં પણ અમારો કોઇ પણ પ્રકારનો દોષ કિંવા અપરાધ નથી." પરંતુ આપણાથી તેમના એ ઉદ્ગારોને કદાપિ સત્ય તથા પ્રામાણિક ઉદ્ગારો તરીકે સ્વીકારી શકાય તેમ નથી, એ અહીં અવશ્ય સ્મરણમાં રાખી લેવાનું છે.

એ શ્રેણીના લોકો વળી એમ પણ બોલ્યા કરે છે કે: "પ્રેમ જેવી રીતે એક દુર્બોધ્ય વસ્તુ અથવા Mystery છે તેવી જ રીતે એ પ્રેમની ઉત્પત્તિ પણ આકસ્મિક તથા દુર્દમનીય છે." આમ બોલનારા લોકો પોતાના એ કથન કિંવા પોતાની એ માન્યતાના પ્રમાણ તરીકે ઍન્ટની તથા ક્લિયોપેટ્રાની પ્રેમકથા, રોમિયો તથા જુલિયટ્ની સ્નેહકથા અને વત્સરાજ તથા રત્નાવલીની પ્રણયકથાનો તેમ જ યૂરોપીયન્ કોર્ટશિપ્‌ના યોગે જે દુર્દર્ષ અગ્નિ પ્રજ્વલિત થતો રહે છે, તેનો પણ ઉલ્લેખ કરતા રહે છે. પરંતુ જો શાંત તથા એકાગ્ર ચિત્તથી આવા પ્રકારનાં એ સર્વ પ્રમાણોની આલોચના કરવામાં આવે તો તે આલોચનાના યોગે તત્કાળ એ રહસ્ય આપણા જાણવામાં આવી શકે છે કે આવા પ્રસંગોમાં જે પ્રેમનો ઉદ્ભવ થાય છે તે આટલી સીમા પર્યન્ત આકસ્મિક, સ્વયં ઉત્પન્ન તથા દુર્દમનીય હોવાનું કારણ એ જ છે કે એ પ્રેમમાં ઇન્દ્રિયલાલસા તથા રૂપજ મોહનો જ પ્રધાન અંશ રહેલો હોય છે: અર્થાત્ એ પ્રકૃત હૃદયનો પ્રેમ નથી હોતો. સૌન્દર્ય અથવા Beauty ના દર્શનથી તે સૌન્દર્ય પ્રતિ જે અનુરાગનો ઉદ્ભવ થાય છે તે અનુરાગ જો કે આકસ્મિક, સ્વતઃ ઉત્પન્ન તથા દુર્દમનીય તો હોય છે; તથાપિ

તે વાસ્તવિક, સત્ય કિંવા પ્રકૃત અનુરાગ–પ્રેમ–નથી હોતો અને તેથી એવા આકસ્મિક અનુરાગને 'દમ્પતીશાસ્ત્ર'માં રૂપજન્ય કિંવા સૌન્દર્યજન્ય મોહ કિંવા વિકારના નામથી જ ઓળખવામાં આવે છે. આપણી જિવ્હાદ્વારા આપણને પ્રાપ્ત થતા તિક્ત, મિષ્ટ તથા કટુ આદિ રસાસ્વાદો જેવી રીતે આકસ્મિક તથા અનિવાર્ય હોય છે તેવી જ રીતે આકૃતિગત સૌન્દર્ય–Physical beauty–ના દર્શનથી તે આકૃતિગત–શારીરિક–સૌન્દર્યપ્રતિ ઉદ્ભવતો અનુરાગ પણ સર્વથા આકસ્મિક–Instantanious–તથા અનિવાર્ય હોય છે. અર્થાત્ જેવી રીતે રસાસ્વાદ પ્રેમ નથી તેવી જ રીતે શારીરિક સૌન્દર્યના દર્શનથી જે અનુરાગનો જન્મ થાય છે તે અનુરાગ પણ વાસ્તવિક પ્રેમ નથી એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં એટલા સત્યને તો આપણે સ્વીકારવું જ જોઈએ કે આવા પ્રકારના શારીરિક સૌન્દર્યના દર્શનથી ઉદ્ભવેલો અનુરાગ કેટલીક વાર વાસ્તવિક પ્રેમનો સૂત્રપાત અવશ્ય કરી દે છે અને ત્યાર પછી પૂર્વકથિત કેટલાક અન્યાન્ય સ્વાભાવિક મિશ્ર નિયમોના બળથી તે વાસ્તવિક પ્રેમનો વિકાસ થતો રહે છે.

પ્રેમ કોઈ એક દુર્બોધ્ય રહસ્ય નથી; કારણ કે, આ પૃથ્વીના સર્વ પદાર્થોમાં જેવી રીતે એક દુર્બોધ્ય રહસ્ય કિંવા Mysteryનો સમાવેશ થયેલો હોય છે તેવી જ રીતે પ્રેમમાં પણ એ નિયમ અનુસાર એક દુર્બોધ્ય રહસ્યનો સમાવેશ થયેલો છે. પ્રેમમાં એથી વિશેષ અન્ય રહસ્ય કાંઈ પણ નથી. અર્થાત્ આનન્દ, ઉલ્લાસ, શોક, મોહ, પુષ્પવિકાસ, ચંદ્રહાસ્ય, વસંતવાયુ તેમ જ ચેતન તથા અચેતનની ગતિમાં જેવી રીતે એક વિશિષ્ટ રહસ્ય અથવા Mystary નો સમાવેશ નિત્ય આપણા જોવામાં આવ્યા કરે છે તેવી જ રીતે પ્રેમમાં પણ એક વિશિષ્ટ રહસ્ય અથવા Mystery નો સમાવેશ થયેલો આપણાથી જોઈ શકાય છે; માત્ર એટલું જ નહિ, પણ જે

એમ કહેવામાં આવે છે કે “પ્રેમ શાથી અને કેમ કરીને ઉત્પન્ન થાય છે એ કોઈથી કદાપિ કહી શકાય તેમ છે જ નહિ !” તે કથન પણ સર્વથા અસત્ય કિંવા પ્રમાદમૂલક છે; કારણ કે, મુખ્યતઃ ત્રણ કારણોના યોગે પ્રેમનો જન્મ થાય છે અને તે ત્રણ કારણો આ પ્રમાણે છેઃ—

પ્રથમતઃ સ્વાભાવિક સંબંધના બળથી,
દ્વિતીયતઃ ગુણના દર્શનથી,
તૃતીયતઃ સૌન્દર્યના મોહથી.

જે પ્રેમ સ્વાભાવિક સંબંધના બળથી ઉત્પન્ન થાય છે તે પ્રેમ માતાપિતા તથા પુત્ર આદિનો પરસ્પર પ્રેમ છે. પુત્ર તથા પુત્રીનો માતાપિતાપ્રતિ જે પ્રેમ હોય છે તે ‘ભક્તિ’ નામથી અને માતાપિતાનો પોતાનાં સંતાનોમાં જે પ્રેમ હોય છે તે પ્રેમ ‘વાત્સલ્ય’ નામથી ઓળખાય છે; ભ્રાતા તથા ભગિનીનો પરસ્પર પ્રેમ ‘ભ્રાતૃસ્નેહ’ કિંવા ‘બંધુપ્રેમ’ના નામથી વિશ્વમાં વિખ્યાત છે; શિષ્યનો ગુરુમાં જે પ્રેમ હોય છે તેને ‘શ્રદ્ધા’ કહેવામાં આવે છેઃ ગુરુની પદવી જનકતુલ્ય હોવાથી ગુરુનો પોતાના શિષ્યપ્રતિ જે પ્રેમભાવ હોય છે તે પણ ‘વાત્સલ્ય’ નામથી ઓળખાય છે અને સર્વ મનુષ્યોનો પોતાના ધર્મમાં જે પ્રેમ રહેલો હોય છે તે પ્રેમ ‘ભક્તિ’ નામથી ઓળખાતો હોવાથી વૈષ્ણવાચાર્યોએ એ ધર્મ-વિષયક પ્રેમને ‘પ્રેમભક્તિ’ નામ આપેલું છે. આ સમસ્ત પ્રેમોનો સ્વાભાવિક સંબંધના બળથી ઉદ્‌ભવ થાય છે,

ગુણના દર્શનથી જે પ્રેમોનો ઉદ્‌ભવ થાય છે તેમાં સર્વથી પ્રથમ બંધુત્વ કિંવા મૈત્રી છે; કારણ કે, ગુણના દર્શન કિંવા અનુભવ વિના કોઇની સાથે મૈત્રીસંબંધ થઇ શકતો જ નથી. સ્ત્રીના સંબંધમાં પણ આ દ્વિતીય પ્રકારના પ્રેમનો ઉદ્‌ભવ થાય છે; કારણ કે, અનેક સ્થાનોમાં સ્ત્રીમાં તેના સદ્‌ગુણોના સાક્ષાત્કારથી જ પુરુષનો પ્રેમ બંધાય છે અને ભારતવર્ષના હિન્દુઓ તો પોતાની જાતિના

પ્રત્યેક ગૃહમાં બહુધા એ ગુણજન્ય પ્રેમના પ્રબલ પ્રવાહને વહન કરતો નિત્ય નિરખી રહ્યા છે; કારણ કે, ભારતવર્ષમાં સ્ત્રીના શારીરિક સૌન્દર્ય કરતાં સ્ત્રીના સદ્દગુણોને જ વિશેષ મહત્ત્વ અપાય છે એ વાર્તા વિશ્વવિખ્યાત હોવાથી એનું વિશેષ વિવેચન નિરર્થક છે. આવી રીતે ગુણના દર્શનથી જે પ્રેમનો ઉદ્દભવ થાય છે તે પ્રેમની પ્રથમાવસ્થાનું નામ 'પ્રીતિ' છે; એ 'પ્રીતિ'માંથી જ પ્રેમનો અન્યતમ વિકાસ થતો રહે છે અને જ્યારે તે પ્રેમ પૂર્ણ વિકાસને પ્રાપ્ત કરી લે છે ત્યાર પછી તે પ્રેમ 'પ્રણય' નામથી ઓળખાવાને પાત્ર થઇ જાય છે.

સૌન્દર્યના સાક્ષાત્કારથી જે પ્રેમનો જન્મ થાય છે તે પ્રેમ સ્વતઃ તથા આકસ્મિક ઉત્પન્ન થવા છતાં પણ તેનું સ્થાયિત્વ દૃઢ થઇ જાય છે; માત્ર એટલું જ નહિ, પણ પરિચાલનાના યોગે દિવસાનુદિવસ તેની વૃદ્ધિ પણ થતી રહે છે. સૌન્દર્યજન્ય પ્રેમની પરિસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં એ વાર્તાને પણ અહીં અવશ્ય સ્મરણમાં રાખી લેવાની છે કે સૌન્દર્યસમીક્ષાના યોગે જે પ્રેમ ઉત્પન્ન થાય છે તે પ્રેમ બે પ્રકારનો હોય છે. તેમાંનો એક પ્રકારનો પ્રેમ પવિત્ર હોય છે અને અન્ય પ્રકારનો પ્રેમ કલુષિત કિંવા અપવિત્ર હોય છે. કલુષિત પ્રેમ ચંચલ તથા દુઃખમય હોવાથી તેને 'પ્રેમ' નામથી કોઇ પણ નથી ઓળખતું; તેને તો 'રૂપજન્યમોહ' કિંવા 'સૌન્દર્યજન્ય વિકાર' ના નામથી જ ઓળખાવામાં આવે છે. એ કલુષિત પ્રેમ ગમે તેવો હોય પરંતુ તે કલુષિત હોવાના કારણથી અમો આ ગ્રંથમાં તેની સમાલોચના કરવા નથી ઇચ્છતા; માત્ર એટલું જ નહિ, પણ અમારા સુજ્ઞ પાઠકો તથા અમારી વિચારશીલા પાઠિકાઓ પણ એ કલુષિત પ્રેમ કિંવા સૌન્દર્યજન્ય વિકારની સમાલોચનાના વાંચનની અભિરુચિ નહિ જ ધરાવતાં હોય એવો અમારો દૃઢ વિશ્વાસ છે.



"સાધ્વી પતિપ્રાણા તથા એ સ્નેહશીલા સુંદરી;
કર ઉદરથી નિપજાવનારી પાક ઉત્તમ રસ ભરી !"

—ઠક્કુર નારાયણ

# પ્રકરણ ૬ ઠું

## પ્રેમની ઉત્પત્તિનાં સાધનો

---

**મનોવૃત્તિ**

માનવ મનનાં અનેક પ્રત્યંગો અસ્તિત્વ ધરાવે છે અને મનનાં તે પ્રત્યંગોને 'વૃત્તિ' નામથી ઓળખવામાં આવે છે. એમાંની કેટલીક વૃત્તિઓ કેવળ જ્ઞાનાર્જન તથા વિચારનું જ કાર્ય કરતી હોવાથી કેટલાક વિદ્વાનોએ એ વિશિષ્ટ વૃત્તિઓને 'બુદ્ધિવૃત્તિ' એવું એક વિશિષ્ટ નામ આપેલું છે; કેટલીક વૃત્તિઓ મનુષ્યને અમુક કાર્યમાં પ્રવૃત્ત કરવાનું જ કાર્ય કરતી હોય છે, યથા દયા, પ્રીતિ તથા ભક્તિ આદિ. કેટલાક મનુષ્યો એ વૃત્તિઓને 'ધર્મપ્રવૃત્તિ'ના નામથી પણ ઓળખે છે તેમ જ કેટલીક વૃત્તિઓનું કાર્ય એ જ હોય છે કે વિશ્વના સૌન્દર્ય તથા રસનો હૃદયમાં સમાવેશ કરવો અને ચિત્તનું વિનોદન કરવું.*

મનુષ્યનાં અંગ બે છે; એક શરીર અને બીજું મન×. શરીરનાં વળી કેટલાંક પ્રત્યંગો છે અને તે પ્રત્યંગોમાં હસ્તપાદાદિ કર્મેન્દ્રિયો, નયન તથા શ્રવણ આદિ જ્ઞાનેન્દ્રિયો, મસ્તિષ્ક, હૃદ્ અથવા હૃદય, વાયુકોષ તથા અંત્ર–આંતરડાં–આદિ જીવનસંચાલક પ્રત્યંગો અને અસ્થિ, મજ્જા, મેદ, માંસ તથા શોણિત આદિ શારીરિક ઉપાદા-

---

* પાશ્ચાત્ય પંડિતો આ વૃત્તિઓનો પ્રથમ શ્રેણીમાં સમાવેશ કરે છે; કારણ કે, તેમની માન્યતા અનુસાર Intellectual Faculties નો પણ Esthetic Faculties માં અંતર્ભાવ થઇ જાય છે.

× અનેક પંડિતોએ મન તથા હૃદયની ક્રિયાઓને એક બીજાથી સર્વથા સ્વતંત્ર દર્શાવેલી છે; પરંતુ અમારી પોતાની તો એવી જ માન્યતા છે કે હૃદયની ક્રિયા તથા મનની વૃત્તિ એ ઉભય એક જ વસ્તુ છે, એટલે કે, હૃદય મનનું જ એક પ્રત્યંગ છે. અત્યારના વિશ્વવિખ્યાત દર્શનશાસ્ત્રવેત્તાઓનો પણ બહુધા એ જ અભિપ્રાય છે.

નોનો સમાવેશ થઇ જાય છે. ક્ષુધા તથા પિપાસા આદિ શારીરિક વૃત્તિઓ છે.

એ માનસિક તથા શારિરીક વૃત્તિઓની ઉન્નતિ અનુશીલનના યોગે થઇ શકે છે. અર્થાત્ અનુશીલનના યોગે મનુષ્ય પોતાની માનસિક તથા શારિરીક વૃત્તિઓની પોતાની ઇચ્છા અનુસાર ઉન્નતિ કરી શકે છે અને એ માનસિક તથા શારીરિક વૃત્તિઓની સમ્યક્ પરિણતિ થયા વિના કોઈ પણ મનુષ્યથી પ્રેમપ્રાપ્તિનું કાર્ય ભાગ્યેજ સિદ્ધ કરી શકાય છે. પ્રેમને ગ્રહણ કરી લેવામાટે જે જે વૃત્તિઓના ઉત્કર્ષની આવશ્યક્તા હોય છે તે તે વૃત્તિઓનો ઉતકર્ષ જો સિદ્ધ ન થાય તો તે ઉત્કર્ષના અભાવે પ્રેમની પ્રાપ્તિ કદાપિ થઇ શકતી નથી અને તેટલામાટે જ આ અત્યંત કઠિન વિષયોની અવતારણા કરીને, આ કઠિન વિષયોના વિવરણમાં પ્રવૃત્ત થઇને અમો અમારાં પાઠકો તથા પાઠકિઓને કષ્ટ આપવાને કટિબદ્ધ થઇ ગયા છીએ. અર્થાત્ આ વિષયો કઠિન તથા નીરસ હોવા છતાં પણ અમારાં પાઠકો તથા પાઠિકાઓને અમારી એ જ નમ્ર પ્રાર્થના છે કે આ નીરસ વિષયોના વિવરણને વાંચતાં કૃપા કરીને તમો પોતાના ધૈર્યને ત્યાગી ન દેશો; કારણ કે, આ સર્વ કઠિન વિષયોને જાણી લીધા વિના તમો પ્રેમના માધુર્યને કદાપિ મેળવી શકશો નહિ; જે વસ્તુને જાણવામાટે તમો આ ગ્રંથના વાચનજન્ય પરિશ્રમને સહન કરી રહ્યાં છો તે વસ્તુને તેના યથાર્થ સ્વરૂપમાં જાણી લેવાનું કાર્ય તમારામાટે સર્વથા અશક્ય તથા અસંભવનીય જ થઇ પડશે. દાંતોને દુઃખ થવાના ભયથી જો ઇક્ષુ—શેરડી—ને ત્યાગી દેવામાં આવે, તો મનુષ્યને ઇક્ષુરસના મધુર સ્વાદની કદાપિ પ્રાપ્તિ થઇ શકે ખરી કે? અથવા તો હસ્તમાં કંટક લાગી જવાના ભયથી જો કમલને તોડવાના કાર્યને કોઈ ત્યાગી દે, તો તે કમલપ્રાપ્તિજન્ય સુખથી વંચિત રહી જાય, એ સ્વાભાવિક નથી કે શું? સારાંશ કે, સંસારમાં સંકટ વિના સુખનો સાક્ષાત્કાર થતો જ નથી એ એક નિયમ છે અને આ ગ્રંથ એ નિયમનો અપવાદ નથી.

પ્રેમ મનુષ્યના સુખનો ઉપાય છે અને મનુષ્યની વૃત્તિઓની સાર્વાંગિક સ્ફૂર્તિ અથવા તો પરિણુતિ અને પરિતૃપ્તિને 'સુખ' નામથી ઓળખવામાં આવે છે. પરિતૃપ્તિની કથાને કદાચિત્ આપણે વર્જ્ય પણ કરી શકીએ તેમ છે; કારણ કે, સમ્યક્ પરિણુતિનું જે ફળ તે જ સમ્યક્ પરિતૃપ્તિ છે. જેનામાં પિપાસાનો સર્વથા અભાવ હોય છે તે મનુષ્ય અથવા અન્ય કોઇ પણ પ્રાણી જળપાનજન્ય સુખ અથવા આનંદને ભાગ્યે જ જાણી શકે છે. જે શિશુ અથવા બાલકના મુખમાં દાંતોનો આવિર્ભાવ થયેલો નથી હોતો તે શિશુમાં કેવળ દુગ્ધ વિના અન્ય કોઈ પણ ખાદ્યના આસ્વાદને જાણુવાની શક્તિ હોતી જ નથી. પ્રથમ વૃત્તિઓની સાર્વાંગિક પરિણુતિ થાય છે અને ત્યારપછી તેમની ચરિતાર્થતા અનુભવાય છે; કારણ કે, વૃત્તિઓ પરિણુત થતાં વૃત્તિઓની ચરિતાર્થતાનો અનાયાસ અને પોતાની મેળે જ આવિર્ભાવ થવા માંડે છે. જેવી રીતે કેટલીક વૃતિઓના સ્ફુરણથી આપણે દુઃખોને ભોગવવામાટે શક્તિમાન્ થઇએ છીએ તેવી જ રીતે અન્ય કેટલીક વૃત્તિઓના સ્ફુરણુના યોગે આપણામાં સુખને પ્રાપ્ત કરી લેવાની ક્ષમતા કિંવા યોગ્યતાનો આવિર્ભાવ થાય છે. એનું પ્રત્યક્ષ ઉદાહરણ એ જ છે કે જે મનુષ્યો દયા આદિ વૃત્તિઓના પરિણુતિજન્ય દાનકર્મથી સુખી થવાની ક્ષમતાને પ્રાપ્ત કરી શક્યા છે તે મનુષ્યોએ અન્યાન્ય વૃત્તિઓની પરિણુતિજન્ય દેય—આપવા યોગ્ય—વસ્તુઓને પ્રાપ્ત કરી લેવાની શકિતને પણ યથેષ્ટ પરિમાણમાં પ્રાપ્ત કરી લીધેલી હોય છે; કારણ કે, પોતાની એ શકિતદ્વારા દેય વસ્તુઓને તેઓ પ્રાપ્ત ન કરી શકતા હોય, તો તે વસ્તુઓના દાનજન્ય સુખને તેઓ ભોગવી જ ન શકે. અર્થાત્ મૂર્ખ મનુષ્ય દાન આપીને સુખી પણ નથી થતો અને દાન આપવામાટે આવશ્યકીય ધનનું ઉપાર્જન પણ નથી કરી શકતો. આ સમસ્ત વિવેચનથી એ તો સ્પષ્ટ સિદ્ધ થઇ જાય છે કે વૃત્તિઓની પરિણુતિમાં જ પ્રેમસુખનો સમાવેશ થયેલો છે અને તેટલામાટે જેના યોગે એ વૃત્તિઓની

પરિણતિ થવાનો સંભવ હોય તે જ પ્રત્યેક મનુષ્યનું સર્વથી પ્રધાન તથા આવશ્યકીય કર્તવ્ય છે.

માનવ મનનાં પ્રધાન પ્રસંગો બે છે અને તે ‘ બોધ ’ તથા ‘ ભાવ ’ એ બે નામોથી ઓળખાય છે.

**ભિન્ન ભિન્ન વૃત્તિઓ સાથે પ્રેમનો સંબંધ**

એમાંની ‘ બોધ ’ નામક વૃત્તિ તે બાહ્ય વૃત્તિ છે અને ‘ ભાવ ’ નામક વૃત્તિ તે આભ્યંતર વૃત્તિ છે. ઘ્રાણ, દર્શન તથા સ્પર્શ આદિ બોધજનક વૃત્તિઓ છે અને દયા, માયા, સ્નેહ તથા સમતા આદિ ભાવજનક વૃત્તિઓ છે એ દઢતાપૂર્વક લક્ષમાં રાખી લેવાનું છે; કારણ કે, પ્રેમ સાથે એ ઉભય વૃત્તિઓનો અત્યંત ઘનિષ્ટ સંબંધ રહેલો છે અને તેથી એ ઉભય વૃત્તિઓ ‘દમ્પતીશાસ્ત્ર’માં એક પ્રકારનું અદ્વિતીય મહત્વ ધરાવે છે. આ વિષયના અમુક એક વિખ્યાત અંગ્રેજ વિદ્વાને પોતાનો એવો અભિપ્રય દર્શાવેલો છે કે: “ આ ઉભય વૃત્તિઓમાંની ‘ ભાવ ’ નામક વૃત્તિને વર્જ્ય કરીને કેવળ ‘ બોધ ’ ને જ પ્રેમ સાથે સબંધ રાખવા દઇએ, તો પણ કાર્ય નિર્વાહિત થઈ શકે તેમ છે. ” અર્થાત્ એ અંગ્રેજ વિદ્વાનના અભિપ્રાય અનુસાર પ્રેમ સાથે કેવળ ‘ બોધ ’ નો જ સંબંધ રહેલો છે; ‘ ભાવ ’ નો પ્રેમ સાથે કશો પણ સંબંધ નથી. એ અંગ્રેજ વિદ્વાન્ એ યુક્તિને મહત્ત્વ આપીને પોતાનો એવો અભિપ્રાય દર્શાવે છે કે: “ જ્યારે ‘ ભાવ ’ સંપૂર્ણ ભાવથી કાર્યનો આરંભ કરી દે છે ત્યારે મનુષ્ય આત્મવિસ્મૃત થતાં તેના હિતાહિત વિષયક જ્ઞાનનો લોપ થાય છે. અર્થાત્ તેનું આ વિશ્વમાં જાણે અસ્તિત્વ જ નથી એવી તેની અવસ્થા થઇ જાય છે અને આવા પ્રકારની અવસ્થામાં તેનામાં પ્રેમનો ઉદ્ભવ ક્યાંથી અને કેવી રીતે થઇ શકે વારૂ ? ” એ અંગ્રેજ વિદ્વાન્ વળી વિશેષતાથી કહે છે કે: “ મનુષ્ય જેને ‘ મોહ ’ ના નામથી ઓળખે છે તે એ પ્રેમનો જ ‘ ભાવ ’ છે. ” અને પોતાના એ કથનની પુષ્ટિમાં એ અંગ્રેજ વિદ્વાને ભારતીય

વૈષ્ણવ સંપ્રદાયના પ્રેમભાવની કેટલીક પોતે વાંચેલી કથાઓ આપેલી છે. એ જ અંગ્રેજ વિદ્વાન આગળ વધીને જણાવે છે કે: "મનના સુખ કિંવા દુઃખની અતિશયતાથી જ્યારે શરીરના સર્વ સ્નાયુઓ કાર્યક્ષમ થઇ જાય છે ત્યારે જ એ 'ભાવ'નો આવિર્ભાવ થાય છે." પરંતુ એ અંગ્રેજ વિદ્વાનની માન્યતાઓ સાથે અમારી પોતાની માન્યતાઓનો મળ મળી શકે તેમ છે જ નહિ; કારણ કે, એ અંગ્રેજ વિદ્વાને જેવા સ્વરૂપમાં 'ભાવ'નો ઉલ્લેખ કરેલો છે તેવા સ્વરૂપમાં તો તેનો અર્થ અથવા ભાવાર્થ એ જ થઈ શકે છે; પરંતુ અમો પોતે 'ભાવ' તથા 'બોધ'નો એ અર્થમાં વ્યવહાર કરતા નથી; માત્ર એટલું-જ નહિ, પણ અદ્યાપિ કોઇ પણ ભારતવાસીએ 'ભાવ' તથા 'બોધ'નો આવા અર્થમાં વ્યવહાર કર્યો હોય એમ અમારા જોવા કે જાણવામાં આવી શક્યું નથી. આપણા પૂર્વવર્તી વિદ્વાનોમાંના જો એક કિંવા બે વિદ્વાનોને વર્જ્ય કરવામાં આવે, તો બહુધા અન્ય સર્વ વિદ્વાન્ પુરુષોનો આ વિષયના સંબંધમાં એ જ અભિપ્રાય જોવામાં આવે છે કે 'બોધ' બાહ્ય વૃત્તિ છે અને એ 'બોધ' નામક બાહ્ય વૃત્તિ જેનો આભ્યન્તર ભાગમાં પ્રવેશ કરાવે છે અને જે આભ્યંતર ભાગમાં રહીને એ 'બોધ' ના કાર્યને સંપન્ન કરે છે તેનું જ નામ 'ભાવ' છે. સાધારણ કથોપકથનમાં લોકો એને 'ભાવગ્રહણ' પણ કહ્યા કરે છે. કેવળ 'બોધ' ની સહાયતાથી પ્રેમ તો શું, પણ અન્ય કોઈ પણ પ્રકારના જ્ઞાનની મનુષ્યને પ્રાપ્તિ થઇ શકતી નથી. ઉદાહરણ તરીકે, અમો અત્યારે લેખિનીને હસ્તમાં ધારણ કરીને આ લેખ લખી રહ્યા છીએ એટલે એ વેળાએ લેખિનીને હસ્તમાં ધારણ કરતાંની સાથે જ અમોને જે એક વિશિષ્ટ 'બોધ' થયો તે બોધે તત્કાળ અમારા હૃદયમાં પ્રવેશ કર્યો અને તેના યોગે અમારા મનમાં જે જ્ઞાનનો ઉદય થયો તેનું જ નામ 'ભાવ'. આ કારણથી 'બોધ' તથા 'ભાવ' નામક મનનાં જે પ્રધાન પ્રત્યંગો છે તે પ્રત્યંગોને સર્વથા ત્યાગી દેવાથી કદાપિ પ્રેમનો ઉદ્‌ભવ થઇ શકે તેમ છે જ નહિ. માનવ મનનાં એ બે પ્રધાન પ્રત્યંગો કિંવા એ

એ પ્રધાન વૃત્તિઓ સાથે પ્રેમનો જે અત્યંત ધનિષ્ટ સંબંધ સંધાયલો છે તે સર્વથા અદ્વિતીય છે અને તેથી હવે યથાનુક્રમ પ્રેમ સાથેના એ ઉભય વૃત્તિઓના ધનિષ્ટ સંબંધનું અહીં નિરૂપણ કરવામાં આવે છે.

બોધ.

પ્રારંભમાં જ મનુષ્યના પ્રાણમાં 'ભાવ' નો ઉદય નથી થતો; કારણ કે, પ્રથમ 'શારીરિક બાહ્ય પદાર્થોની સહાયતાથી 'બોધ' નો જન્મ થાય છે અને ત્યાર પછી 'બોધ'ની સહાયતાથી ભાવોન્મેષતાનો આવિર્ભાવ થતો અનુભવાય છે. શારીરિક ઇન્દ્રિયોની સહાયતાથી બાહ્ય પદાર્થોના જ્ઞાનને હૃદયમાં લઈ જઇને જે 'ભાવ' નો ઉદય કરે છે તેનું નામ 'બોધ' છે. જેવી રીતે મુખમાં મિષ્ટ કિંવા તિક્ત પદાર્થને નાખવાથી રસના તથા ત્વચાની સહાયતાથી મિષ્ટ કિંવા તિક્ત આસ્વાદનો આપણને અનુભવ થાય છેતેવી જ રીતે અન્ય સર્વ વસ્તુઓનો ભિન્ન ભિન્ન ઇન્દ્રિયોની સહાયતાથી આપણને ભિન્ન ભિન્ન પ્રકારનો અનુભવ થઇ શકે છે અને એ અનુભવનું જ નામ 'બોધ' છે. એ જ પ્રમાણે એ મિષ્ટ કિંવા તિક્ત પદાર્થના આસ્વાદના અનુભવનો હૃદયમાં જે ઉદય થાય છે તે ઉદયને 'ભાવ' નામથી ઓળખવામાં આવે છે.

પ્રાચીન પંડિતોએ એ 'બોધ' ને મુખ્યતઃ પાંચ ભાગોમાં વિભકત કરેલો છે અને તે પાંચ ભાગો આ પ્રમાણે છેઃ—(૧) દર્શન, (૨) શ્રવણ, (૩) ધ્રાણ, (૪) સ્વાદ અને (૫)સ્પર્શ. પરંતુ પાશ્ચાત્ય દાંપત્યશાસ્ત્રવેત્તાઓની માન્યતા અનુસાર એ પાંચ વિભાગો ઉપરાંત એનો એક અન્ય વિભાગ અથવા એક અન્ય ઇન્દ્રિય પણ અસ્તિત્વ ધરાવે છે અને એ ષટ વિભાગ અથવા ઇન્દ્રિયનું કાર્ય એ છે કે એના યોગે ઉક્ત પાંચ ઇન્દ્રિયોના કોઇ પણ પ્રકારના સાહાય્ય વિના જ આપણા મનમાં અમુક એક વિશિષ્ટ સુખ કિંવા દુઃખનો 'બોધ' થતો રહે છે. યથા ભોજન ન મળવાથી આપણે દુઃખને અનુભવીએ છીએ અને જળના અભાવે પિપાસાની પીડાને ભોગવીએ છીએ એટલે કે આપણને ક્ષુધા તથા પિપાસાના દુઃખનો 'બોધ' થાય છે. ઉક્ત પંચ

ઇન્દ્રિયો સાથે આવા પ્રકારનાં સુખ તથા દુઃખનો કોઇ પણ પ્રકારનો સંબંધ નથી હોતો એવી માન્યતાથી અંગ્રેજ દાર્શનિકો એવા પ્રકારના સુખ તથા દુઃખ આદિનો જેના યોગે અનુભવ થાય છે તે ઇન્દ્રિયને 'અંતરેન્દ્રિય' (Sensation of Organic Life) નામથી ઓળખાવે છે. ઉપર્યુક્ત પંચેન્દ્રિયોની સહાયતાથી જેવી રીતે પ્રેમનો આવિર્ભાવ થાય છે તેવી જ રીતે પ્રેમમાટે એ 'અંતરેન્દ્રિય' ની સહાયતા પણ અત્યંત આવશ્યક છે; એ 'અંતરેન્દ્રિય' ને વળી બે ભાગોમાં વિભક્તિ કરી શકાય છે અને તે બે ભાગોમાંનો એક ભાગ 'માંસપેશી'–Muscle–સંબંધિની ઇન્દ્રિય છે તથા બીજી તંત્રી–Nerve–સંબંધિની ઇન્દ્રિય છે. પ્રસ્તુત વિષયના સંબંધમાં પાશ્ચાત્ય પંડિતોએ જે નિર્ણય કરેલો છે તે નિર્ણય અમારી માન્યતા અનુસાર યથાર્થ છે; કારણ કે, દર્શન, શ્રવણ, ઘ્રાણ, સ્વાદ અને સ્પર્શ એ પંચેન્દ્રિયોનાં કાર્યોથી સુખ તથા દુઃખ આદિનો 'બોધ' સર્વથા સ્વતંત્ર છે; માત્ર એટલુંજ નહિ, પણ પ્રેમના વિષયમાં તો એ સુખ તથા દુઃખ આદિનો 'બોધ' એક પ્રધાન અંગરૂપ હોવાથી અત્યંત મહત્ત્વનું સ્થાન ભોગવે છે. અર્થાત્ પ્રિયજનના મિલનથી સુખના ભાવનો ઉદય થાય છે અને પ્રિયજનના વિયોગથી દુઃખના ભાવનો આવિર્ભાવ થાય છે; પ્રિયજનના દર્શનથી સર્વ દુઃખોનું દમન થઇ જાય છે અને પ્રિયજનના અદર્શનથી આપણા દુઃખનો અવધિ થાય છે. સારાંશ કે, સુખ તથા દુઃખ એ ઉભય સંવેદનાઓનો કદાપિ કોઇથી ત્યાગ તો નથી જ કરી શકાતો.

**પંચ શર**

કવિજનોએ જે મદન મહારાજના સંમોહન, ઉન્માદન, શોષણ, તાપન તથા સ્તંભન* એ પંચ શર–પાંચ બાણો–નો ઉલ્લેખ કરેલો છે તે પંચ શર અથવા પાંચ બાણો જેના યોગે આપણને ભિન્ન ભિન્ન

* એથી સર્વથા ભિન્ન પ્રકારે એ પંચ શરને અનેક કવિજનોએ પોત પોતાની ઇચ્છાનુસાર અનેક નામો આપેલાં છે, પરંતુ પંચ શરને અપાયલાં તે સર્વ ભિન્ન ભિન્ન નામોનો ઉલ્લેખ અહીં નિષ્પ્રયોજન છે.

વસ્તુઓનો બોધ થાય છે તે બોધજનક દર્શન, શ્રવણ, ઘ્રાણ, સ્વાદ તથા સ્પર્શથી ભિન્ન અન્ય કોઇ પણ વસ્તુ નથી એ અહીં અવસ્ય લક્ષમાં રાખી લેવાનું છે અને તેથી જો કોઈ મનુષ્ય મદનરાજને પંચશરને બદલે સપ્તશરના નામથી ઓળખાવે એટલે કે કામદેવના પાંચ બાણોને બદલે સાત બાણોની ગણના કરાવે, તો તેથી કોઇ પણ પ્રકારની ક્ષતિ કિંવા આપત્તિ થવાનો સંભવ નથી; કારણ કે, ઉપર જણાવ્યા પ્રમાણે અંતરેન્દ્રિયની જે એક બીજાથી સર્વથા ભિન્ન બે ક્રિયાઓ છે, તે બે ક્રિયાઓ એ પંચેન્દ્રિયની ક્રિયાઓથી સર્વથા વિષમ તથા પર છે અને તેથી જો એ બે ક્રિયાઓને આપણે મદનરાજના બે વિષમ બાણોના નામથી ઓળખીએ તો તે સર્વથા વાસ્તવિક તથા યથાર્થ છે. અસ્તુ: માનસિક ક્લાન્તિ, મનની અવશતા કિંવા પરવશતા તેમ જ મનની ઉન્મત્તતા–Excitement–આદિનો તંત્રી સંબંધિની ઇન્દ્રિયોમાંથી જ જન્મ થતો હોવાથી જો એ ઇન્દ્રિયનો અભાવ હોય, તો પ્રેમની ઉન્મત્તતા, પ્રેમની વિહ્વલતા તથા પ્રેમની આકુલતાનો કદાપિ જન્મ થઈ શકતો જ નથી. કેટલાક મહાપ્રેમિક જનોએ કામદેવના સપ્ત બાણોનો પોતાના મનમાં સાક્ષાત્કાર કિંવા અનુભવ કરેલો છે અને એ અનુભવના યોગે તેમના જાણવામાં આવી શક્યું છે કે દર્શન શ્રવણ, ઘ્રાણ, આસ્વાદ તથા સ્પર્શથી ભિન્ન મનુષ્યના પ્રાણને વ્યાકુલ કરનાર કોઇ એક અન્ય વસ્તુ પણ અવસ્ય અસ્તિત્વ ધરાવે છે.આવા પ્રેમિકો દાર્શનિક કિંવા શાસ્ત્રજ્ઞ હોતા નથી અને તેથી વિજ્ઞાનના શોધનથી તેઓ સર્વથા અજ્ઞ હોય છે; તથાપિ પ્રેમના કવિત્વદ્વારા જેટલા પરિમાણમાં એ વસ્તુને જાણી શકાય છે અને એ વસ્તુનો આસ્વાદ લઈ શકાય છે તેટલા પરિમાણમાં તેમણે એ વસ્તુને જાણી લીધી છે અને એ વસ્તુના આસ્વાદને ભોગવી લીધો છે. એક કવિજને–પ્રેમદ કવિએ–પોતાના એ અનુભવનો પ્રકાશ કરતાં લખ્યું છે કે:–
“ મારા શરીરમાં સપ્ત શરો એક પ્રકારની વિલક્ષણ જ્વાળાને પ્રકટાવી રહ્યાં છે અને મારા હૃદય તથા મનને અત્યન્ત વ્યાકુલ કરી

રહ્યાં છે. એ સપ્ત બાણો મારા સુખને પ્રેમથી નિરાશ કરી રહ્યા છે!" અને ત્યારપછી એ કવિએ એ સાત બાણોનાં જે નામો આપ્યાં છે તે દર્શન, શ્રવણ, ઘ્રાણ, સ્વાદ તથા સ્પર્શ પર્યન્ત આવીને અટકી ગયાં છે; કારણ કે, તત્કાળ અન્ય બે બાણોનાં નામો તે પ્રેમિક કવિને પ્રાપ્ત થઇ શકયાં નથી; પરંતુ એવી રીતે જો અવશિષ્ટ બે બાણોનાં નામોનો ઉલ્લખ કરવામાં ન આવે, તો કામદેવના સપ્ત બાણ પૂર્ણ થઇ શકે તેમ ન હોવાથી એ પ્રેમિક કવિ ચિન્તામાં પડી ગયો છે; કારણ કે, એ પ્રેમિક કવિ સારી રીતે જાણે છે કે એ પાંચ બાણોથી જ કષ્ટનો અંત થઇ શકે તેમ છે જ નહિ; એમાંના કોઇ પણ બાણમાં મનુષ્યના હૃદયને આટલી સીમા પર્યન્ત આકુલ તથા ઉન્મત્ત કરી નાખવાનું સામર્થ્ય છે જ નહિ અને તેથી એ બે બાણો એ પાંચ બાણોથી અવશ્ય ભિન્ન તથા પ્રબળ બાણો જ હોવા જોઇએ. આ કારણથી સૂક્ષ્મ દર્શનથી જોતાં પ્રેમિક કવિ પ્રેમ તથા કલ્પનારૂપ ચક્ષુની સહાયતાથી જોઇ શકે છે કે જેમણે તેને આટલી સીમા પર્યન્ત પાગલ બનાવી દીધો છે તે બાહ્ય સૌન્દર્યનો અનુભવ તથા તેની પ્રિયતમાનાં નયનોનો હિલ્લોલ છે અને તેથી અવશિષ્ટ બે બાણોને કોકિલસ્વર (બાહ્ય સૌન્દર્યનો અનુભવ) તથા પ્રિયતમાના નયનહિલ્લોલના નામથી ઓળખાવીને તેણે કામદેવના સપ્ત બાણોની સંખ્યાને પૂર્ણ કરી દીધી છે. વસ્તુતઃ આપણો જે બાહ્ય સૌન્દર્ય વિષયક અનુભવ છે તે આપણી આ પંચેન્દ્રિયોમાંની કોઇ પણ ઇન્દ્રિયવડે ગોચર નથી અને તેટલામાટે પ્રેમિકના મનમાં વ્યથા કરનારી માંસપેશી–muscle–ની ક્રિયા છે અને પ્રિયતમાના નયન-હિલ્લોલથી પ્રેમિકને ઉન્મત્ત કરી નાખનારી સ્નાયુ–Nerve–સંબંધિની ક્રિયા છે એ હવે નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી.

આ સંસારમાં અત્યાર સુધીમાં જેટલા પણ પ્રેમિક મનુષ્યો થઇ ગયા છે અને વર્તમાન કાળમાં જે પ્રેમિક મનુષ્યો અસ્તિત્વ-

ધરાવે છે તે સર્વ પ્રેમિક મનુષ્યોએ કામદેવના પાંચ બાણોથી ભિન્ન અન્ય બે બાણોના આઘાતનો અનુભવ કરેલો છે અને એ બે વિશિષ્ટ તથા વિષમ બાણોનું અમોએ વિવેચન પણ કરી દીધું છે એટલે હવે કામદેવનાં એ સપ્ત શરો અથવા સાત બાણો પ્રેમિકના હૃદયને કેવી રીતે વિદ્ધ કરી–વીંધી–નાખે છે તેમ જ એ સાત બાણોનું કાર્ય શું છે એ વિષયના વિવરણમાં અમો પ્રવૃત્ત થવા ઇચ્છીએ છીએ.

**દર્શન**

પ્રેમના વિકાસનું પ્રધાન કારણ 'દર્શન' છે; પરંતુ કેટલીક વાર 'દર્શન' વિના પણ પ્રેમનો જન્મ થવાની કથાઓ આપણા સાંભળવામાં આવ્યા કરે છે. વિદ્યાને પ્રત્યક્ષ ન જોવા છતાં કેવળ ભાટના મુખથી તેના રૂપનું વર્ણન સાંભળીને સુંદર વિદ્યાના પ્રેમનો પિપાસુ થઈ વર્દ્ધમાન નગર પ્રતિ જવાનો નીકળ્યો હતો: રાધિકા શ્યામના ચિત્રપટના દર્શનથીજ પાગલ થઇ ગઇ હતી અને બાણાસુરનંદિની ઉષાકુમારી અનિરુદ્ધના સ્વપ્નદર્શનથી જ પ્રેમમુગ્ધ થઈ હતી. જો કે આમ પણ થાય છે; તથાપિ પ્રેમના વિકાસનો પ્રધાન ઉપાય કેવળ દર્શન જ છે અને તેથી એટલું તો સ્પષ્ટ જણાઈ આવે છે કે એ મતથી ભિન્ન તથા વિપરીત મતનું કદાપિ પરિપોષણ કરી શકાય તેમ નથી. અસ્તુ.

દર્શનનું અંગ નયન છે અને એ નયનને અક્ષિ, ચક્ષુ તથા નેત્ર આદિ અનેક નામોથી ઓળખવામાં આવે છે. કેટલીક ક્ષુદ્ર ક્ષુદ્ર શિરાઓ, તંત્રી તથા માંસપેશી એ ત્રણના એકત્ર સમાવેશવડે દર્શનવિજ્ઞાન–Optical Science–ના સુકૌશલ્યથી દર્શનમાટે આપણા હૃદયમાં કેટલાક ભાવોનો ઉદય થાય છે. આપણે પદાર્થને તો જોઇએ છીએ, પરંતુ જેનું ગઠન થયેલું હોય છે અને જે જડ હોય છે તેને જ કેવળ જોઇ શકીએ છીએ; અર્થાત્ આપણે પ્રકાશ, રંગ તથા ઉજ્જ્વલતાનું જ નિરીક્ષણ કરી શકીએ છીએ અને દર્શનકાર્ય તંત્રીમંડળની સહાયતાથી જ નિરંતર સિદ્ધ થતું હોય

છે. દ્વિતીયતઃ આપણે ગઠન, ગતિ, આકાર, દૂરત્વ તથા અવસ્થાને જોઇ શકીએ છીએ. જેવી રીતે જિવ્હાના કટુ આસ્વાદમાં આપણી વિરક્તિ અને મિષ્ટ આસ્વાદમાં આપણી અનુરક્તિ રહેલી હોય છે તેવી જ રીતે દર્શનથી પણ એવા જ પ્રકારના બે પરસ્પર વિપરીત ભાવોનો ઉદય થાય છે. કોઇ રંગ સુંદર કિંવા આકર્ષક હોય છે અને કોઇ રંગ મંદ તથા વિરક્તિજનક હોય છે; કોઇ ગઠન સુંદર તથા મનોહર હોય છે અને કોઇ ગઠન વિકૃત તથા ઘૃણાજનક હોય છે. જે ગઠન સુંદર તથા મનોહર હોય છે તેના દર્શનથી નયનની તંત્રીમંડલી તથા માંસપેશી એક પ્રકારના આનંદજનક વિશ્રામને અનુભવીને હૃદયમાં સંતોષની ઉદ્ભાવના કરી દે છે. સર્વ મનુષ્યોનાં તંત્રીમંડલો એક જ પ્રકારનાં નથી હોતાં અને તે હોઈ શકે પણ નહિ. આ વિશ્વમાં કોઇ પણ બે મનુષ્યોનું શરીરસંગઠન પણ એક જ પ્રકારનું નથી હોતું, તો પછી સર્વનાં તંત્રીમંડલો તો એક જ પ્રકારનાં ક્યાંથી અને કેવી રીતે જ હોઇ શકે વારૂ ? તંત્રીમંડલની વિભિન્નતાથી સર્વ મનુષ્યોનાં નયનોને એક જ વસ્તુ સમભાવથી સુંદર કિંવા અસુંદર નથી દેખાતી; અર્થાત્ એક મનુષ્યનાં નયનોને જે વસ્તુ સુંદર તથા મનોહર દેખાય છે તે જ વસ્તુ અન્ય મનુષ્યનાં નેત્રોને વિદ્રૂપ તથા ભયંકર દેખાય છે અને એ જ પ્રમાણે એક મનુષ્યનાં લોચનોને જે વસ્તુ વિદ્રૂપ તથા ભયંકર જણાય છે તે જ વસ્તુ અન્ય મનુષ્યનાં ચક્ષુઓને અત્યંત સુંદર તથા હૃદયહારિણી જણાય છે. અર્થાત્ અમુક એક મનુષ્યનાં નયનોને અમુક એક વસ્તુ કિંવા આકૃતિ સુંદર લાગે છે એટલે પછી તે વસ્તુ કિંવા આકૃતિને જોતાં જ તેના મનમાં એક પ્રકારના પ્રેમનો ઉદ્ભવ થવા માંડે છે; તે વસ્તુ કિંવા આકૃતિને એક વાર જોયા પછી બીજી વાર જોવા-માટેની તેની વાસના પ્રબળ થાય છે અને જેમ જેમ તે વસ્તુ કિંવા આકૃતિ વિશેષ અને વિશેષ તેના જોવામાં આવતી રહે છે તેમ તેમ તે વસ્તુ કિંવા આકૃતિને જોવામાટેની તેની ઇચ્છા પણ વધતી જ

રહે છે. અર્થાત્ પોતાની તે પ્રિય વસ્તુ કિંવા આકૃતિના દર્શનનો વારંવાર લાભ મળવા છતાં પણ તેને જોવામાટેની તેની લાલસા તૃપ્ત નથી થતી. અહીંથી–આ દર્શનથી–જ પ્રેમના વિકાસનો પ્રથમ આરંભ થાય છે અને તેથી જો એમ કહેવામાં આવે કે કેવળ નયન જ પ્રેમના બીજને હૃદયક્ષેત્રમાં દઢમૂલ કરી દેનારૂં એકમાત્ર યંત્ર છે તો તે કથનને કોઇ પણ અતિશયોક્તિમય કહી શકે તેમ છે જ નહિ. એક પુરાતન કવિએ નયનને પ્રેમના પ્રથમ પરિચાયક તરીકે ઓળખાવતાં સત્ય જ કહ્યું છે કે:–

> " નેણ પદારથ, નેણ રસ, નેણે નેણ મિલંત;
> અજાણ જનની પ્રીતડી, પરથમ નેણ કરંત ! "

અર્થાત્ પ્રિયવસ્તુ કિંવા પ્રિયજનના દર્શનમાટે હૃદયમાં જે આકુલતા થાય છે તે જ પ્રેમનું પ્રથમ સોપાન છે એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ એ જો કે સર્વથા સત્ય છે; તથાપિ એ તત્ત્વને પણ અહીં સ્મરણમાં રાખી લેવાનું છે કે મનુષ્ય પોતાની ઇચ્છાથી સર્વ કાર્ય કરી શકે છે; અને તેથી પ્રેમની વૃદ્ધિ કિંવા ક્ષીણતાનો આધાર મનુષ્યની પોતાની ઇચ્છાપર જ રહેલો હોય છે. મનુષ્યની એ ઇચ્છાશક્તિનો ઉલ્લેખ અહીં એટલામાટે કરવામાં આવ્યો છે કે અમુક એક વ્યક્તિના દર્શનથી તેને વારંવાર જોવા-માટેની વાસના આપણા હૃદયમાં ઉદ્‌ભવતી રહે છે અને તેના દર્શનમાટે આપણા પ્રાણ વ્યાકુલ રહ્યા કરે છે; પરંતુ તે વ્યક્તિની પ્રાપ્તિનો આપણા હસ્તમાં કોઇ પણ ઉપાય છે કિંવા નથી એનો વિચાર આપણે કરેલો જ નથી હોતો અને તેનું પરિણામ એ થાય છે કે તે વ્યક્તિની પ્રાપ્તિનો કોઈ પણ ઉપાય આપણા હસ્તમાં ન હોવાથી આપણને નિરાશાજન્ય અસહ્ય માનસિક કષ્ટ ભોગવવું પડે છે અને આપણો સમસ્ત જન્મ રોદન તથા વિલાપ-માં જ વીતી. જાય છે. આવી ઘટનાઓ વારંવાર તથા અચાનક ઘટી જતી હોવાથી અમારો સર્વને એ જ ઉપદેશ છે કે જે વ્યક્તિની

પ્રાપ્તિનો તમારા હસ્તમાં કોઇ પણ ઉપાય ન હોય તે વ્યક્તિમાં તેના દર્શનથી જો તમારો પ્રેમ બંધાઇ ગયો હોય, તો પરમાત્માએ તમોને જે પ્રબળ ઇચ્છાશક્તિ–Will power–સમર્પેલી છે તે પ્રબળ ઇચ્છા શક્તિની સહાયતાથી તમો તે વિશિષ્ટ તથા અપ્રાપ્ય વ્યક્તિ વિષયક પ્રેમની યથાસમય ક્ષીણતા કરી નાખજો; તે વ્યકિત વિષયક પ્રેમની વૃદ્ધિ થવા દેશો નહિ; નહિ તો પરિણામ એ જ થશે કે તમારે તમારા સમસ્ત જીવનને નિરાશા, નિઃશ્વાસ તથા અશ્રુપાતમાં જ વીતાડી દેવું પડશે. લયલાની પ્રાપ્તિનો મજનૂંના હસ્તમાં, **શીરીં**ની પ્રાપ્તિનો ફેરહાદના હસ્તમાં અને જુલિયટ્ની પ્રાપ્તિનો રોમિયોના હસ્તમાં કોઇ પણ સરળ તથા યોગ્ય ઉપાય ન હોવાથી એ ત્રણે આદર્શ પરંતુ અદીર્ઘદર્શી પ્રેમિકોના જીવનનું એવું જ મહાશોકજનક પર્યવસાન થયું હતું; માત્ર એટલું જ નહિ, પણ લયલા, **શીરીં** તથા જુલિયટ્ આદિ તેમની નિર્દોષ પ્રેમિકાઓને પણ આત્મહત્યા કરીને અકાળ મૃત્યુને સ્વીકારી લેવાના પ્રસંગો પ્રાપ્ત થયા હતા.

આ વિશ્વમાં જેટલા પણ સભ્ય માનવસમાજ અસ્તિત્વ ધરાવે છે તે સર્વ સભ્ય માનવસમાજમાં વિવાહની પ્રથા પ્રચલિત હોવાથી જે વ્યકિતના દર્શનથી તમારાં નયનો તૃપ્ત થયાં હોય તે વ્યક્તિ સાથે જો તમો લગ્નસંબંધ કરી શકો તેમ હોય, તો તેના દર્શનથી નેત્રોને યથેચ્છ તૃપ્ત કરતા રહો અને તેના દર્શનની અભિલાષાને હૃદયમાં વૃદ્ધિંગત કરતા રહો; પરંતુ જો તે વ્યક્તિ સાથે લગ્નના બંધનથી બંધાવાનો કોઈ પણ ઉપાય તમારા હસ્તમાં ન હોય, તો પુનઃ કોઇ વાર તે વ્યક્તિ પ્રતિ દૃષ્ટિપાત ન કરશો અને મનને સમજાવી પટાવીને તેનામાંથી વાળી લેવાનો જ દૃઢ પ્રયત્ન કરતા રહેજો. પ્રથમ તો હઠવાદિ મન તે પ્રિય વ્યકિતમાંથી પાછું વળતાં બહુ જ રોશે, કકળશે અને એવી જ અન્ય અનેક ચેષ્ટાઓ કરશે; પરંતુ તેની એ ચેષ્ટાઓ પ્રતિ લેશમાત્ર પણ લક્ષ ન આપશો અને મનની કોઇ પણ વાર્તાને સાંભળશો જ નહિ એટલે બે દિવસ પછી મનનો એ વેગ

પોતાની મેળે જ ઓછો થઈ જશે અને ત્યાર પછી ધીમે ધીમે તે વાસના તમારા હૃદયમાંથી સર્વથા અદશ્ય થઇ ગયેલી દેખાશે. વળી અન્ય સાવધાનતા એ રાખવાની છે કે જો તે વ્યક્તિની વિવાહ નામક ધર્મમાર્ગથી પ્રાપ્તિ થવાનો સંભવ ન હોય, તો અન્ય ઉપાયથી તેના પ્રેમોપભોગને પ્રાપ્ત કરી લેવાની ચેષ્ટા પણ કરશો નહિ; કારણ કે, એ ચેષ્ટાની સફળતામાટે તમારે પાપના માર્ગમાં પદસંચાર કરવો પડશે એ વાર્તાને તમારે કદાપિ ભૂલી જવાની નથી. એ તો તમો નિશ્ચયપૂર્વક જાણી રાખજો કે પાપના આશ્રયને સ્વીકારવાથી પ્રેમની પ્રાપ્તિ થતી જ નથી, પવિત્ર પ્રેમ પુણ્યમય સ્થાન વિના અન્ય કોઇ પણ સ્થાનમાં રહી શકતો જ નથી અને અપવિત્ર પ્રેમ કદાપિ ઇષ્ટપરિણામદાયક કિંવા કલ્યાણકારક થઇ શકતો જ નથી. અસ્તુઃ હવે આપણે ‘ કટાક્ષ ’ નો કાંઈક વિચાર કરીશું.

**કટાક્ષ**

કવિજનો, વિશેષતઃ પ્રેમિક જનો ‘કટાક્ષ’ના નામશ્રવણમાત્રથી જ ભયભીત થઇ જાય છે અને જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો તેમનો એ ભય સર્વથા સકારણ છે; કારણ કે, પ્રાણોને પળમાત્રમાં જ ઉદાસ કરી નાખનારો અને નિમેષમાત્રમાં જ પ્રાણોમાં એક પ્રકારના મહાવિલક્ષણ પરિણામને નિપજાવી દેનારો જો કોઇ પણ મોહનમંત્ર હોય, તો તે કેવળ ‘ કટાક્ષ ’ અને કટાક્ષ ’ જ છે એમાં તો કોઇ પ્રકારનો સંદેહ છે જ નહિ. રાજર્ષિ ભર્તૃહરિએ ‘કટાક્ષ’ના મહિમાને વર્ણવતાં જે ઉદ્‌ગાર કાઢ્યા છે તે આ છેઃ—

**“ तावदेव कृतिनां हृदि स्फुरत्येष निर्मल विवेकदीपकः ।**
**यावदेव न कुरंगचक्षुषां ताड्यते चपललोचनांचलैः ” ।**

અર્થાત્ “ જ્યાંસૂધી કુરંગનયના કામિનીના ચંચળ ચક્ષુકટાક્ષનો પાત થયેલો નથી હોતો ત્યાંસૂધી જ વિવેકી પુરુષના હૃદયમાં પણ નિર્મળ વિવેકરૂપ દીપક પ્રકાશી શકે છે.” એટલે કે, કુરંગનયના કામિનીના કટાક્ષનો આઘાત થતાંની સાથે જ વિવેકી પુરુષના હૃદય-

માંનો નિર્મળ વિવેકરૂપ દીપક પણ જ્યારે તત્કાળ બુઝાઈ જાય છે; તો પછી અવિવેકી પુરુષના હૃદયમાં તો વિવેકદીપકની જ્યોતિ અવિચળ ક્યાંથી જ રહી શકે વારૂ?

આથી સ્પષ્ટ જણાઇ આવે છે કે પ્રેમિકોમાટે કામિનીકટાક્ષ એક અતિશય ભયાવહ વસ્તુ છે એ સર્વથા નિઃસંદેહ છે; કારણ કે, કટાક્ષશરથી જેનું હૃદય ન આકર્ષાયું હોય એવો કોઈ વિરલ પુરુષ જ આ વિશ્વમાં મળી શકે તેમ છે અને તેટલામાટે હૃદયભૂમિમાં પ્રેમના બીજનું આરોપણ તથા દૃઢમૂલત્વ કરનાર એકમાત્ર અમોઘ અસ્ત્ર એ 'કટાક્ષ' જ છે એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી.

'કટાક્ષ' ની નૈસર્ગિક મહત્તા આવા પ્રકારની હોવા છતાં એ 'કાટાક્ષ' ના સંબંધમાં કેટલાક વિદ્વાનોનો એવો અભિપ્રાય પણ આપણા જોવામાં આવી શકે છે કે: "નયનનો જે કુત્સિત અથવા દુષ્ટ ભાવ છે તેને જ 'કટાક્ષ' નામથી ઓળખવામાં આવે છે; કારણ કે, આ વિશ્વમાં વિચરતા અનેક અસભ્ય તથા અશિક્ષિત અથવા સુશિક્ષિત નરપિશાચો પ્રેમપ્રાપ્તિ કિંવા વિકારતૃપ્તિના આશયથી કોઇ પણ નવયૌવના તથા રૂપસુંદરી યુવતીને જોતાંની સાથે જ નયનોની કુત્સિત વિલાસભંગી કરતા રહે છે તેમ જ અનેક વ્યભિચારિણી કિંવા વારવનિતાઓ પણ પુરુષોને પોતાના મોહપાશમાં સપડાવી લેવાના આશયથી એવા પ્રકારના કટાક્ષપાત કરતી રહે છે; અને એ સર્વ ચેષ્ટાઓ કટાક્ષને કુત્સિત ભાવદર્શક દૃષ્ટિપાત તરીકે જ સિદ્ધ કરી બતાવનારી છે." પરંતુ અમારી પોતાની માન્યતા અનુસાર આવા પ્રકારના કટાક્ષપાતમાં પ્રેમપ્રાપ્તિનો આશય તો નથી જ હોતો; માત્ર એટલું જ નહિ, પણ સચ્ચરિત્રશાલિની વ્યક્તિઓ આવા પ્રકારના કટાક્ષપાતને જોતાંની સાથે જ બાર ગાઉ જેટલા દૂર અંતરે પલાયન કરી જતી હોવાથી વિકારતૃપ્તિનો આશય પણ એથી ભાગ્યે જ સિદ્ધ

થઈ શકે છે. અમારો દૃઢ વિશ્વાસ છે કે કોઇ પણ ભદ્ર કુલકામિની કિંવા કોઇ પણ ભદ્ર યુવકથી આવા પ્રકારના કુત્સિત કટાક્ષપાતને જોતાં જ તેના પ્રતિ ઘૃણા દર્શાવ્યા વિના રહી શકાતું જ નથી અને તેથી એટલી વાર્તા તો નિર્વિવાદ સિદ્ધ થઇ જાય છે કે ભદ્ર યુવતીઓ તથા ભદ્ર યુવકોના હૃદયમાં એવા પ્રકારના કુત્સિત કટાક્ષપાતનું કાંઇ પણ અનિષ્ટ પરિણામ ક્વચિત્ તથા અપવાદરૂપ જ થઇ શકે છે.

સ્ત્રી તથા પુરુષ ઉભયનાં નેત્રોમાં ' કટાક્ષ ' નું અસ્તિત્વ રહેલું હોય છે. નયનોની ઐકાન્તિકી કાતર દૃષ્ટિનું જ નામ ' કટાક્ષ ' છે; એ વિના ' કટાક્ષ ' કોઈ અન્ય વસ્તુ નથી. લાલસાવૃત્તિને હૃદયમાંથી સર્વથા દૂર કરી દઇને ' તમારા વિના આ સંસારમાં મારૂં અન્ય કોઇ પણ નથી; આ વિશ્વમાં મને તમારા કરતાં અધિક પ્રિયતમ હોય તેવી કોઇ પણ વસ્તુ અસ્તિત્વ ધરાવતી જ નથી; જો તમારા હૃદયમાં દયાનો નિવાસ ન હોય, તો ભલે મારી સાથે ન બોલો; પરંતુ મારાં નેત્રો સમક્ષ સ્થિરતાથી ઊભા રહેવાની ઉદારતા તો દર્શાવો કે જેથી હું તમારા મુખચન્દ્રને જીવ ભરીને જોઇ લઉં; કારણ કે, તમારા અવલોકનથી મારા હૃદયમાં જે એક પ્રકારના આનંદનો ઉદ્ભવ થાય છે તે આનંદ સર્વથા અવર્ણનીય તથાઅનિર્વચનીય છે !' આવા પ્રકારના ભાવને જાણે દર્શાવી રહી હોયની તેવી નયનભંગિથી પોતાની પ્રિયતમા વ્યકિતનું જે નિરીક્ષણ તે જ કટાક્ષપાત છે. અહીં એ રહસ્યને પણ અવશ્ય લક્ષમાં રાખી લેવાનું છે કે આવા પ્રકારના ભાવોને દર્શાવનારા કટાક્ષપાતમાં લજ્જા તથા ભય આદિ ભાવો પણ અવશ્ય વિદ્યમાન હોવા જ જોઈએ કે જેમના યોગે તે પ્રિયતમા વ્યકિતને જોવાની તમારી ચેષ્ટા તે પ્રિયતમા વ્યક્તિના જોવામાં આવી જતાં તમારાથી તત્કાળ લજ્જા દર્શાવીને પોતાનાં નયનોને નીચાં ઢાળી શકાય અને તે પ્રિયતમા વ્યક્તિ તમારા મુખમંડળમાં પોતાની દૃષ્ટિને સ્થિર કરે તે પૂર્વે તો તમારાથી પોતાની દૃષ્ટિને તેના મુખમંડળમાંથી પાછી ખેંચી લઇ શકાય. આવા પ્રકારની લજ્જાને યથા-

સમય દર્શાવવાથી, તમારી તે પ્રિયતમા વ્યક્તિ, તેની તમારા પ્રતિ દૃષ્ટિપાત કરવાની ઇચ્છા ન હોવા છતાં પણ, તમારી કાતર દૃષ્ટિથી ઉત્તેજિત થઇને કિંવા આકર્ષાઈને તમારા પ્રતિ તીવ્ર દૃષ્ટિપાત કરી રહી છે એમ તત્કાળ તમારા જોવા તથા જાણવામાં આવી જશે. આવા પ્રકારના નેત્રસંમેલન કિંવા કટાક્ષસંમેલનના યોગે જ હૃદયક્ષેત્રમાં પ્રેમવૃક્ષ અંકુરિત થાય છે અને હૃદયક્ષેત્રમાં પ્રેમવૃક્ષને અંકુરિત કરનાર દૃષ્ટિપાતને જ વાસ્તવિક 'કટાક્ષ' કહેવામાં આવે છે. ગ્રંથકારો આ ભાવને દર્શાવવામાટે જ 'કટાક્ષ' શબ્દનો પ્રયોગ કિંવા વ્યવહાર કરતા રહે છે અને તે નીચેના એક જ દૃષ્ટાન્તથી સારી રીતે આપણા જાણવામાં આવી શકે છેઃ—

"એક વર્ષ પછી સુરેન્દ્ર તથા નલિનીને પરસ્પર મુખદર્શન તથા વાર્તાલાપનો અવસર મળ્યો. * * નલિનીએ એક વાર સુરેન્દ્ર પ્રતિ દૃષ્ટિપાત કર્યો અને સુરેન્દ્ર પણ નલિનીને જોવા લાગ્યો. ચાર નેત્રોનું પરસ્પર સંમેલન થઇ ગયું અને એ નેત્રસંમેલનનું અન્ય શું પરિણામ થયું તે અમો નથી જાણતા. યુવક તથા યુવતીના નેત્રસંમેલનનું નિરંતર કાંઈક આવું જ પરિણામ આવતું હોવું જોઇએ એમ જણાય છે. * * નલિનીએ સુરેન્દ્રની દૃષ્ટિને પોતાના મુખમંડળમાં સ્થિર થયેલી જોઇને પ્રથમ તો પોતાનાં નયનોને લજ્જાથી નીચાં ઢાળી લીધાં, પરંતુ નિમેષમાત્રમાં જ જાણે તેના મુખને કોઇએ ઉન્નત કરી દીધું હોયની! તેવી રીતે પુનઃ ઉન્નત મુખથી તે સુરેન્દ્રને જોવા લાગી અને સુરેન્દ્રની દૃષ્ટિ પ્રથમથી જ તેના મુખમંડળમાં સ્થિર થયેલી હોવાથી પુનઃ તેમનાં નયનોનું પરસ્પર સંમેલન થઇ ગયું. આ દ્વિતીય વારના નેત્રસંમેલનથી સુરેન્દ્ર કાતર થયો, આ દ્વિતીય વારના નયનસંયોગથી તેનો જ્ઞાન-રાશિ વિસ્મૃતિના વારિધિમાં નિમજ્જિત થઇ ગયો અને કુસુમશર—કામદેવ—ના વિષમ શરસંધાનથી તે નિપતિત થતાં પારધીના જાળમાં સપડાયલા પક્ષી પ્રમાણે બન્દી થઈ ગયો, વ્યાધની બંસીના ધ્વનિથી

મુગ્ધ થયેલા હરિણ પ્રમાણે મુગ્ધ થઈ ગયો અને બાણવિદ્ધ કુરંગ પ્રમાણે પ્રેમબાણવિદ્ધ થઇને તડફડવા મંડી ગયો."

સુરેન્દ્રની અચાનક આવી અવસ્થા કેમ અને શા કારણથી થઇ ગઇ વારૂ ? એ પ્રશ્નનું ઉત્તર એ જ છે કે નલિનીની લજ્જા તથા ભયથી મંડિત અને ઐકાન્તિકી પ્રેમયુક્ત દૃષ્ટિએ અથવા તો જેને 'કટાક્ષ' નામથી ઓળખવામાં આવે છે અને જેના યોગે સૃષ્ટિ, સ્થિતિ તથા લય એ સર્વ કાર્યો નિષ્પન્ન થતાં દેખાય છે તે રમણીના કટાક્ષપાતે જ સુરેન્દ્રની આવી દયાજનક અવસ્થા કરી નાખી હતી. જો નલિનીએ લજ્જા તથા ભયદર્શક ભાવથી, એક વાર નયનોને નીચાં ઢાળીને તેમ જ ચિત્તમાં તન્મયતાને ધારણ કરીને સુરેન્દ્રપ્રતિ દૃષ્ટિપાત કરવાને બદલે નયનના વિલાસભંગિમય કુત્સિત આકારથી જ સુરેન્દ્રને જોયો હોત, તો તેથી સુરેન્દ્રની આટલી સીમા પર્યન્ત મુગ્ધતા થવાનો સંભવ રહેત નહિ; માત્ર એટલું જ નહિ, પણ જો સુરેન્દ્ર પોતે સત્સ્વભાવસંપન્ન તથા પવિત્રચરિત્ર યુવક હોત, તો નલિનીના આવા પ્રકારના કુત્સિત કટાક્ષપાતથી વિરક્ત થઇને નલિનીથી સો યોજન દૂર પલાયન કરી ગયો હોત. પરંતુ નલિનીનો એ જેને વાસ્તવિક કટાક્ષ કહેવામાં આવે છે તે જ વાસ્તવિક કટાક્ષ હતો અને વાસ્તવિક કટાક્ષથી દૂર જવાનું સામર્થ્ય કોઈમાં પણ ન હોવાથી સુરેન્દ્ર તે કટાક્ષબાણથી વીંધાઈ ગયો હતો. તમારૂં મન ગમે તેવું તથા ગમે તેટલું કઠિન હોય, છતાં પ્રકૃત કટાક્ષબાણના વિષમ સંધાનથી તમો આપતિત નં થાઓ એ સર્વથા અસંભવનીય હોવાથી અમો નિશ્ચયપૂર્વક ઘોષણા કરીને કહીએ છીએ કે તમારે વાસ્તવિક કટાક્ષપાતમાં તો અવશ્ય બદ્ધ થવું જ પડશે, એટલે કે તમારા જાણવામાં ન આવી શકે તેવી રીતે તમારૂં હૃદય હૃદયહારિણીના કટાક્ષજાલમાં બદ્ધ થયા વિના નથી રહેવાનું તે નથી જ રહેવાનું.

જે વેળાયે કટાક્ષબાણથી એકસમયાવચ્છેદે ઉભય વ્યક્તિઓ-

યુવતી તથા યુવક અથવા સ્ત્રી તથા પુરુષ—આત્મવિસ્મૃત થઈ જાય છે તે વેળાયે એ ઉભય વ્યક્તિઓમાંની કોઇ પણ વ્યક્તિ અન્ય વ્યક્તિના મનોભાવને સ્પષ્ટતાથી જાણી શકતી નથી અને તેથી આવા સમયમાં તેમના માટે કટાક્ષબાણ જેવી રીતે અમૃતમય તેવી જ રીતે વિષમય પણ થઇ પડે છે. ઉપર સુરેન્દ્ર તથા નલિનીની કટાક્ષબાણ-જન્ય જે અવસ્થા દેખાડવામાં આવી છે તે અવસ્થા થયા પછી એક દિવસ અને એક રાત્રિ જેટલો સમય વીતી ગયો અને ત્યાર પછી સુરેન્દ્ર તથા નલિનીને દ્વિતીય વાર પરસ્પર સાક્ષાત્કારનો પ્રસંગ પ્રાપ્ત થયો,—"તેમને પરસ્પર સાક્ષાત્કારનો પ્રસંગ પ્રાપ્ત થયો એ જો કે સત્ય હતું, કિન્તુ તેમનામાં પ્રથમ વારના સાક્ષાત્કારના સમ-યના ભાવનો અંશમાત્ર પણ અત્યારે જોવામાં આવતો ન હોતો. તે ઉભયમાંથી ચંચલતા, આકાંક્ષા, આશા તથા પિપાસા આદિ સર્વ ભાવોનો લોપ જ થઇ ગયો હોય ની! એવી સ્થિતિ દૃષ્ટિગોચર થતી હતી. નલિનીનાં ઉભય નેત્રો અર્ધવિકસિત પુષ્પ સમાન અથવા તો વર્ષાકાલિક વાયુવિતાડિત કમલ સમાન ડૂબેલાં દેખાતાં હતાં. પૂર્ણિમાનો ચન્દ્ર જેવી રીતે મેઘાવૃત્ત થઇ જાય છે તેવી રીતે સુરેન્દ્રનાં નેત્રોની તારાઓએ જાણે પોતાની નિરીક્ષણશક્તિને સર્વથા ખોઇ નાખી હોય ની! અને તેથી જાણે તે મહાટષ્ટપૂર્વક કોઇ પણ વસ્તુનું અવલોકન કરી શકતો હોય ની! તેવા ભાવથી નલિનીના મુખનું અવલોકન કરી રહ્યો હતો. તો શું નલિનીના મુખમંડળમાં એટલી સીમા પર્યન્ત સુન્દરતા ભરેલી હતી કે જેથી સુરેન્દ્ર પોતાનાં નય-નોને ત્યાંથી અન્ય દિશામાં વાળી જ શકતો ન હોતો? કેવળ સુરે-ન્દ્રનાં નયનો જ નલિનીના મુખમંડળમાં અખંડ સંલગ્ન થયેલાં હતાં એમ ન હોતું, કિન્તુ નલિનીનાં નયનો પણ સુરેન્દ્રના વદન-મંડળને ત્યાગીને અન્યત્ર જઈ શકતાં ન હોતાં. સુરેન્દ્ર તથા નલિની! અત્યારે તમારા સમક્ષ આવાં સુન્દર વસ્ત્રો, આટલા મનોહર અલં-કારો, આવો આમોદ તથા આવો પ્રમોદ વિદ્યમાન હોવા છતાં

એમાંની એક પણ વસ્તુ તમોને સુંદર તથા નિરીક્ષણીય નથી ભાસતી કે શું? જુઓ તો ખરાં, તમારાં જેવાં જ નર તથા નારીઓ તમારા સમાન નથી કે જેથી તે સર્વને વર્જ્ય કરીને તમો ઉભય વ્યક્તિઓ એક બીજાના મુખને જ એકાગ્રતા તથા તલ્લીનતાથી જોઇ રહી છો? તમારી દૃષ્ટિ અન્યત્ર ક્યાંય પણ નથી. ધન્ય છે તમારી આ સ્થિતિના ઉત્પાદક પ્રણય દેવને!"

સત્ય છે કે વાસ્તવિક કટાક્ષ કટાક્ષલક્ષ્ય વ્યક્તિને કયા ક્ષણે કેવા પ્રકારના ઐન્દ્રજાલિક વ્યાપારમાં મુગ્ધ કરી નાખશે એનો કોઇથી કશો પણ નિશ્ચય કરી શકાતો નથી. અર્થાત્ કટાક્ષબાણથી જેનું મન મુગ્ધ થવાનો સંભવ જ ન હોય એવી કોઇ વ્યક્તિ જો આમ મર્ત્યલોકમાં અસ્તિત્વ ધરાવતી હોય તો તે વ્યક્તિ માતૃઉદરમાંથી જન્મવાને બદલે સ્વર્ગમાંથી જ અવનીતલપર ઊતરી આવેલી અને માતૃદુગ્ધપાનને બદલે સુધાના પાનથી જ પોષાયલી હોવી જોઇએ. સત્ય જ કહેવામાં આવ્યું છે કે, 'સુભાષિત સંગીત તથા યુવતીની લીલાથી જે પુરુષનું મન મુગ્ધ નથી થતું તે પુરુષ કાં તો યોગી હોવો જોઇએ અને કાં તો પશુ હોવો જોઇએ.' ઉર્દૂ ભાષાના એક કવિએ પણ એ વિષયના સંબંધમાં એવા જ ઉદ્‌ગારો કાઢેલા છે કેઃ—

"ઔરતપે જો શયદા નહીં;
ઔરતસે વો પયદા નહીં!"

અર્થાત્ 'સ્ત્રીમાં જેનું મન મુગ્ધ નથી થતું તે પુરુષ સ્ત્રીથી ઉત્પન્ન થયેલો જ નથી.' આ કારણથી જ અમો પણ કહીએ છીએ કે કટાક્ષ પ્રેમની ઉત્પત્તિનું એક પ્રધાનતમ અસ્ત્ર છે અને તેથી જો એ અસ્ત્રનો યથોચિત ભાવથી વ્યવહાર કરવામાં આવે, તો પ્રેમના યુદ્ધમાં અવશ્ય વિજય મેળવી શકાય છે. અનેક મનુષ્યો અસિ–તલ્વારને પોતાના હસ્તમાં ધારણ તો કરી શકે છે; પરંતુ જેમને એ અસિને ચલાવવાની વિદ્યા નથી આવડતી તેઓ અજ્ઞાનવશતાથી

અસિને ઉગામવા જતાં પોતાના જ હસ્ત આદિને કાપી નાખે છે અને જેઓ અસિચાલનવિદ્યામાં નિપુણ હોય છે તેઓ એ જ અસિની સહાયતાથી કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના આત્મરક્ષા તથા સ્વાર્થ-સિદ્ધિ કરી શકે છે. સારાંશ કે, જેના યોગે અસ્ત્રનો યથોચિત ભાવથી વ્યવહાર કરી શકાય તે જ્ઞાનની સર્વથી પ્રથમ તથા અનિવાર્ય આવશ્યકતા છે એ તત્ત્વને નિરંતર સ્મરણમાં રાખી લેવાનું છે.

**પ્રેમભાષા કિંવા નેત્રભાષા**

પ્રેમની એક સ્વતંત્ર ભાષા હોય છે અને તે ભાષાને બોલવાનું કાર્ય નયનોની સહાયતાથી જ પૂર્ણ કરી શકાય છે. એ પ્રેમની ભાષા મુખયંત્રદ્વારા ઉચ્ચારી શકાતી નથી અને એ રહસ્યને કેવળ પ્રેમી મનુષ્યો જ જાણી શકે છે. એક પુરાતન કવિએ સત્યજ કહ્યું છે કેઃ—

"નયન વસ્તુ ને નયન રસ, નયને નયન મિલંત;
પ્રેમભાવને નયન એ, પલમાં પ્રકટ કરંત !"

નયનો સાથે નયનોનો વાર્તાલાપ પ્રેમિક તથા પ્રેમિકાને જેટલો મધુર ભાસે છે અને એ નેત્રભાષાથી જેટલા સ્પષ્ટ સ્વરૂપમાં તેમના હૃદયસ્થ પ્રેમભાવનું પ્રકટીકરણ થાય છે તેટલા સ્પષ્ટ સ્વરૂપમાં અન્ય કોઇ પણ સાધન દ્વારા તેમના હૃદયસ્થ પ્રેમભાવનો પ્રકાશ થઇ શકતો નથી. માત્ર એક જ વાર ચકિત ચક્ષુથી એક બીજાને જોતાંની સાથે જ તેમનો જેટલો વાર્તાલાપ પરિસમાપ્ત થઈ જાય છે તેટલો જ વાર્તાલાપ જો મુખથી કરવામાં આવે તો તેની પરિસમાપ્તિમાટે તેનાથી શતગુણ સમય પણ ભાગ્યે જ પર્યાપ્ત થઇ શકે. એ નેત્રભાષાને વ્યવહારમાં યોજતી વેળાયે જેવી રીતે નેત્રોના સંકોચ તથા વિકાસની આવશ્યકતા નથી હોતી તેવી જ રીતે નેત્રોની વિલાસવિભંગિની પણ આવશ્યકતા નથી હોતી; કારણ કે, એ કાર્ય નેત્રોના ક્ષણિક સંમેલનદ્વારા કોઇ પણ પ્રકારના ધ્વનિ વિના જ સંપન્ન કિંવા

સમાપ્ત થઈ જાય છે. આનું એક ઉદાહરણ અહીં આપવામાં આવે છેઃ—

" રોહિણી નિશાકરને જોઇને પોતાના મનમાં કહેવા લાગી કેઃ ' આ યુવક કોણ ? આને જોતાંની સાથે જ એમ જણાઈ આવે છે કે આ યુવક આ પ્રદેશનો નિવાસી નથી. " * * * રોહિણી આવા પ્રકારના વિચારમાં તલ્લીન થયેલી હતી એટલામાં નિશાકરે પોતાના મુખને ઉન્નત કરીને ઉપર છજા પ્રતિ દૃષ્ટિપાત કરતાં ચાર નયનોનું અચાનક સંમેલન થઇ ગયું. એ ચાર નયનોનો પરસ્પર કાંઈ પણ વાર્તાલાપ થયો કે કેમ એ અમો નથી જાણતા અથવા તો જાણવા છતાં તેનો પ્રકાશ કરવા નથી ઇચ્છતા; કિન્તુ અમારા સાંભળવામાં આવેલું છે કે આવી રીતે ચાર નયનોનો પરસ્પર વાર્તાલાપ થઇ શકે છે અને એ નિત્યની એક સામાન્ય ઘટના છે."

બંકિમચંદ્રકૃત " કૃષ્ણકાન્તેર વિલ્ " પરિચ્છેદ ૩૭ મો.

અર્થાત્ પ્રેમિક તથા પ્રેમિકાનાં ચાર નયનોનું સંમેલન થતાં આવી રીતે તે ચાર નયનોનો વાર્તાલાપ થતો રહે છે; પરંતુ એ નેત્રભાષા એવી વસ્તુ નથી કે જેનું કોઇને શિક્ષણ આપી શકાય; કારણ કે, એ નેત્રભાષાની ઉત્પત્તિનું કારણ પ્રેમ હોવાથી હૃદયમાં પ્રેમનો આવિર્ભાવ થતાંની સાથે જ એ નેત્રભાષાનો પણ નયનોમાં પોતાની મેળે જ આવિર્ભાવ થઇ જાય છે. પરંતુ એ સાથે અહીં એ વાર્તાને પણ લક્ષમાં રાખી લેવાની આવશ્યકતા છે કે જે વેળાયે આવા પ્રકારની પ્રેમભાષા કિંવા નેત્રભાષાને વ્યવહારમાં યોજવાનો પ્રસંગ આવી પડે તે વેળાયે એટલે કે નયનોના પરસ્પર વાર્તાલાપના સમયમાં હૃદયમાંથી લાલસાવૃત્તિને સંપૂર્ણ ભાવથી દૂર કરી દેવાની અનિવાર્ય આવશ્યકતા હોય છે; કારણ કે, અમારી પોતાની માન્યતા અનુસાર જ્યાં સુધી હૃદયમાં લાલસાવૃત્તિને વર્તમાન રહે છે ત્યાં

સુધી એ નયનભાષા જેટલા સુંદર સ્વરૂપમાં થવી જોઇએ તેટલા સુંદર સ્વરૂપમાં પરિસ્ફુટ થઇ શકતી નથી.

ગમે તેમ હોય પરંતુ એટલી વાર્તા તો સર્વથા સત્ય તથા નિશ્ચયાત્મક છે કે પ્રેમિક તથા પ્રેમિકાનો પોતાનાં નયનોની સહાયતાથી થતો એ વાર્તાલાપ એક અત્યંત મધુર પદાર્થ છે અને તે પણુ વળી એટલી સીમા પર્યન્ત છે કે એના જેવો મધુર ભાવ અન્ય કોઇ પણુ વસ્તુમાં હોતો જ નથી.

અહીં એ રહસ્યને પણુ જણાવી દેવાની આવશ્યકતા છે કે દર્શન મદનરાજનું પ્રધાન શર–બાણુ–હોવાથી પ્રેમની આ ક્રિયાનો પણુ દર્શનવિજ્ઞાનમાં અંતર્ભાવ થઇ જાય છે; કારણુ કે, ઉભય પ્રેમિક વ્યક્તિઓના પરસ્પર સાક્ષાત્કાર વિના આ નયનભાષાનો ઉદ્‌ભવ થતો જ નથી. અર્થાત્ જો પ્રિય વ્યકિત દૃષ્ટિથી દૂર હોય છે તો નેત્રો તેના દર્શનનાં પિપાસુ થઇ જાય છે અને પ્રેમિક વ્યક્તિનું હૃદય કામદેવના વિષમ આઘાતથી બળીને ભસ્મીભૂત થવાની અણીપર આવી લાગે છે એમાં તો કોઇ પણુ પ્રકારનો સંદેહ છે જ નહિ. પ્રિયજનના દર્શનથી એ જ્વાળા શમી જાય છે અને નયનભાષા હૃદયમાં સુધાનું સિંચન કરી દે છે.

**શ્રવણુ**

‘બોધ’ શ્રવણેન્દ્રિયદ્વારા હૃદયમાં ‘ભાવ’ નો ઉદ્‌ભવ કરી દે છે એ તો પૂર્વે કહેવાયલું જ છે તેમ જ એ વાર્તાનો પણુ ઉલ્લેખ થઈ ગયો છે કે એ શ્રવણેન્દ્રિયની બોધશક્તિદ્વારા હૃદયમાં જે ‘ભાવ’ નો ઉદય થાય છે તે ‘ભાવ’ કવિજનોની માન્યતા અનુસાર પંચશર અથવા કામદેવનું એક શર છે અને એ શર પ્રેમિક વ્યકિતના હૃદયમાં અચાનક પ્રેમપાવકની પ્રચંડ જ્વાળાને ઉત્પન્ન કરી દેવાનું સંપૂર્ણ સામર્થ્ય ધરાવે છે.

સખીના મુખથી કેવળ કૃષ્ણુનાં રૂપ તથા ગુણુ આદિનું વર્ણુન સાંભળીને જ રાધિકા કૃષ્ણુ વિષયક પ્રેમથી ઉન્મત્ત થઈ ગઇ હતી

અને તેના હૃદયમાં કુસુમશરના વિષમ શરનો અસહ્ય આઘાત થઇ ગયો હતો એ કથા સર્વત્ર વિખ્યાત છે. અમુક વ્યક્તિનાં રૂપ તથા ગુણ આદિની કથાના શ્રવણથી જ અનેક મનુષ્યો પ્રણયોન્મત્ત થઇ જવાનાં જેટલાં જોઇએ તેટલાં ઉદાહરણો આપણને મળી શકે તેમ છે. સુપ્રસિદ્ધ આંગ્લ નવલકથાકાર સ્વ. લૉર્ડ લિટનકૃત એક નવલ-કથાની નિડિયા નામક એક અંધ પુષ્પવિક્રેત્રી નાયિકાનો પ્રેમ અમારા એ કથનનું એક ઉજ્જવલ ઉદાહરણ છે અને બંગાળાના સાહિત્યગુરુ સ્વ. બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયે લૉર્ડ લિટનના એ જ પુસ્તકના આધારે 'રજની' નામક જે નવલકથાની રચના કરેલી છે તેમાં પણ અંધ રજનીના હૃદયમાં કેવળ કથાના શ્રવણથી જે પ્રેમનો ઉદ્‌ભવ થયેલો છે તે પણ અમારા આ કથનને પુષ્ટિપૂર્વક સત્ય સિદ્ધ કરી બતાવનારો છે. પરંતુ આમ કેમ થાય છે ? કેવળ કથાના શ્રવણથી જ કેટલાક લોકો પ્રેમોન્મત્ત થઇને પોતાના હૃદયમાં મદનના દારુણ બાણના આઘાતને શા કારણથી અનુભવવા માંડે છે ? આવા પ્રકારના પ્રશ્નો કેટલાક મનુષ્યો પૂછે એ સ્વાભાવિક હોવાથી આ વિષયને અમો કાંઇક વિસ્તારપૂર્વક ચર્ચવા ઇચ્છીએ છીએ.

કર્ણ અથવા કાન શ્રવણેન્દ્રિય છે. કર્ણકુહરમાં 'પટહ'નામક એક અતિસૂક્ષ્મ ચર્મભાગ રહેલો હોય છે. કોઇ પણ વસ્તુમાં આઘાત થતાં તે વસ્તુ કંપી જાય છે, તે વસ્તુના કંપના યોગે વાયુમંડળમાં કંપનો આવિર્ભાવ થાય છે અને એ કંપિત વાયુનો કર્ણમાંના 'પટહ' નામક અતિ સૂક્ષ્મ ચર્મમાં આઘાત થતાં આપણને શબ્દનો બોધ થાય છે. ત્યારપછી એ શબ્દ ત્યાંથી કર્ણવિવરમાં પ્રવેશ કરીને હૃદયમાં ભાવનો ઉદ્રેક કરી દે છે.

શબ્દ આવી રીતે હૃદયમાં પ્રવેશીને જો કે ભાવનો ઉદય તો કરી દે છે; પરંતુ તિક્ત સ્વાદનો અનુભવ તથા મિષ્ટ સ્વાદનો અનુભવ જેવી રીતે અનુક્રમે વિરક્તિ તથા આસક્તિનો ઉત્પાદક થઇ પડે છે તેવી જ રીતે અમુક પ્રકારનો શબ્દ હૃદયમાં વિરક્તિને ઉપ-

જાવી દે છે અને અન્ય શબ્દ હૃદયમાં આસક્તિને ઉત્પન્ન કરી દે છે. કોકિલના સ્વરનો આપણાં કર્ણકુહરમાં પ્રવેશ થતાંની સાથે જ તેના યોગે આપણા હૃદયમાં જે ભાવનો ઉદય થાય છે તે ભાવ હૃદયપાત્રને આનંદામૃતથી છલકાવી દે છે અને કર્કશકંઠ દિવાભીત -ઘૂવડ-નો સ્વર સાંભળીને હૃદયને એક પ્રકારના દુઃખનો જ અનુભવ થવા માંડે છે.

પ્રત્યેક મનુષ્યની ભાવગ્રાહિકા શક્તિ સર્વથા સ્વતંત્ર હોય છે એ તત્ત્વ સવમાન્ય હોવાથી એના અધિક વિવેચનની આવશ્યક્તા નથી, અર્થાત્ શબ્દનો બોધ સમાન ભાવથી થતો હોવા છતાં પણ તે બોધ હૃદયમાં ભાવરૂપે પ્રવેશ્યા પછી સર્વ મનુષ્યોનાં હૃદયોમાં એક જ પ્રકારની ક્રિયા નથી કરતો. તમોને અને અમોને રણવાદ્યોનો ધ્વનિ અત્યંત ભયંકર ભાસે છે, પરંતુ રણવીર સૈનિકોમાટે એ જ રણવાદ્યોનો ધ્વનિ અત્યંત આનંદજનક તથા ઉન્મત્તતાનો ઉત્પાદક થઇ પડે છે તેમ જ સિંહ તથા વ્યાઘ્ર આદિ હિંસ્ર પશુઓની ગર્જનાના શ્રવણથી જો કે સામાન્ય પ્રવાસિજનોના મનમાં મહાદારુણ ભીતિવ્યંજક ભાવનો જ ઉદય થાય છે; તથાપિ સિંહ તથા વ્યાઘ્રની મૃગયા જેમનો વ્યવસાય હોય છે અથવા તો સિંહ તથા વ્યાઘ્ર આદિને વિદારવાનો જેમનો નિત્યનો અભ્યાસ થઇ ગયેલા હોય છે તેમના મનમાં તો સિંહતથા વ્યાઘ્ર આદિ હિંસ્ર પશુઓની ગર્જનાના શ્રવણથી આનન્દનો અતિરેક જ થવા માંડે છે. તમોને જે શબ્દ અથવા ધ્વનિ મધુર ભાસતો હોય તે જ શબ્દ અથવા ધ્વનિ અમોને મધુર નથી ભાસતો; માત્ર એટલું જ નહિ, પણ અમોને તો તેમાં કઠોરતાનો જ સાક્ષાત્કાર થતો રહે છે; ઢોલના ધ્વનિને સાંભળીને કેટલાક મનુષ્યો જ્યારે આનન્દને અનુભવે છે ત્યારે કેટલાક મનુષ્યો ભયંકર વિરક્તિને જ અનુભવતા રહે છે; કેટલાક મનુષ્યો અત્યંત-ઉચ્ચસ્વરમય સંગીતના શ્રવણથી સંતુષ્ટ થતા દેખાય છે અને કેટલાક મનુષ્યોને મધ્યમસ્વરયુક્ત સંગીત જ આહ્લાદજનક જણાય

છે. સારાંશ કે, પ્રત્યેક મનુષ્યને પોતપોતાની ભાવગ્રાહકતા અનુસાર અમુક શબ્દ અથવા ધ્વનિ મધુરું કિંવા કઠોર ભાસે છે. જેનો જેવો ભાવ–ગ્રાહિકા શકિત–હોય છે તે મનુષ્ય તદનુસાર–તદ્રૂપ–સ્વરના શ્રવણથી આનંદોન્મત્ત થઇ જાય છે, તે સ્વરને સાંભળવાની વારંવાર ઇચ્છા કર્યા કરે છે અને જો તે સ્વર તેના સાંભળવામાં નથી આવી શકતો, તો તેનું હૃદય બળવા અથવા ભસ્મીભૂત થવા માંડે છે અને જાણે તે બાણવડે વીંધાઇ ગયો હોયની! તેવા પ્રકારની યંત્રણાનો તેને અનુભવ થતો રહે છે.

જે વ્યકિતમાં આપણો પ્રેમ બંધાયલો હોય છે અથવા તો જે વ્યકિત આપણને પ્રિય હોય છે તે વ્યકિતનો સ્વર આપણને સુંદર તથા મધુર જણાય એ સર્વથા સ્વાભાવિક જ છે; કારણ કે, આપણી ભાવગ્રાહિકા શકિત તેના કર્કશ કંઠમાં પણ પ્રેમના કારણથી મધુરતાને અનુભવતી હોય છે અને તેથી અન્ય મનુષ્યોમાટે તેનો કર્કશ કંઠ કષ્ટદાયક હોવા છતાં આપણામાટે તો તે કંઠ સ્વર્ગીય માધુર્યનો જ પરિચાયક થઇ પડે છે. આના સંબંધમાં એક કવિએ એક પ્રેમિકના મુખમાંથી તેની પ્રિયતમાને સંબોધીને જે ઉદ્‍ગારો કઢાવ્યા છે તે ઉદ્‍ગારોને અહીં ઉદ્ધૃત કર્યા વિના અમો રહી શકતા નથી. તે ઉદ્‍ગારો આ છેઃ—

> " स्निग्ध मालप सुरुक्षमेव वा
> त्वत्कथैव सखि मे रसायनम् ।
> शीतलं सलिल मुष्णमेव वा
> पावकं हि शमयेद संशयम् " ॥

એનો ભાવાર્થ એવો થાય છે કેઃ " હે પ્રિયતમે, તું સ્નિગ્ધ વાણી વડે કિંવા રુક્ષ વાણીને આલાપતી રહે એ મારામાટે તો સમાન જ છે; કારણ કે, મારું જો કોઇ પણ રસાયન હોય, તો તે માત્ર તારા મુખમાંથી નીકળતા શબ્દો જ છે; અર્થાત્ જળ શીતળ હોય કિંવા ઉષ્ણ હોય તો પણ તે જેવી રીતે પ્રજ્વલિત પાવકને શાંત

કરી નાખે છે કિંવા શમાવી દે છે; તેવી જ રીતે તારા શબ્દો સ્નિગ્ધ હોય કિંવા રુક્ષ હોય છતાં તેમનામાં મારા હૃદયની જ્વાળાને શમાવી દેવાનું સમાન સામર્થ્ય રહેલું છે. ”

જ્યારે કોઈ પણ વ્યક્તિનો સ્વર આપણી ભાવગ્રાહકતા અનુસાર આપણને મધુર તથા આકર્ષક જણાય છે ત્યારે તે સ્વરને પુનઃ એક વાર સાંભળવામાટે આપણા પ્રાણ સ્વાભાવિક જ અસ્થિર કિંવા ઉત્કંઠિત થઇ જાય છે અને એ અસ્થિરતા કિંવા ઉત્કંઠાના યોગે જ આપણા હૃદયમાં ક્રમશઃ પ્રેમનો સંચાર થતો રહે છે. અર્થાત્ જો આપણી પ્રેમિક થવાની કિંવા અન્ય વ્યકિતના પ્રેમને મેળવવાની ઇચ્છા હોય, તો યથાશકય શીઘ્રતાથી આપણે મધુરભાષી થવું જોઇએ: કારણ કે, પ્રેમની પ્રાપ્તિમાટે વિશુદ્ધ, સરસ તથા મધુર ભાષામાં સંભાષણ કરવાની સર્વથી પ્રથમ આવશ્યકતા હોય છે.

પૂર્વે જે એમ કહેવામાં આવ્યું છે કે કેવળ સખીના મુખથી શ્રી કૃષ્ણનાં રૂપ તથા ગુણનું વર્ણન સાંભળીને શ્રી રાધિકાજી પ્રેમોન્મત્ત થઇ ગયાં હતાં તેનું કારણ અન્ય કાંઇ પણ ન હોતું; અર્થાત્ રાધિકાજીની ભાવગ્રાહિકા શકિત જેવા પ્રકારનાં રૂપ તથા ગુણ આદિને ઇચ્છતી હતી તેવા પ્રકારનાં રૂપ તથા ગુણ તેમને શ્રી કૃષ્ણના રૂપ તથા ગુણ આદિના વર્ણનમાંથી મળી આવ્યાં હતાં અને તેથી જ રાધિકાજી તત્કાળ શ્રી કૃષ્ણનાં પ્રેમાનુરાગિણી થઇ ગયાં હતાં. જો તમો નવીન પ્રેમિક હો, કિંવા પ્રેમના મંત્રવડે નવદીક્ષિત થવાને પાટ ઉપર બેસી ગયા હો, તો, તમારી પ્રણયિની, એટલે કે જે લલનામાં તમોએ પોતાના પ્રેમને સ્થાપી દીધો હોય અથવા તો સ્થાપવાની ઇચ્છા કરી હોય તે લલનાની શબ્દગ્રાહિકા શકિત કેવા પ્રકારની છે એની પરીક્ષા કરી લ્યો; કારણ કે, જેવા પ્રકારના સંભાષણને સાંભળવાની તેની રુચિ હોય તેવા પ્રકારનું સંભાષણ જો તમો તેની સાથે કરશો અને તમારા સંભાષણના આશયને તેની ગ્રાહિકા શકિત ગ્રહી લેશે, તો અવશ્ય તેનું હૃદય તમારા પ્રતિ આક-

ર્ષાશે અને તે પોતાના પ્રેમને તમારાં ચરણોમાં સમર્પવાને તત્કાળ તત્પર થઇ જશે એ સર્વથા નિર્વિવાદ છે. તેની શબ્દગ્રાહિકા શક્તિને જાણી લેતાં તમોને વિલંબ થાય તેમ નથી. પ્રથમ તમારે જે જોવાનું છે તે એ જ કે તમારી તે પ્રેમપાત્રીને કઇ ભાષા તથા કેવા પ્રકારના ભાવોવાળી ભાષા પ્રિય લાગે છે. જો તેને ગુજરાતી ભાષા ગમતી હોય, તો તેને શિષ્ટ ભાષા ગમે છે, ગ્રામ્યા ભાષા પ્રિય લાગે છે કિંવા અત્યારની નવલકથા આદિમાં લખાતી ભાષા આકર્ષક લાગે છે એનો નિર્ણય પ્રથમ કરી લેવો. તેની એ ભાષા વિષયક પ્રિયતાને જોઇ તથા જાણી લેવાનો ઉપાય એ જ છે કે, જેને જે વસ્તુ પ્રિય હોય છે તે વસ્તુને અનુરૂપ થનારી ભાષામાં તેમ જ તદનુરૂપ ભાવથી જ તે સંભાષણ કરે છે. નિદાન તદનુરૂપ ભાવથી બોલવાની ચેષ્ટા કરે છે એટલે તેના ભાવનું અવલોકન કરીને તમારે પણ તેની સાથે તેવા જ પ્રકારનું સંભાષણ કરવું અને ત્યાર પછી તે ધીમે ધીમે ગોળ ગોળ સંભાષણ કરે છે કિંવા નિઃસંકોચ ભાવથી પ્રવાહ પ્રમાણે સંભાષણ કરતી રહે છે એની પરીક્ષા કરી લઇને તે જેવા પ્રકારે બોલતી હોય અથવા તો બોલવાની ચેષ્ટા કરતી હોય તેવા જ પ્રકારે તમારે પણ તેની સાથે બોલવાનો પ્રયત્ન કરવો. જો તે ધીરે ધીરે સંભાષણ કરતી હોય, તો તમારે જાણી લેવું કે તેને લઘુ વાક્યો તથા મંદ બોલવું જ પ્રિય છે; અને જો તે ધારાવાહિકતાથી બોલતી હોય, તો તમારે જાણી લેવું કે તેને દીર્ઘ વાક્યો તથા ઉચ્ચ સ્વરથી બોલવું જ રુચિકર છે; જેને મંદ સંભાષણ પ્રિય હોય તેની સાથે જો તમો તીવ્ર સંભાષણ કરવા મંડી જાઓ, તો તમારૂં સંભાષણ તેને પ્રિય ન લાગે એ સ્વાભાવિક જ છે અને એ જ પ્રમાણે જે પોતે તીવ્ર સ્વર કિંવા ઉચ્ચ શબ્દથી બોલનારી હોય તેની સાથે જો તમો મંદ સ્વરથી વાર્તાલાપ કરો, તો તમારો એ વાર્તાલાપ પણ તેની પ્રિયતાને પ્રાપ્ત ન કરી શકે એ સર્વથા નૈસર્ગિક જ છે. સારાંશ કે, સંભાષણના વિષ-

યમાં તમે પોતાની પ્રેમપાત્રી પ્રમદાનું જેટલા પરિમાણમાં અધિક અનુકરણ કરી શકશો તેટલા પરિમાણમાં તમે તેની અધિક પ્રસન્નતાને મેળવી શકશો એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ; કારણ કે, તમારામાં પોતાના સ્વભાવની કેટલીક સમતાનો સાક્ષાત્કાર કર્યા વિના તે પોતાના હૃદયને તમારાં ચરણોમાં સમર્પી દેવાને તૈયાર થાય એ બહુધા અસંભવનીય છે અને જ્યાં સ્ત્રીપુરુષના સ્વભાવની એવી સમતા નથી હોતી ત્યાં સ્ત્રી તથા પુરુષનો વાણીવિગ્રહ નિત્ય ચાલતો જ રહે છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે જ નહિ.

**ઘ્રાણ**

ઘ્રાણેન્દ્રિયને સામાન્યતઃ નાસિકાના નામથી ઓળખવામાં આવે છે. નાસિકાના આભ્યંતર ભાગમાં એક સૂક્ષ્મ ચર્મ ( Membrane ) હોય છે અને તે ચર્મને કોઇ પણ પ્રકારના ગંધનો સ્પર્શ થતાંની સાથે જ તે ગંધની મનુષ્યને ઉપલબ્ધિ થવા માંડે છે. એ ગંધ બે પ્રકારનો હોય છે; એક સુગંધ અને બીજો દુર્ગંધ. જેવી રીતે મિષ્ટ તથા તિક્ત આસ્વાદના યોગે મનને સુખ તથા દુઃખ આદિનો અનુભવ થાય થાય છે તેવી જ રીતે નાસિકા કિંવા ઘ્રાણેન્દ્રિયદ્વારા ગંધનો બોધ થતાં અને તે ગંધ ભાવરૂપે હૃદયમાં પહોંચતાં સુગંધના યોગે સુખનો તથા દુર્ગંધના યોગે દુઃખનો ઉદય થતો રહે છે. સુગંધના યોગે અંતઃકરણમાં એક પ્રકારની વિશિષ્ટ અજ્ઞેય સ્ફૂર્તિનો ઉદય થતો હોવાથી પ્રેમના વિકાસ તથા ઉપભોગમાટે સુગંધની અનિવાર્ય આવશ્યકતા હોય છે; કારણ કે. હૃદયની સ્ફૂર્તિ વિના પ્રેમનો વિકાસ કદાપિ થઇ શકતો જ નથી. પ્રેમના વિકાસમાં સુગંધની આવી અનિવાર્ય આવશ્યકતા હોવાથી જ પ્રેમિકો તથા પ્રેમિકાઓ પરસ્પર સમાગમના સમયમાં કસ્તૂરી, ચંદન, તથા ગુલાબ આદિ સુગંધદાયક વસ્તુઓનો ઉપયોગ કરતાં રહે છે. આ કારણથી જ હિન્દુઓમાં નવવિવાહિત દંપતીના એકત્ર શયનમાટે જે દિવસ નિયત કરાયલો હોય છે તે દિવસે તેમના શયનમાટે પુષ્પશય્યાની વ્યવસ્થા કરવામાં

આવે છે; કારણ કે, પુષ્પ સમાન મનઃસ્ફૂર્તિદાયક સુગંધ અન્ય કોઈ પણ પદાર્થમાં હોતો જ નથી. સારાંશ કે, સુગંધ પ્રાણોમાં સ્ફૂર્તિને સમર્પનારો હોવાથી જ પ્રેમમંત્રદીક્ષિત યુવકો તથા યુવતીઓ સુમનસુગંધની પ્રાપ્તિમાટે આટલી સીમા પર્યન્ત પ્રયાસ કરતાં રહે છે.

અહીં કદાચિત્ કેટલાંક પાઠકો તથા પાઠિકાઓ એક એવા પ્રશ્નને ઉપસ્થિત કરી શકે તેમ છે કે: 'ઘ્રાણની ક્રિયા આટલી જ હોવા છતાં તેને કામદેવના વિષમ પાંચ બાણોમાંના એક બાણ તરીકે સ્વીકારવામાં આવે છે તેનું શું કારણ છે વારૂ?' તો એ પ્રશ્નનું ઉત્તર એ છે કે ઘ્રાણેન્દ્રિય સાથે સ્મરણશક્તિનો વિશેષ સંબંધ રહેલો છે. મનુષ્યની સ્મરણશક્તિ જેટલા પરિમાણમાં પ્રબલ, પ્રબલતર તથા પ્રબલતમ હોય છે તેટલા જ પરિમાણમાં તેની ઘ્રાણશક્તિ પણ પ્રબલ, પ્રબલતર તથા પ્રબલતમ હોય છે એ એક અનુભવસિદ્ધ વાર્તા છે. અર્થાત્ આપણે આપણા સ્મરણદ્વારા અતર તથા ગુલાબ આદિના સુગંધને અનુભવી શકીએ છીએ. આપણી પ્રેમિકા જે વેળાયે કોઇ દૂરના દેશમાં હોય છે તે વેળાયે પણ તે પ્રેમિકાના અંગરાગ–શારીરિક સુગંધ–નો આપણા સ્મરણભંડારમાં અચાનક ઉદય થાય છે, દૂરત્વના આવરણને ભેદીને સ્મરણદ્વારા તેના ગાત્રગંધનો આપણને નિકટવર્તી ગંધ સમાન પ્રત્યક્ષ અનુભવ થવા માંડે છે અને તે સુગંધનો અનુભવ થતાંની સાથે જ આપણા પ્રાણોને ડોલાવી દેનારા કોઇ એક અનિર્વચનીય ભાવનો આપણા હૃદયમાં આવિર્ભાવ થતાં આપણે અસ્થિર થઇ જઇએ છીએ અને આપણી તે પ્રેમિકાના અંગરૂપ કુસુમના પરિમલના ઉપભોગમાટે આપણા પ્રાણ વ્યાકુલ થઇ જાય છે; માત્ર એટલું જ નહિ, પણ એની સાથે જ તેના વિચ્છેદ, વિયોગ કિંવા વિરહનો આપણા સ્મરણપટમાં ઉદય થતાં તે વિરહસ્મૃતિ આપણને દારુણ દુઃખનો સાક્ષાત્કાર કરાવવા માંડે છે. ઘ્રાણની આવી અદ્વિતીય પ્રબલતા હોવાથી જ ઘ્રાણનો કામદેવના પાંચ બાણોમાંના એક અન્યતમ કિંવા પ્રબલતમ બાણ તરીકે સ્વીકાર કરવામાં આવ્યો

છે અને તે વાસ્તવિક તથા સ્વાભાવિક છે. અહીં એ વાર્તાને પણ સ્મરણમાં રાખી લેવાની આવશ્યક્તા છે કે જે વેળાએ દંપતીની પ્રેમોપભોગ લેવાની ઇચ્છા થાય તે વેળાયે પુરુષ તેમ જ સ્ત્રી ઉભય જનોએ પોતાનાં ગાત્રોને સુગંધપૂર્ણ રાખવાની, એટલે કે, પોતાનાં શરીરોને અતર તથા પુષ્પમાલા આદિક સુગંધવર્ધક સાહિત્યોવડે મંડિત રાખવાની અનિવાર્ય આવશ્યકતા હોય છે; કારણ કે, કેટલીક વાર એ સુગંધની સહાયતા વિના પુરુષ તથા સ્ત્રીથી પોતાની ઇચ્છા અનુસાર પ્રેમનો યથેષ્ટ ઉપભોગ લઇ શકાતો જ નથી.

દંપતીપ્રેમોપભોગના સમયમાં હૃદયાહ્લાદક સુગંધની અનિવાર્ય આવશ્યકતા હોય છે એ રહસ્યને આપણા પ્રાચીન આર્યો સારી રીતે જાણતા હતા એ વાર્તા આપણા પ્રાચીન સંસ્કૃત સાહિત્યના પરિશીલનથી તત્કાળ આપણા જાણવામાં આવી શકે છે અને એ વાર્તાનો પાશ્ચાત્ય દંપતીશાસ્ત્રવેત્તાઓએ પણ હવે મુક્ત કંઠથી સ્વીકાર કરવા માંડયો છે; માત્ર એટલું જ નહિ, પણ દાંપત્યસુખોપભોગના કાર્યમાં દંપતીનાં શરીરોનો આભ્યંતર સુગંધ તથા કુસુમ આદિકનો બાહ્ય સુગંધ કેટલી સીમા પર્યન્ત મહત્ત્વની ભૂમિકા ભજવી બતાવે છે એ વિષય ઉપર તીવ્ર પ્રકાશ પાડવા માંડયો છે. મહાશય Frank P. Davis, Ph. B., M. D. પોતાના રચેલા ' Impotency, Stirility and Artificial Impregnation—' નપુંસક્તા, વંધ્યત્વ તથા કૃત્રિમ ગર્ભાધાન ' નામક ગ્રંથમાં એ સુગંધના વિષયને ચર્ચતાં એક સ્થળે લખે છે કેઃ—

" કેટલાંક પુષ્પો તથા સૌગંધિક પદાર્થો પ્રેમવિકારનાં કેન્દ્રસ્થાનોમાં બલિષ્ઠ પરિણામ નિપજાવે છે અને કામવાસનાને અત્યંત વધારી દે છે. આ રહસ્યને ભારતવાસી આર્ય લોકો તથા ચીન દેશના નિવાસીઓ સહસ્રાવધિ વર્ષોથી જાણે છે. હિન્દુઓ કામોદ્દીપક ઔષધ તરીકે કસ્તૂરીનો ઉપયોગ કરે છે અને અત્યારે નપુંસકતાને નિવારનારી જે ઉત્કૃષ્ટ ઔષધિઓ આપણી પાસે છે તેમાંની એક ઉત્કૃષ્ટ ઔષધિ

કસ્તૂરીછે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા નથી.કસ્તૂરીની શક્તિનો વિશેષ પરિમાણમાં તેના સુગંધની તીવ્રતા ઉપર જ આધાર રહેલો હોય છે અને તેટલામાટે કસ્તૂરી તેટલા પૂર્ણ પરિમાણમાં જ આપવી જોઇએ કે જેના યોગે જેને કસ્તૂરી આપવામાં આવી હોય તેને યથેષ્ટ અથવા આવશ્યક પરિમાણમાં તેના સુગંધની પ્રાપ્તિ થઈ શકે. હબ્શીઓની એક સૌગંધિક પદાર્થ તરીકે કસ્તૂરી અત્યંત પ્રિય વસ્તુ છે. પાટલ તથા શરભ આદિ કુસુમોના નિષ્કર્ષો–Extracts of violets and of locust blossoms–જ્યારે તેમનો શ્વાસ સાથે સંયોગ થાય છે ત્યારે કામવાસનાને ઉત્પન્ન કરનારા થઇ પડે છે. સ્ટર્ગિસે એ નિષ્કર્ષોના વિલક્ષણ પરિણામની જે એક ઘટનાનો ઉલ્લેખ કરેલો છે તે એ છે કે એક ઑફિસમાંના એક સ્ટીનો-ગ્રાફર–લઘુલિપિલેખક–ને ઑફિસમાં પાટલપુષ્પોના નિષ્કર્ષનો ઉપયોગ કરતો એટલામાટે અટકાવવામાં આવ્યો હતો કે તેના સુગંધનો ઘ્રાણમાં પ્રવેશ થતાં ઑફિસમાં કાર્ય કરતા અન્ય મનુષ્યોનાં હૃદયોમાં વિલક્ષણ વિકારોનો ઉદ્ભવ થયા કરતો હતો. મને એક એવી લલનાનું સંપૂર્ણ સ્મરણ છે કે જે લલના તેની નાસિકામાં શરભ-કુસુમ–Locust Blossom–ના નિષ્કર્ષના સુગંધનો પ્રવેશ થતાંની સાથે જ એટલી સીમા પર્યન્ત ઉત્તેજિતા થઇ જતી હતી કે પોતાના હૃદયમાં અચાનક ઉદ્ભવતા અત્યંત પ્રબળ કામાભિલાષની ગતિને અવરુદ્ધ કરવાનું કાર્ય તેના માટે બહુધા અશક્ય થઇ પડતું હતું. ફીર્નાંને એક એવી કુમાર્ગગામિની કામિનીનો ઉલ્લેખ કરેલો છે કે તે સ્ત્રી જ્યારે કામાતુરા થતી હતી તે વેળાયે તેના શરીરમાંથી લવેંડરનો સુવાસ નીકળવા માંડનો હતો અને તેના શરીરમાંથી ઉદ્ભવતા એ લવેંડરના સુવાસથી જ્યારે તેનો પતિ પ્રથમ કામાભિલાષના પ્રસંગે જેટલી ઉગ્રતાથી તેના પ્રતિ આકર્ષાયો હતો તેટલી જ ઉગ્ર-તાથી તેના પ્રતિ આકર્ષાયા કરતો હતો; પરંતુ જ્યારે તે સ્ત્રીના રજોદર્શન–સ્ત્રીત્વ–નો લોપ થતાં તેના શરીરમાંથી ચર્મનો ગંધ–દુર્ગંધ-

નીકળવા માંડયો ત્યારે એ ચર્મગંધના ઉદ્ભવના આરંભકાળથી જ જેવી રીતે તે સ્ત્રીના પોતાના કામાભિલાષનો લોપ થઇ ગયો તેવી જ રીતે કામાભિલાષના કારણથી તેના પતિનું તેના પ્રતિ થતું આકર્ષણ પણ અટકી ગયું; કારણ કે, એ દુર્ગંધના યોગે તેની જનનેન્દ્રિયમાં જાગ્રતિનો આવિર્ભાવ થતો જ ન હોતો.

" સ્ટર્ગિસે વળી એક એવી ઘટનાનો પણ ઉલ્લેખ કરેલો છે કે એક નવવિવાહિત પતિના શરીરમાં તેની નવોઢા પત્નીના શરીરમાંથી એક પ્રકારનો ઘૃણાજનક અથવા તીવ્ર દુર્ગંધ આવતો હોવાથી જાગ્રતિનો આવિર્ભાવ થતો જ ન હોતો અને તેનાથી દાંપત્યસુખનો ઉપભોગ કરી શકાતો ન હોતો. આ કારણથી તેની નવોઢા વધૂને એવો ઉપદેશ આપવામાં આવ્યો હતો કે: ' તમારે તમારાં વસ્ત્રો તથા તમારી શય્યામાં નિત્ય સૌગંધિક દ્રવ્યોનું સિંચન કરતાં રહેવું. ' તે સ્ત્રીએ જયારથી એ ઉપદેશ અનુસાર વર્તવા માંડયું ત્યારથી તેના પતિની ઘૃણાનો લોપ થઇ ગયો અને તે કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના દાંપત્યસુખનો ઉપભોગ લેવા લાગ્યો.

" હિંગ્સ્ટન્ કહે છે કે ' તહિતીની યુવતી લલનાઓ પોતાના કેશો તથા પોતાના શરીરોને સુવાસિત તૈલોના સિંચન તથા મર્દનવડે સુવાસિત કરવાના કાર્યમાં નિત્ય દીર્ઘ સમયનો ભોગ આપતી રહે છે.' એલિસ્ કહે છે કે તહીતિયત્ સ્ત્રીઓના સમુદાયો " વિશાળવૃક્ષોના કુંજોની છાયામાં અથવા તો પાર્વત નિર્ઝરોના સુશીતલ તીરપ્રાંતોમાં બેસીને પ્રહરો પર્યન્ત પોતાના કેશોનું માર્જન કરતી રહેછે, પુષ્પમાળાઓ ગુંથતી રહે છે અને તેમના સુગંધને વાયુમાં વિસ્તારતી રહે છે. ' તહિતી એક તે દેશ છે કે જ્યાંના એક પ્રબલતમ–બલાઢ્યગુપ્ત મંડળનો પ્રધાન ઉદ્દેશ એ જ છે કે નિરંતર રતિસુખના સરોવરમાં નિમજ્જિત રહ્યા કરવું. જે કોઇ પણ પુરુષની એ ગુપ્ત મંડળનો સભાસદ થવાની અભિલાષા હોય છે તેનાં જો કાંઇ પણ સંતાનો હોય તો તે સંતાનોનો પ્રથમ તે ગુપ્ત મંડળના નિયમ અનુ-

સાર તેણે વધ કરી નાખવો જોઇએ ત્યારે જ તેનાથી તે ગુપ્ત મંડળના સભાસદની પદવી મેળવી શકાય છે.

"રેજીનો એક એવા પ્રકારના નવીન સિદ્ધાંતને ઉપસ્થિત કરે છે કે: 'સ્ત્રીના રજોગોલકમાં ઉદ્‌ભવતા બીજાંડરસનો સુગંધ સર્વ દિશામાં વિસ્તરીને પુરુષના હૃદયમાં કામવિકારને ઉત્પન્ન કરી દે છે. જ્યાં સુધી એ આકર્ષણનું અત્યારે અજ્ઞેયતાને ભોગવી રહેલું અન્ય કોઇ નિર્વિવાદ વિશિષ્ટ કારણ મારા જાણવામાં ન આવે ત્યાં સુધી મારી પોતાની તો એ જ દૃઢ માન્યતા છે કે સ્ત્રી તથા પુરુષ ઉભયનાં મનોનું પરસ્પર આકર્ષણ તેમનાં શરીરોમાં ઉદ્‌ભવતા આવા રસોના સુગંધના કારણથી જ થાય છે. એ તો આપણે સારી રીતે જાણીએ છીએ કે કામોત્તેજનાના સમયમાં મનુષ્યના શરીરમાંથી નાનાવિધ ગંધ નીકળવા માંડે છે તેમ જ તે ગંધોનું પરિવર્તન પણ થાય છે. એ પણ એક સત્ય વાર્તા છે કે ધાર્મિક સંમેલનોના પ્રસંગે નૃત્ય તથા ધાર્મિક ઉત્સાહના યોગે પણ કામાભિલાષનો ઉદ્‌ભવ થઇ જાય છે અને તેથી આવા પ્રસંગોમાં કોઈ એક અત્યંત કામાતુરા નારીના રજોગોલકમાં ઉદ્‌ભવતા રસનો સુગંધ બૉલરૂમ કિંવા ચર્ચ આદિ સ્થાનોમાં એકત્ર થયેલી અન્ય વ્યક્તિઓનાં હૃદયોમાં કામવાસનાને જાગ્રત કરી દે, તો તે સર્વથા અશક્ય કિંવા અસંભવનીય તો ન જ કહી શકાય. કેટલાક મનુષ્યો નિરંતર બૉલ્‌રૂમ્ તથા એવાં જ અન્ય સાર્વજનિક સંમેલનો પ્રતિ અતિશય આકર્ષાતા રહે છે તેનું પ્રધાન કારણ કદાચિત્ એ પણ હોઇ શકે એવું આપણાથી સામાન્ય અનુમાન કરી શકાય છે.

"જેમનામાં મન્મથવિકારની અતિશયતા રહેલી હોય છે એવી માનવવ્યક્તિઓ અને તેમાં પણ વિશેષતઃ પુરુષો સામાન્યતઃ અન્ય પુરુષો કરતાં વિશાળકાય હોય છે, એટલે કે, તેમનાં શરીરોના સર્વ અવયવો વિશાળતર હોય છે. વિશાળ નાસિકા કામવિકારની અતિશયતાને દર્શાવનારી છે અને જેમની નાસિકાઓ અણીદાર તથા ચપટી

હોય છે તેઓ કાં તો અલ્પ પુરુષત્વ ધરાવનારા હોય છે અને કાં તો તેમનામાં પુરુષત્વનો બહુધા અભાવ જ હોય છે. આ વિશ્વમાં 'પિગ્મા' નામથી ઓળખાતી માનવજાતિ અન્ય સર્વ માનવજાતિયો કરતાં અલ્પસંખ્ય કિંવા લઘુતમ છે. એ પિગ્મા જાતિનાં સ્ત્રીપુરુષો તેમનાં શરીરોમાંથી નીકળતા એક પ્રકારના ઘૃણાજનક દુર્ગંધમાટે વિશ્વવિખ્યાત છે અને પ્રવાસીઓના કથન અનુસાર તેઓ પ્રેમોપભોગના વિષયમાં સર્વથા ઉદાસીન જ રહ્યાં કરે છે.

"માનવજાતિની સ્ત્રીઓના શરીરમાંથી જે ગંધ નીકળતો રહે છે તેનું સ્ત્રીઓના વય તથા સ્ત્રીઓના આરોગ્યની સ્થિતિ અનુસાર પરિવર્તન થતું રહે છે. આરોગ્યવતી તથા યુવતી લલનાના શરીરમાંથી બહિર્ગત થતો આહ્લાદક ગંધ પ્રૌઢા તથા વૃદ્ધા વનિતાના શરીરમાંથી નીકળતા ગંધ કરતાં પુરુષોના મનોવિકાર કિંવા કામવિકારમાં બલવત્તર પરિણામ નિપજાવે છે. જ્યારે તરુણ પુરુષોને નિરંતર યુવતી લલનાઓના સહવાસની પ્રાપ્તિ થતી રહે છે ત્યારે તેમની દાંપત્યસુખોપભોગ વિષયક વાસના તથા શક્તિ તેમને અતિશય વૃદ્ધિંગત થયેલી દેખાય છે અને એથી વિરુદ્ધ જ્યારે તરુણ પુરુષોને પ્રૌઢા તથા વૃદ્ધા સ્ત્રીઓના સતત સહવાસનો પ્રસંગ પ્રાપ્ત થાય છે તે વેળાએ તેમને એ વિકાર કિંવા ચાંચલ્યનો બહુધા લેશમાત્ર પણ અનુભવ નથી થતો; માત્ર એટલું જ નહિ, પણ જે પ્રૌઢ તથા વૃદ્ધ પુરુષો પોતાની સમવયસ્કા પ્રૌઢા કિંવા અધિકવયસ્કા વૃદ્ધા સ્ત્રીઓના સતત સહવાસી હોવા છતાં પોતાના યૌવનકાળ પ્રમાણે દાંપત્યસુખનો ઉપભોગ લઇ શકતા નથી અને પોતાના પુરુષત્વને લુપ્ત થયેલો માની બેસે છે, તે પ્રૌઢ તથા વૃદ્ધ પુરુષોને પણ જો તેમની વ્યવસાયસંબંધિની ચિન્તાઓથી સર્વથા મુક્ત કરીને એવા સ્થાનમાં રાખવામાં આવે કે જ્યાં તેમને તરુણ લલનાઓ તથા બાળા કુમારિકાઓના સતત સહવાસનો લાભ મળતો રહેવાનો સંભવ હોય, તો ત્યાં વસવાથી તરુણી લલનાઓ તથા બાળા કુમારિકાઓના

સતત સહવાસના પરિણામે તેમની લુપ્ત થયેલી દાંપત્યસુખોપભોગ-વિષયક લાલસા તથા તેમના પુરુષત્વનો તેમનામાં પુનઃ નવીનતાથી આવિર્ભાવ થયેલો દેખાય છે અને એ લાલસા તથા શક્તિનો પુનઃ આવિર્ભાવ થતાં તે પ્રૌઢ તથા વૃદ્ધ પુરુષો વારંવાર બળાત્કાર આદિ એવાં કૃત્યો કરી નાખે છે કે જે અપકૃત્યો તેમને શારીરિક તથા માનસિક અપરાધી તેમ જ નીતિભ્રષ્ટ પુરુષો તરીકે ઓળખાવનારાં જ થઇ પડે છે. વિલિયમ્ ઍલન વ્હાઇટ્ નામક એક ગ્રંથકારે પોતાની નવલકથાઓમાંની એક નવલકથામાં પુરુષના કામવિકારના આ સ્વરૂપનું ઉત્તમ વિવરણ કરેલું છે અને તે આ પ્રમાણેઃ 'અદ્‌ભુત અવિચારશીલતા કિંવા મુગ્ધતાનું એક એવું વિશિષ્ટ સ્વરૂપ હોય છે કે જે અમુક વિશિષ્ટ મનુષ્યો-પુરુષો—ની વૃદ્ધાવસ્થાના આરંભક કાળમાં તે વૃદ્ધ પુરુષો ઉપર આક્રમણ કરતું જોવામાં આવે છે. આ ઉન્માદ યૌવનકાળના તરુણ પ્રેમ કરતાં વિલક્ષણ હોય છે કે કેમ એના સંબંધમાં નિશ્ચયાત્મક અભિપ્રાય આપવાનું કાર્ય કઠિન છે. યૌવન કરતાં પ્રૌઢતા કિંવા વૃદ્ધાવસ્થા—વયસ્કતા—ને દૂરદર્શિતા કિંવા સારાસાર-વિવેકિતાના ભંડારરૂપ માનવામાં આવતી હોવાથી જ કદાચિત્ વૃદ્ધ પુરુષ તથા તરુણી સ્ત્રીના પ્રેમના કૂદકા યુવકયુવતીઓના પ્રેમોન્માદ કરતાં ચંચલતર થતા હશે. અથવા તો સ્ત્રી તથા પુરુષ પોતાના યૌવનના સમયમાં પોતાના રક્તમાંથી ઉદ્‌ભવતા એક જ પ્રકારના સ્વરને અનુસરીને નૃત્ય કરતાં રહે છે અને તેમનું એ નૃત્ય યોગ્યતર છે; પરંતુ જો કોઈ પુરુષ તેની વૃદ્ધાવસ્થાનો આરંભ થઇ જવા પછી યુવતીપ્રેમના મધુર સંગીતને આલાપવા માંડે છે ત્યારે લોકો તેની એ ચેષ્ટાનો વિરોધ કરીને તેનો ઉપહાસ કરવા મંડી જાય છે.' આ સ્થાનમાં આ વાક્ય સાથે એ વાક્યને સંયુક્ત કરી દેવાની આવશ્યકતા છે કે વૃદ્ધ પુરુષની આવી પ્રેમચેષ્ટાને જોઇને લોકો તે વૃદ્ધ પુરુષનો ઉપહાસ કરવા મંડી જાય છે તેનું કારણ એ છે કે લોકોની વિશેષ સંખ્યા પ્રેમનાં રહસ્યોથી સર્વથા અનભિજ્ઞ

હોય છે અને અજ્ઞ લોકો જે વસ્તુના રહસ્યને પોતે સમજી શક્તા નથી તે વસ્તુનો ઉપહાસ કરવામાટે નિરંતર કટિબદ્ધ રહ્યા કરે છે. સામાન્ય જનો એ વસ્તુસ્થિતિને જાણતા જ નથી કે જે વસ્તુ મનુષ્યના યૌવનકાળમાં પ્રેમના મધુર સંગીતને આલાપવાનો આરંભ કરે છે તે જ વસ્તુ તેની વૃદ્ધાવસ્થાના આરંભમાં–અથવા વૃદ્ધાવસ્થાના મધ્યકાળમાં–પણ તેવા જ પ્રકારના સંયોગો પ્રાપ્ત થતાં પુનઃ પ્રેમના મધુર સંગીતને આલાપવાનો આરંભ કરી દે છે. આ વિષયનું શૉપનહૅરે અત્યંત સ્પષ્ટ સ્વરૂપમાં વર્ણન કરેલું છે અને તે આ પ્રમાણે: ' કેટલાક પ્રસંગોમાં એવી ઘટના ઘટતી જોવામાં આવે છે કે કોઇ પણ પ્રકારના વિશિષ્ટ કારણ વિના દીર્ઘ કાળથી વિસ્મૃત થઈ ગયેલાં દશ્યો અચાનક સ્મરણપટમાં દસ્યમાન થવા માંડે છે. આવી અનેક ઘટનાઓમાં આમ થવાનું કારણ આપણા જાણવામાં ભાગ્યે જ આવી શકે તેવા કોઇ એક ગંધની ક્રિયા જ હોય છે. અર્થાત્ એ દીર્ઘ કાળથી વિસ્મૃત થઇ ગયેલાં દશ્યોમાં જે એક વિશિષ્ટ ગંધનો સમાવેશ થયેલો હોય છે તે ગંધનો પૂર્વવત્ અનુભવ થતાંની સાથે જ તે દીર્ઘકાલવિસ્મૃત દશ્યો સ્મૃતિપટમાં અચાનક અને તત્કાલ તરી આવે છે. અહીં મારે સંક્ષેપમાં સાથે સાથે એ પણ જણાવી દેવું જોઇએ કે દષ્ટિનો ગ્રાહકતા સાથે, શ્રવણનો બુદ્ધિ સાથે અને આવી ઘટનામાં આપણે જોઇ શકીએ છીએ તેમ ઘ્રાણ અથવા ગંધનો સ્મરણ સાથે સંબંધ રહેલો હોય છે. સ્પર્શ તથા સ્વાદ વિશેષતઃ આધિભૌતિક તથા સંસર્ગાવલંબી હોવાથી તેમનો આદર્શ પક્ષ હોતો જ નથી. "*

આ સ્થલે એ રહસ્યના સ્ફોટની પણ અનિવાર્ય આવશ્યકતા છે કે મહાશય ફ્રૅંક પી. ડેવિસના વિધાન અનુસાર નવયૌવના નારીઓનાં

---

*Frank P. Davis; M. D. 'Impotency, Sterility and Artificial Impregnation' Chapeter II, the Sense of Smell: Pages 17-24.

શરીરોમાંથી બહિર્ગત થતા કામોદ્દીપક સુગંધના યોગે પ્રૌઢ તથા વૃદ્ધ પુરુષોની લુપ્ત થયેલી કામવાસના પુનઃ જાગ્રત થતાં તેઓ નવયૌવના નારીઓના પ્રેમસંગીતને નવીનતાથી આલાપવા મંડી જાય છે તેવી જ રીતે તારુણ્યના વસંતકાળમાં વિહરતા નવયુવક પુરુષોનાં શરીરોમાંથી બહિર્ગત થતા કામોદ્દીપક સુગંધના યોગે પ્રૌઢા તથા વૃદ્ધા સ્ત્રીઓની લુપ્ત થયેલી મદનલાલસા પણ પુનરપિ જાગ્રત થઇ જાય છે અને તેથી બહુ વાર પ્રૌઢા તથા વૃદ્ધા સ્ત્રીઓ પોતાના કનિષ્ટ સહોદર તથા પોતાના પુત્રો જેટલી અવસ્થાના યુવકોના પ્રેમના ઉપભોગ પ્રતિ આકર્ષાય છે અને લોકલજ્જાને તિલાંજલિ સમર્પીને પણ પોતાની એ નવીન જાગ્રત મદનલાલસાને યુવક પુરુષોના પ્રેમપીયૂષપાનથી પરિતુષ્ટ કરી લે છે ત્યારે જ તેમનાં વિરહદગ્ધ હૃદયો શાંતિનો સાક્ષાત્કાર કરી શકે છે. તરુણ પુરુષોના પ્રેમમાં પડેલી અનેક પ્રૌઢા તથા વૃદ્ધા સ્ત્રીઓના દૃષ્ટાન્તો વિશ્વના સર્વ દેશોમાં અત્યારે પણ જેટલી સંખ્યામાં જોઇએ તેટલી સંખ્યામાં મળી શકે તેમ છે અને એનું કારણ ઉપર દર્શાવ્યા પ્રમાણે યુવક પુરુષોનાં શરીરોમાંથી બહિર્ગત થતો બાળા, તરુણી, પ્રૌઢા અને વૃદ્ધા સર્વ સ્ત્રીઓનાં કામકેન્દ્રોને સમાન ભાવથી જાગ્રત કિંવા ઉત્તેજિત કરનારો એક પ્રકારનો વિલક્ષણ ગંધ તથા ગંધ જ છે એ સર્વથા નિર્વિવાદ વાર્તા છે. અહીં એ વાર્તા પણ સ્મરણમાં રાખી લેવા યોગ્ય છે કે અનેક વૃદ્ધ પુરુષો બાળા તથા તરુણી સ્ત્રીઓ સાથે લગ્ન કરવાને તત્પર થઇ જાય છે તેનું મૂળ કારણ પણ બાળા તથા તરુણી સ્ત્રીઓનાં શરીરોમાંથી બહિર્ગત થતા કામોદ્દીપક ગંધમાં જ રહેલું હોવું જોઇએ એવું સ્પષ્ટ અનુમાન કરી શકાય છે; કારણ કે, પોતાની પ્રૌઢા તથા વૃદ્ધા સ્ત્રીઓના સમાગમથી તેમને જે રતિસુખની પ્રાપ્તિ થઇ શકતી નથી તે રતિસુખની બાળા તથા તરુણી સ્ત્રીઓના સમાગમથી યથેષ્ટ પ્રાપ્તિ થઇ શકે છે અને તેથી લોકોના ઉપહાસને પાત્ર થવા છતાં પણ જો તેઓ જરઠવિવાહ કરવાને કટિબદ્ધ થઇ જાય તો તે સર્વથા સ્વાભાવિક છે.

આપણા આર્ય શાસ્ત્રકારોની પણ એ વિષયમાં એવી જ માન્યતા છેકેઃ—

" वृद्धोपि तरुणीं गत्वा तरुणत्व मवाप्नुयात् ।
वयोधिकां स्त्रियं गत्वा तरुणः स्थविरायते ॥
आयुष्मन्तो मन्दजराव॒र्णबलान्विताः।
स्थिरो पचितमांसा भवंति स्त्रीषु संयताः " ॥

" જો વૃદ્ધ પુરુષ પણ તરુણી સ્ત્રી સાથે સમાગમ કરે, તો તેને નવીન તારુણ્ય–યૌવન–પ્રાપ્ત થઇ જાય છે અને તરુણ પુરુષ જો વૃદ્ધા સ્ત્રી સાથે સમાગમ કરે, તો તેને વૃદ્ધાવસ્થાની તારુણ્યમાં જ પ્રાપ્તિ થાય છે, એટલામાટે તરુણ પુરુષોએ વૃદ્ધા સ્ત્રીનો સમાગમ કદાપિ ન કરવો. જે પુરુષો તરુણી સ્ત્રીઓના રતિસુખને સેવતા રહે છે તેઓ આયુષ્માન, અલ્પવૃદ્ધ, સુવર્ણ, બલાઢ્યકાય તથા હૃષ્ટપુષ્ટ થતા રહે છે."

માત્ર એટલું જ નહિ, પણ આપણા આર્યશાસ્ત્રકારોએ જે સદ્યઃ પ્રાણદાયક ૭ વસ્તુઓ ગણાવેલી છે તેમાં બાલા સ્ત્રીનો પણ સમાવેશ કરેલો છે અને જે સદ્યઃ પ્રાણનાશક ૭ પદાર્થો ગણાવેલા છે તેમાં વૃદ્ધા સ્ત્રીનો પણ સમાવેશ કરી દીધો છે. આપણા આર્ય-શાસ્ત્રકારોનું તે કથન આ છે:—

" सद्यो मांसं नवं चान्नं बाला स्त्री क्षीरभोजनम् ।
घृत मुष्णोदकस्नानं सद्यः प्राणकराणि षट् ॥
पूतिमांसं स्त्रियो वृद्धा बालार्कं तरुणं दधि ।
प्रभाते मैथुनं निद्रा सद्यः प्राणहराणि षट् " ॥

અર્થાત્ઃ "તાજું માંસ,* નવીન અન્ન, બાલા સ્ત્રી, દુગ્ધ-યુક્ત ભોજન, ઘૃત–ઘી–અને ઉષ્ણ જલનું સ્નાન એ ૭ વસ્તુઓ તત્કાળ પ્રાણદાયક હોવાથી એ ૭ વસ્તુઓનું સેવન પુરુષોએ અવશ્ય

* આ વસ્તુ માંસાહારીઓમાટે જ ઉપયુક્ત છે; નિરામિષભોજીઓએ પણ તાજા માંસનું સેવન કરવું જ જોઇએ એવો કાંઈ નિયમ નથી.

કરવું જ જોઇએ તેમ જ સડેલું માંસ, વૃદ્ધા સ્ત્રીઓ,+ બાલરવિ–પ્રાતઃકાલિક સૂર્ય–, તાજું દહિ, પ્રાતઃકાલિક સ્ત્રીસમાગમ તથા પ્રાતઃકાલિક નિદ્રા એ ૭ વસ્તુઓ તત્કાળ પ્રાણોને હરી લેનારી હોવાથી આત્મહિતૈષી પુરુષોએ એ ૭ વસ્તુઓનું કદાપિ સેવન ન કરવું."

અહીં સાથે સાથે એ વાર્તાને પણ સ્મરણમાં રાખી લેવાની આવશ્યકતા છે કે દાંપત્યસુખોપભોગ વિષયક લાલસા તથા શક્તિને ઉત્તેજિત કરનારો એ શારીરિક ગંધ અથવા સુગંધ અત્યંત તીવ્ર અથવા અમુક પ્રકારનો જ હોવો જોઇએ એવો કોઈ પણ નિયમ છે જ નહિ; કારણ કે, કેટલીક વાર એ શારીરિક ગંધ એટલો બધો મંદ હોય છે કે તેના અસ્તિત્વની કલ્પના પણ ભાગ્યે જ કરી શકાય છે છતાં તે ગંધ પુરુષોના હૃદયમાં અદ્ભુત પરિણામને નિપજાવી દેવાનું સામર્થ્ય ધરાવતો હોય છે. આથી કેટલીક સ્ત્રીઓ પ્રતિ પુરુષો અધિક પરિમાણમાં તથા તત્કાળ આકર્ષાતા રહે છે અને કેટલીક સ્ત્રીઓ પુરુષોના હૃદયમાં ઘૃણા ઉપજાવનારી જ થઈ પડે છે એનું કારણ પણ બહુ અંશે એ અજ્ઞેય શારીરિક ગંધમાં જ રહેલું હોવું જોઇએ એવું સામાન્ય ભાવથી સ્પષ્ટ અનુમાન કરી શકાય છે. કેટલીક વાર અત્યંત સરલહૃદયા તથા શુદ્ધચરિત્રા કુલીન સ્ત્રીઓ સામાન્ય સૌન્દર્યવતી હોવા છતાં એટલે કે અલૌકિક લાવણ્યમયી લલનાઓ ન હોવા છતાં, માત્ર એટલું જ નહિ, પણ કેટલીક વાર અમુક સ્ત્રીઓ સામાન્ય લોકોની દૃષ્ટિમાં અત્યંત કુરૂપા તથા અમાવાસ્યાની રાત્રિ સમાન કૃષ્ણવર્ણી–કાળી–હોવા છતાં પણ કેટલાક વિકારી પુરુષો જેવી રીતે ભ્રમરો કમલની આસપાસ લુબ્ધ થઇને ભ્રમણ કર્યા કરે છે તેવી રીતે તે સ્ત્રીઓની પાછળ ભટકતા આપણા જોવામાં આવ્યા

---

+ જેવી રીતે વૃદ્ધા સ્ત્રીનું સેવન તરુણ પુરુષમાટે પ્રાણહારક થાય છે તેવી જ રીતે વૃદ્ધ પુરુષનું સેવન તરુણી સ્ત્રીમાટે પણ પ્રાણહારક થઈ પડે એ સ્વાભાવિક હોવાથી વૃદ્ધ પુરુષ સાથે બાલા કિંવા યુવતી સ્ત્રીનો શરીરસંબંધ ઈષ્ટપરિણામદાયક તો ન જ કહી શકાય.

કરે છે તેનું કારણ પણ તે સ્ત્રીઓ કુરૂપા હોવા છતાં તેમનાં શરીરોમાંથી બહિર્ગત થતા સુગંધ કરતાં જે અધિક બલિષ્ઠ કામોદ્દીપક ગંધ બહિર્ગત થયા કરે છે તેજ હોવું જોઇએ એમ કોઈ પણ પ્રકારના પ્રત્યવાય વિના કહી શકાય તેમ છે. સ્ત્રીના શરીરમાંથી બહિર્ગત થતા અમુક પ્રકારના કામોદ્દીપક ગંધનું પુરુષના હૃદયમાં આવું વિલક્ષણ પરિણામ થતું હોવાથી યુવક વિદ્યાર્થીઓ તથા યુવતી વિદ્યાર્થિનીઓને સ્કૂલો તથા કૉલેજોમાં એક જ વર્ગમાં વિદ્યાભ્યાસમાટે એકત્ર બેસાડવામાં કેટલી સીમાપર્યન્ત અનિષ્ટ પરિણામની ભીતિ રહેલી છે એની આપણાથી તત્કાળ કલ્પના કરી શકાય છે. મહાશય ફ્રૅંક ડેવીસે પણ એમજ લખેલું છે કે: "It also points out the great danger of co-educational schools." અર્થાત્ "આ ઘટના યુવક યુવતીઓને એકત્ર શિક્ષણ આપનારી શાળાઓની બૃહદ ભયંકરતાનો આપણને સાક્ષાત્કાર કરાવે છે." છોકરા તથા છોકરીઓના એકત્ર શિક્ષણના ભયાનક પરિણામને દર્શાવતાં ડૉક્ટર ઇ. બી. લૉરીએ પોતાના લખેલા 'False Modesty' (ખોટી શર્મ) નામક ગ્રન્થના આરંભમાં જ જે એક સત્ય ઘટનાનો ઉલ્લેખ કરેલો છે તે આ પ્રમાણે છે:-

'ધિ બેડફર્ડ રિફર્મેટરી ફૉર વિમન'ના સુપરિન્ટેન્ડેન્ટે ન્યૂયોર્ક સિટીના 'ધી વિમન્સ મેડિકલ એસોસિયેશન' સમક્ષ એક ભાષણ આપતાં વચ્ચે જણાવ્યું હતું કે; 'બાળાઓની એક સારી સંખ્યાએ એટલે કે અનેક બાળાઓએ મારા સમક્ષ એમ સ્વીકાર્યું છે કે જ્યારે તેઓ બાર અથવા ચૌદ વર્ષના વયની હતી ત્યારે ઘેરથી શાળામાં જતી વેળાયે તેમજ શાળામાંથી ઘેર આવતી વેળાયે વચ્ચે મળતા સમયમાં તેમનો કેટલાક બાળકો તથા તરુણો સાથે અનૈતિક વ્યવહાર થયા કરતો હતો. તે બાળાઓનાં માતાપિતા તથા શિક્ષકો તેમની આ કુચેષ્ટાઓથી સર્વથા અજ્ઞ હતાં. જ્યારે તેમનાં હૃદયોના નૈસર્ગિક આકર્ષણનો સમય આવી લાગ્યો ત્યારે તેમના જાણવામાં આવ્યું કે

તેઓ પવિત્ર કુમારિકાઓ ન હોતી. છતાં તેમને એમ જ લાગ્યું કે એ માટે કાંઈ પણ વિશેષ ચિંતા કે શોક કરવાની આવશ્યકતા નથી. કોઈ એક દશ અથવા બાર વર્ષના વયની બાલિકા જ્યારે આવી કુચેષ્ટાઓ કરે છે ત્યારે એ ચેષ્ટાઓ અયોગ્ય છે એમ જાણે છે; પરંતુ એ અયોગ્ય ચેષ્ટાઓનાં કેવાં અને કેટલાં અનિષ્ટ પરિણામો થવાનો સંભવ છે એ વાર્તાને જાણવા જેટલી વિચારશક્તિ તેનામાં નથી હોતી.

"સ્ત્રીઓની વિશેષ સંખ્યા તો તેમના પુત્રો અથવા તેમની પુત્રીઓ આવી કુચેષ્ટાઓના વિચારમાત્રને પણ પોતાના હૃદયમાં સ્થાન આપી શકે છે એટલી વાર્તાથી જ ક્રોધાવિષ્ટ અથવા સંતપ્ત થઈ જાય તેમ છે; પરંતુ જો તેઓ તપાસ કરે, તો તે તપાસના પરિણામે અનેક આશ્ચર્યકારિણી તથા ઘૃણાકારક ઘટનાઓ તેમના જોવા તથા જાણવામાં આવી શકે તેમ છે. આ સ્થિતિ કેવળ મોટાં નગરોની જ છે એમ નથી; કિંતુ ગામડાંમાં પણ એ સ્થિતિ એટલા જ પરિમાણમાં વિસ્તરેલી દૃષ્ટિગોચર થાય છે. કેલિફોર્નિયાની એક લઘુ કૃષિકાર જાતિ કે જે જાતિમાં શાળામાં ભણવા જઇ શકે તેટલી અવસ્થાનાં લગભગ ચાળીસ છોકરા છોકરી હતાં ત્યાં એવો ભેદ પ્રકાશમાં આવ્યો હતો કે કાંઇક મોટી અવસ્થાનાં છોકરા છોકરીઓમાં વર્ષોથી પરસ્પર અનીતિમય અથવા ભ્રષ્ટ વ્યવહાર ચાલ્યા કરતો હતો. ત્યાંનું શાળાગૃહ બે ટેકરીઓની વચ્ચે આવેલું હોવાથી બપોરની વેળાયે અને છુટીના સમયમાં ટેકરીઓપર પોતપોતાની ઇચ્છા પ્રમાણે છોકરા છોકરીઓ ગમે તેમ વિખરાઇ જતાં હતાં. તે છોકરા છોકરીઓના આ ભ્રષ્ટાચારનો ભેદ એક અલ્પવયસ્ક છોકરી દ્વારા પ્રકાશમાં આવ્યો હતો અને તે એવી રીતે કે તે છોકરી ત્યાં નવી જ આવેલી હોવાથી ત્યાંનાં છોકરા છોકરીઓની જે ચેષ્ટાઓ તેણે જોઇ તે ચેષ્ટાઓના તાત્પર્યને તે સમજી શકી નહિ અને તેથી તે ચેષ્ટાઓનું પોતાની માતા સમક્ષ વર્ણન કરીને તેણે તે વિશે પૃચ્છા કરી અને તેના પરિણામે તે છોકરાછોકરીઓની કુચેષ્ટાઓનો ભંડો અચાનક ફૂટી ગયો.

"અલ્પ સમય પૂર્વે અમુક એક મોટા સંપન્ન નગરની આસપાસના અથવા નિકટના પ્રદેશમાં 'જુવેનાઇલ્' કોર્ટની તપાસદ્વારા પ્રકાશમાં આવેલી એક ભયાનક ઘટનાના યોગે એક પ્રકારે જાગ્રતિ થયેલી હતી. જે ઘટનાએ ત્યાંના લોકોને પ્રમાદની નિદ્રામાંથી જગાડ્યા હતા તે ઘટના એ હતી કે જેના શરીરનો અદ્યાપિ પૂર્ણ વિકાસ પણ થયો ન હોતો તેવી એક બાલિકા પોતાની પાડોશમાંના અઢાર છોકરાઓ સાથે અનીતિનો સંબંધ ધરાવતી હતી અને તેની સાથે એ કાર્યમાં બીજી પણ કેટલીક છોકરીઓ સંડોવાયલી હતી. જો તપાસ કરવામાં આવે, તો પ્રત્યેક નગરના નિકટ ભાગમા આવા જ પ્રકારની અનેક ઘટનાઓ પ્રકાશમાં આવી શકે તેમ છે. પ્રતિવર્ષ અનેક છોકરીઓને ગ્રામર સ્કૂલ્સ્ તથા હાઇ સ્કૂલ્સ્માંથી ઊઠાડી લેવામાં આવે છે તેનું કારણ એ હોય છે કે તેઓ સત્વરજ માતૃપદને મેળવવાની તૈયારીમાં હોય છે.

"આ ભ્રષ્ટતામય ચેષ્ટાઓનો કેટલી સીમા પર્યન્ત વિસ્તાર થયેલો છે એ વળી ભિન્ન ભિન્ન 'રેસ્કયુ હોમ્સ' (ઉદ્ધારગૃહો)ના નિરીક્ષકો બહુ જ વિશેષ પરિમાણમાં જાણી શકે છે. બહુધા નાના કે મોટા પ્રત્યેક નગરમાં (યૂરોપ તથા અમેરિકાના પ્રત્યેક નગરમાં) ઓછામાં ઓછું આવું એક 'ઉદ્ધારગૃહ' તો અવશ્ય હોય છે જ અને એવાં સર્વ 'ઉદ્ધારગૃહો' જ્યારે જુઓ ત્યારે ભરેલાં અને ભરેલાં જ જોવામાં આવ્યાં કરે છે. થોડા જ વખત પહેલાં એવા એક 'ઉદ્ધારગૃહ'ની મુલાકાત લેતાં ચૌદ વર્ષના વયની એક બાળા મારા જોવામાં આવી કે જેણે ગળાથી પગના બૂટના ઉપરના ભાગ સુધી લંબાયલાં વસ્ત્રો પહેર્યાં હતાં અને તેના કેશોના ગુચ્છા વાળેલા હતા. થોડાં જ અઠવાડિયામાં તે બાળા માતા થવાની તૈયારીમાં હતી. એજ 'ઉદ્ધારગૃહ'માં બીજી પણ કેટલીક બાળાઓ હતી અને તેઓ પણ અવસ્થામાં એ બાળા કરતાં કાંઈ વધારે મોટી ન હોતી." *

---

*False Modesty, by Dr. E. B. Lowry, Pages. 13, 14, 15.

છોકરા તથા છોકરીઓના સતત સહવાસનાં આવાં અનિષ્ટ પરિણામોને જોઇને 'દંપતીશાસ્ત્ર'ના એક પ્રમાણુરૂપ મનાયલા અદ્વિતીય જ્ઞાતા સ્વર્ગવાસી હૅવ્‌લોક ઍલિસ્ પોતાના 'Studies in the Psychology of Sex' નામક પ્રચંડ ગ્રંથના છઠ્ઠા ભાગમાં 'વેશ્યા-વૃત્તિ' શીર્ષક પ્રકરણમાં બાળલગ્નની પુષ્ટિમાં એક અન્ય વિદ્વાનના અભિપ્રાયને દર્શાવતાં જણાવે છે કે; "શર્ટ્જના અભિપ્રાય પ્રમાણે જે માનવસમાજમાં બાળલગ્ન અશક્ય છે અને સમાજના નિયમ અનુસાર લગ્ન વિનાનો સ્ત્રીપુરુષનો સમાગમ નિંદ્ય મનાય છે તે સમાજમાં અવશ્ય વ્યભિચાર ફાટી નીકળે છે."+

સારાંશ કે, બાળલગ્નમાં કેટલાક અપાયો રહેલા હોવા છતાં પણ બાળલગ્નમાં ધર્મ, નીતિ તથા અવ્યભિચાર આદિની જેટલી સુરક્ષિતતા છે તેટલી તે યુવકલગ્ન તથા પ્રૌઢલગ્નમાં નથી એટલી વાર્તા તો હવે બાળલગ્નના વિરોધીઓને પણ સ્વીકારવી પડશે. આપણો ભારતીય હિન્દુસમાજ પોતાના ધર્મનિયમ અનુસાર લગ્ન વિનાના સ્ત્રીપુરુષના શારીરિક સંબંધને પાપરૂપ માનતો હોવાથી અને આપણો દેશ ઉષ્ણકટિબંધ હોવાથી આપણા આજકાલના જે સંસારસુધારકો બાળલગ્નની સંસ્થાને અત્યંત હાનિકારિણી દર્શાવીને સંમતિવયના ધારાને વ્યવહારમાં લાવવાના જીવસટોસટના પ્રયત્નો કરી રહ્યા છે તે સંસારસુધારકોને દંપતીશાસ્ત્રના આ રહસ્યને લક્ષમાં લેવાની અને ત્યાર પછી પૂર્ણ વિચારપૂર્વક સંમતિવયના ધારાને પ્રચલિત કરવાના પ્રયત્નમાં અગ્રગામી થવાની નમ્રતાપૂર્વક અમો પ્રાર્થના કરીએ છીએ; 'False Modesty' નામક ગ્રંથમાં

+"Prostitution tends to arise, as Schurts has pointed out, in every society in which early marriage is difficult and intercourse outside marriage is socially disapproved."
[Studies in the Psychclogy of Sex, by Havelock Ellis, Vol VI.

વર્ણવાયલી ઘટનાઓ જેવી જ બાર વર્ષથી ઉપરની અવસ્થાનાં છોકરા તથા છોકરીઓના અનીતિયુક્ત વ્યવહારની ઘટનાઓ આપણા ભારત-વર્ષનાં નગરો, ગ્રામો અને સ્કૂલો તથા કૉલેજોમાં ભૂતકાળમાં ઘટેલી છે, અત્યારે ઘટતી રહે છે અને બાળલગ્નનો અવરોધ કરીને છોકરા છોકરીઓના સહવાસને અબાધ્ય રહેવા દેવાશે તો ભવિષ્યમાં પણ ઘટતી જ રહેશે એ નિર્વિવાદ છે. બાળલગ્નથી અમારો એ આશય નથી કે બબ્બે તથા ચાર ચાર વર્ષનાં છોકરા છોકરીઓને પરણાવી દેવાં અને ઢીંગલા ઢીંગલીના વિવાહનું નાટક ભજવી બતાવવું; કિંતુ અમારા કથનનો આશય એ જ છે કે, બાર અથવા તેર વર્ષની કન્યાનો અઢારથી પચીસ વર્ષના તરુણ સાથે લગ્નસંબંધ કરી દેવો અને કન્યા રજસ્વલા થતાં તેને પતિગૃહે મોકલી દેવી કે જેથી તેમની–કન્યા તથા વરની–ચારિત્ર્યભ્રષ્ટતાનો સંભવ બહુ અંશે ન્યૂન થઈ જાય. બાળલગ્નના સંબંધમાં જે કેટલીક પ્રતિકૂલ યુક્તિઓ બાળલગ્નના વિરોધીઓ દ્વારા રજૂ કરવામાં આવે છે તેટલી જ કિંબહુના તેમનાથી પણ વિશેષસંખ્ય યુક્તિઓ–બાળલગ્નના લાભોને દર્શાવતી અનુકૂલ યુક્તિઓ–અમારાથી રજૂ કરી શકાય તેમ છે; પરંતુ પ્રસ્તુત પ્રકરણમાં બાળલગ્ન વિષયક વાદવિ-વાદ અપ્રાસંગિક હોવાથી અમો એ વિષયની ચર્ચાને હાલ તરત મુલ્તવી રાખીને પ્રતિપાદ્ય વિષયના પ્રતિપાદનમાં જ અગ્રેસર થઇએ છીએ; કારણ કે, એક સ્વતંત્ર પ્રકરણમાં એ વિષયને વિસ્તારપૂર્વક ચર્ચવાની અમારી મનોભાવના છે. અસ્તુ. ત્યારે હવે પ્રેમના એક સાધન તરીકે 'સ્વાદ' કેવા પ્રકારની ભૂમિકા ભજવી બતાવે છે એ જ હવે અમો દર્શાવીશું.

**સ્વાદ**

આપણા શરીરમાં સ્વાદને ગ્રહણ કરનારું અથવા અનુભવ-નારૂં જો કોઈ પણ પ્રધાન અંગ હોય તો તે કેવળ આપણી જિહ્વા જ છે. જિહ્વા ઉપર જે અનેક લઘુ અથવા ક્ષુદ્ર બિન્દુઓ (Papilla) હોય છે તેમની સાથે તંત્રી-મંડળ સંયુક્ત હોવાથી તેમની સહાયતાથી જ મનુષ્યને સ્વાદનું જ્ઞાન થાય છે. અહીં કદાચિત કેટલાંક પાઠકો તથા પાઠિકાઓ એવી શંકા

દર્શાવશે કે: 'સ્વાદની આવશ્યકતા કેવળ ભોજન તથા પાન (પીવા) માં જ રહેલી હોય છે; અને તમે તો પ્રેમના વિષયમાં સ્વાદને લઈ આવ્યા છો તો પ્રેમના વિષયમાં તેનો શો સંબંધ છે?' અમારી માન્યતા અનુસાર તેમ જ પ્રેમરહસ્યના જ્ઞાતા સર્વ પુરુષોની માન્યતા અનુસાર સ્વાદ સાથે પ્રેમનો અથવા પ્રેમ સાથે સ્વાદનો એક પ્રકારનો ઘનિષ્ઠ સંબંધ પરાપૂર્વથી અસ્તિત્વ ધરાવે છે અને આ વિશ્વના અંત પર્યન્ત અસ્તિત્વ ધરાવતો રહેવાનો છે એ સર્વથા નિર્વિવાદ છે. અમારા આ કથનની પુષ્ટિમાં અમો પ્રથમ કવિજનોનાં પ્રમાણોને જ ઉપસ્થિત કરીશું; કારણ કે, એ તો એક નિયમ જ થઈ ગયો છે કે જેઓ ખરેખરા કવિઓ હોય છે તેઓ ખરેખરા પ્રેમિકો પણ અવશ્ય હોય છે અથવા અન્ય શબ્દોમાં કહેવામાં આવે તો ખરેખરા પ્રેમી હોય છે તેઓ જ ખરેખરા કવિ થઈ શકે છે, પ્રેમી થવામાટે જે સર્વ ઉપાદાનોની આવશ્યકતા હોય છે તે સર્વ ઉપાદાનો કવિજનોમાં વિદ્યમાન જોવામાં આવે છે અને તેથી આ વિષયની મીમાંસામાં કવિજનોની સહાયતા લીધા વિના ચાલી શકે તેમ છે જ નહિ. એક કવિના એવા ઉદ્દગાર છે કે:—

'અતિ મધુર રમણી—અધરમાં સ્વર્ગીય મધુનો વાસ છે;
શ્રી વિષ્ણુ તેની મધુરતાનો માત્ર જ્ઞાતા ખાસ છે;
મધુરી સુધા સુખદાયિની જે મળી સાગરમંથને;
ઔદાર્યથી શ્રી વિષ્ણુએ તે સુધા દીધી દેવને. ૧
જેના અધરપીયૂષની સ્પર્ધા સુધાથી નહિ થતી;
લાવ્યા નિકેતનમાં વરી શ્રી વિષ્ણુ લક્ષ્મી ગુણવતી;
પીતા રહે લક્ષ્મી—અધરપીયૂષને આનન્દથી;
તેથી જ સામાન્યા સુધામાં તેમની રતિ કૈં નથી. ૨

એવી જ રીતે કવિકુલગુરુ કાલિદાસે એક સ્થળે એક સુંદરીને સંબોધીને એવા આશયના ઉદ્દગાર કાઢેલા છે કે: "હે તન્વંગિ, તારા અધરમાં જે મધુર આસ્વાદ રહેલો છે તેના તત્ત્વને ન જાણીને

અજ્ઞ જનો વ્યર્થ વાદાનુવાદ કરતા રહે છે. જો તેમને એક વાર પણ રમણીની અધરસુધાનો આસ્વાદ પ્રાપ્ત થયો હોત, તો તેઓ કદાપિ સુધાને મેળવવાની આશાને હૃદયમાં ધારણ કરત નહિ.”

'નૈષધચરિત' નામક મહાકાવ્યના રચયિતા કવીશ્વર શ્રી હર્ષ એક સ્થળે લલનાના અધરામૃતની મહત્તાને દર્શાવતાં કહે છે કેઃ "અમૃત તે અમૃત જ છે એમાં લેશમાત્ર પણ સંદેહ નથી; મધુ મધુર છે એ પણ સત્ય છે તેમ જ રસાલનું ફળ અત્યંત મધુર આસ્વાદ-યુક્ત છે એના સંબંધમાં પણ કશો વાદાનુવાદ નથી; તથાપિ તટસ્થ-તાથી સત્ય કહો જોઇએ કે પ્રિયતમાના અધરામૃત કરતાં અધિક મધુર આ સંસારમાં કોઈ પણ વસ્તુ છે ખરી ?”

પ્રિયતમા પ્રમદાના અધુરપીયૂષના માધુર્યના સમર્થ કવિજનો દ્વારા ગવાયલા આ મહિમાને જાણ્યા પછી પ્રેમના વિષયમાં સ્વાદની આવશ્યક્તાને વિશેષ રૂપે દર્શાવવાની આવશ્યક્તા રહે છે ખરી કે?

એ સ્વાદને અનુભવવાની વાસનાનું જે ફળ છે તે દંપતીશાસ્ત્રમાં 'ચુંબન' નામથી ઓળખાય છે. જેનામાં આપણો પ્રેમ બંધાયલો હોય છે તે વ્યક્તિને એક વાર ચુંબન કરવાનો અવસર મળી જતાં આપણને આપણી સકલ કામના અથવા આશા સિદ્ધ અથવા સફળ થયેલી દેખાય છે. આપણી ઇચ્છાનુ-સાર આપણી પ્રિયતમા વ્યક્તિને ચુંબન કરવાનો યોગ આપણને પ્રાપ્ત થતાં આપણને એમ જ જણાય છે કે જાણે આપણે આ મર્ત્ય-લોકમાં સ્વર્ગસુખને જ ભોગવી રહ્યા છીએ. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી એ પ્રશ્ન અહીં સ્વાભાવિક જ ઉત્પન્ન થાય છે કેઃ આમ થવાનું કારણ શું છે? આમ થવાનું કારણ એ છે કે આપણી સર્વ શારીરિક તથા માનસિક વૃત્તિઓ સાથે પ્રેમનો અત્યંત ગાઢ સંબંધ રહેલો છે. જેવી રીતે કોઈ એક વૃક્ષની એક શાખાને પકડીને હીલવતાં તે વૃક્ષની સર્વ શાખાઓ કંપાયમાન થઇ જાય છે તેવી જ રીતે આપણી એક વૃત્તિની પ્રબલતા થતાં સર્વ વૃત્તિઓ ક્રિયાશીલ થવાની

**ચુંબન**

તત્પરતા દર્શાવે છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી જે મનુષ્ય વૃક્ષની એક શાખાને ઝાલીને હીલવે છે તે મનુષ્યનો હસ્ત જો અતિશય દુર્બલ હોય, તો તે દુર્બલ હસ્તવડે હીલવવામાં આવતી એક શાખાના કંપથી વૃક્ષનાં સર્વ અંગો તથા પ્રત્યંગો કંપાયમાન નથી થતાં તેવી જ રીતે જે મનુષ્યના હૃદયમાં પ્રેમની છાયા પડેલી હોય છે તે પ્રેમની છાયાનો જો તેની સમસ્ત વૃત્તિઓમાં સંચાર થયેલો ન હોય, તો તેની નિર્બળ પ્રેમચ્છાયાનું જાણવાયોગ્ય કશું પણ પરિણામ થઈ શકતું નથી. પ્રેમના પ્રાબલ્યમાટે યૌવનકાલની આવશ્યકતા અનિવાર્ય મનાય છે તેનું કારણ એ છે કે યૌવનકાલમાં મનુષ્ય–સ્ત્રી તથા પુરુષ ઉભય–ની સમસ્ત શારીરિક તથા માનસિક વૃત્તિઓ સબળ તથા સતેજ રહ્યા કરે છે. હૃદયમાં પ્રેમભાવનો ઉદય થતાં અથવા તો પ્રેમભાવ દૃઢ થતાંની સાથે જ તેના સ્વાદને ભોગવવાની પ્રબલ ઇચ્છાનો ઉદ્‌ભવ થાય છે; અને તેનું કારણ ઉપર દર્શાવવામાં આવ્યું છે; અર્થાત્ આત્મા જે કાંઈ પણ કરવા ઇચ્છે છે તે કાર્યમાં સર્વ શારીરિક વૃત્તિઓ આત્માને સહાયતા આપવામાટે અત્યંત આકુલ થઈ જાય છે. આ કારણથી જ પ્રિયજનને ચુંબન કરવામાટે પ્રેમી જનના પ્રાણ આકુલવ્યાકુલ થતા આપણા જોવામાં આવ્યા કરે છે.

સ્વાદ પણ કામદેવના પાંચ બાણોમાંનો એક બાણ હોવાથી કામદેવનો એ બાણ લાગતાં જ પ્રેમી વ્યક્તિના હૃદયમાં પોતાની પ્રિયતમા વ્યક્તિના પ્રફુલ્લ ગંડ અથવા અધરને ચુંબનાર્દ્ર કરવાની પ્રબલ ઇચ્છા થઈ આવે છે અને એ ઇચ્છાની પૂર્તિમાં તેને સ્વર્ગીય સુખનો ભાસ થવા માંડે છે. જ્યારે પોતાની પ્રિયતમા વ્યક્તિ દૂર હોય છે ત્યારે પ્રેમી જનના મનમાં એવી ભાવના રહ્યા કરે છે કે: ‘કોણ જાણે કેટલા દિવસપર્યન્ત મારા પ્રિયજનના વિયોગને ભોગવવો પડશે અને તેના દર્શનનો શુભ દિવસ કયારે આવશે! તે દિવસ કયારે આવે કે જ્યારે તેના કપોલોને મારાથી ચુંબનાર્દ્ર કરીને

મારા ચુંબનપિપાસુ પ્રાણુની ચુંબનપિપાસાને તૃપ્ત કરી શકાય !' ચુંબનના આસ્વાદની વાસના પ્રેમીના હૃદયને આટલી સીમાપર્યન્ત આકુલ કરતી હોવાથી જ ચુંબનના સ્વાદને કામદેવના પાંચ બાણો માંના એક બાણુ તરીકે ઓળખાવવામાં આવ્યો છે.

હવે અહીં એક એ પ્રશ્ન થવાનો સંભવ છે કે જ્યારે ચુંબનના એક પ્રકારના સુધોપમ સ્વાદના અસ્તિત્વને માનવામાં આવેછે તો એ સ્વાદ કેવો અથવા કેવા પ્રકારનો હોય છે ? તો એ પ્રશ્નનું ઉત્તર એ જ છે કે એ સ્વાદ સર્વથા સ્વસંવેદ્ય હોવાથી અનિર્વચનીયછે અને તેથી તેનું કોઈથી પણ યથાર્થ વર્ણન કરી શકાય તેમ છે જ નહિ. કોઇ એમ પૂછે કે 'શર્કરાનું માધુર્ય કેવું હોય છે?' તો તેનું કોઇ એ ઉત્તર આપે છે કે: 'શર્કરાનું માધુર્ય મધુ (મધ)ના માધુર્ય જેવું હોય છે.' ઘણીક વાર મધુના માધુર્યને શર્કરા તથા ઇક્ષુ (શેરડી)ના માધુર્ય જેવું દર્શાવવામાં આવે છે અને બહુ બહુ તો કોઇ વસ્તુના માધુર્યને જેનો કોઇએ અનુભવ કર્યો નથી તે સ્વર્ગીય સુધાના માધુર્યની ઉપમા આપવામાં આવે છે; પરંતુ વસ્તુતઃ જેવી રીતે શર્કરા, મધુ તથા ઇક્ષુ આદિ મધુર વસ્તુઓનાં માધુર્ય એક બીજાથી સર્વથા ભિન્ન ભિન્ન પ્રકારનાં તથા સ્વસંવેદ્ય હોય છે તેવી જ રીતે ચુંબનનો સ્વાદ પણ અનિર્વચનીય સ્વતંત્ર માધુર્ય ધરાવનારો હોવાથી તે સ્વાદને તેનાં પ્રેમી અનુભવી જનો જ યથાર્થ સ્વરૂપમાં જાણી શકે છે. પ્રેમી અનુભવી જનો પણ એ સ્વાદને વર્ણવી શકતાં નથી, તો પછી અમારી શી શક્તિ કે અમો એ અનિર્વચનીય સ્વાદને વચનદ્વારા દર્શાવી શકીએ અથવા તો દર્શાવવાનો પ્રયત્ન માત્ર પણ કરી શકીએ ?

આજકાલના કેટલાક જંતુશાસ્ત્રજ્ઞ વૈજ્ઞાનિકો એવી ઘોષણા કરી રહ્યા છે કે: "સ્ત્રીઓ તથા પુરુષોના ઓષ્ઠો તથા કપોલો (ગાલો) જંતુઓથી ભરેલા હોવાથી અને જંતુઓ સાંસર્ગિક રોગોને વિસ્તારનારા હોવાથી ચુંબનદ્વારા અનેક સાંસર્ગિક રોગો ફેલાય છે એટલા માટે ચુંબનના વ્યાપારને બિલ્કુલ અટકાવી દેવાની આવશ્યકતા છે;"

માત્ર એટલું જ નહિ, પણ યૂરોપના કેટલાક દેશોમાં સ્ત્રીપુરુષોના એ ચુંબનવ્યાપારને અટકાવી દેવાના ઉપાયો પણ યોજાવા લાગ્યા છે; છતાં સ્ત્રીપુરુષના એ પ્રબલ નૈસર્ગિક પ્રેરણાજન્ય ચુંબનવ્યાપારને કોઇ પણ ઉન્માદિની રાજસત્તા અથવા સમાજસત્તા બળાત્કારે અટકાવી દેવાના પ્રયત્નમાં વિજયશાલિની થાય એ ઘટના અમોને તો સર્વથા અશકય તથા અસંભવનીય જ જણાય છે; કારણ કે, સ્ત્રીપુરુષના ચુંબનવ્યાપારને અટકાવવાનો પ્રયત્ન તે સૃષ્ટિની ઉત્પત્તિના વ્યાપારને અટકાવવાના પ્રયત્ન સમાન હોવાથી એ પ્રયત્ન કદાપિ સફળ થઇ શકે તેમ છે જ નહિ.

"સુવાસિક પુષ્પની ઉત્પત્તિનું સ્થલ જેમ ઉપવન છે;<br>
યથા ધન સર્વ ઐહિક વૈભવોનું મુખ્ય સાધન છે;<br>
યથા આભૂષણોનું મૂળ વિશ્વે એક કાંચન છે;<br>
પ્રણયની લાલસાની જન્મભૂમિ પ્રાય યૌવન છે;<br>
અનલનું સંભવસ્થલ જેમ વનનું શુષ્ક ઇંધન છે;<br>
પ્રણયસાફલ્યનું તેવી જ રીતે મૂળ ચુંબન છે."

અસ્તુ. હવે આપણે સ્પર્શનો વિચાર કરીશું.

**સ્પર્શ**

સ્પર્શેન્દ્રિયનું જો કોઈ પણ પ્રધાન અંગ હોય તો તે ચર્મ અથવા ચામડી છે. કોઈ પણ સ્થળે કોઈ પણ પદાર્થ સાથે માનવચર્મનું સંમિલન થતાં તે પદાર્થના બોધનો ઉદય થાય છે અને ત્યાર પછી તે જ બોધ હૃદયમાં ભાવરૂપે પહોંચી જાય છે એ તો આપણે આપણા નિત્યના અનુભવથી સારી રીતે જાણીએ છીએ. સ્પર્શથી જ સુખ તથા દુ:ખનો ભાવ ઉદ્ભવે છે. આપણા શરીરને કોમલ વસ્તુનો સ્પર્શ થતાં સુખનો જેવી રીતે અનુભવ થાય છે તેવી જ રીતે નીરસ કઠિન પદાર્થનો સ્પર્શ થતાં દુ:ખનો અનુભવ થતો રહે છે એ કોણ નથી જાણતું વારૂ? હવે કોમલ વસ્તુના સ્પર્શથી સુખનો અનુભવ થાય છે એ યદ્યપિ સત્ય છે; તથાપિ એ સુખના અનુભવમાટે તે કોમલ વસ્તુમાં ઉષ્ણતાની

આવશ્યકતા અનિવાર્ય હોય છે એ વાર્તાને આપણે અવશ્ય લક્ષમાં રાખવાની છે; કારણ કે, કોમલ વસ્તુમાં જે એક પ્રકારની ઉષ્ણતા રહેલી હોય છે તે જ સ્પર્શસુખનું મૂળ કારણ છે. પંકરાશિ (કાદવ) કોમળ હોવા છતાં પણ તેના સ્પર્શથી કોઇને સુખનો અનુભવ નથી થતો તેનું કારણ એ જ હોય છે કે પંકમાં ઉષ્ણતાનો સર્વથા અભાવ હોય છે. આ ઉદાહરણથી એ જ વાર્તા સિદ્ધ થાય છે કે કોમલતામાં રહેલી સહ્ય ઉષ્ણતા જ સુખદાયિની થતી રહે છે. પ્રેમમાં કોમલતા સાથે તેટલા જ પરિમાણમાં ઉષ્ણતાનો વાસ હોવાથી પ્રેમમાં સ્પર્શ-સમાન અન્ય કોઈ પણ વસ્તુનો સ્પર્શ સુખદાયક થઇ શકતો નથી અને તેથી જ જીવમાત્રને પરસ્પર આલિંગનથી એક પ્રકારના અદ્વિતીય અને આવર્ણનીય આનંદ અથવા સુખનો અનુભવ થતો રહે છે. જે વ્યકિતમાં આપણો પ્રેમ બંધાયલો હોય છે તેના અંગનો આપણા અંગને સ્પર્શ થતાં આપણે આપણને પોતાને પણ ક્ષણમાત્ર ભૂલી જઇએ છીએ અથવા એમ જ કહેવું જોઇએ કે આત્મવિસ્મૃત થઈ જઇએ છીએ. પોતાના પ્રેમપાત્રને આલિંગન આપતાં આપણા હૃદ-યમાં આનંદની જે ઊર્મિઓ ઉછળવા માંડે છે તે આનંદને કેવળ પોતે જ જાણી શકીએ છીએ અને આપણો તે અવર્ણનીય આનંદ આપણને આપણા પ્રેમપાત્રને આલિંગનપાશામાં વધારે અને વધારે બદ્ધ કરવાની પ્રેરણા કરતો રહે છે. એટલાથી જ સ્પર્શના યોગે અનુભવાતું સુખ કેટલી સીમાપર્યન્ત અલૌકિક હોય છે એની આપ-ણાથી યથાર્થ કલ્પના કરી શકાય છે.

જે વ્યક્તિમાં આપણે આપણા સ્નેહને સ્થાપી દીધેલો હોય છે તે આપણા પ્રેમપાત્રને આલિંગવાની આપણા હૃદયમાં પ્રબલ ઇચ્છા થયા કરે છે અને આપણા મુખમાંથી અનેક વાર એવા ઉદ્ગારો નીકળી જાય છે કે; “જો મારી એ પ્રેમપાત્ર વ્યક્તિના નવનીત સમાન સુકોમલ શરીરને સ્પર્શવા અથવા આલિંગવાનો અવસર મને મળી જાય, તો સ્વર્ગ જ મારા હસ્તમાં આવી જાય!”

અર્થાત્ જ્યાં સૂધી આપણુને આપણી તે પ્રેમપાત્ર વ્યક્તિને આલિંગવાનો અવસર પ્રાપ્ત નથી થતો ત્યાં સૂધી આપણું મન ખિન્ન તથા ઉદાસીન જ રહ્યા કરે છે અને તેમાં પણ તે પ્રેમપાત્રના વિયોગના સમયમાં તો તેના કુસુમતુલ્ય સુકુમાર દેહના સ્પર્શમાટે આપણા પ્રાણ એટલી સીમા પર્યન્ત વ્યાકુલ થઈ જાય છે કે આપણા હૃદયમાં બાણવડે વીંધાયલા હરિણ સમાન અસહ્ય યાતના થવા માંડે છે અને આપણે જીવનકાલમાં મૃત્યુની પીડાને અનુભવીએ છીએ. સારાંશ કે, પ્રેમશીલ દંપતી—નર તથા નારી અથવા પતિ તથા પત્ની—ને પરસ્પર આલિંગન દ્વારા પ્રાપ્ત થતું સ્પર્શસુખ કેવા પ્રકારનું હોય છે. એ યથાર્થ સ્વરૂપમાં કોઈથી પણ વર્ણવી શકાય તેમ નથી; કારણ કે, તે પ્રેમશીલ દંપતીઓના પોતાના હૃદયના અનુભવનો જ વિષય છે એટલે અમો પણ એ સ્પર્શજન્ય અવર્ણનીય સુખનું શું વર્ણન કરી શકીએ વારૂ?

**માંસપેશી**

કેટલાંક શારીરિક કાર્યો એવા પ્રકારનાં છે કે જેમનો મન સાથે કોઈ પણ પ્રકારનો ઘનિષ્ટ પ્રત્યક્ષ સંબંધ નથી હોતો, અને જે કાર્યોની સિદ્ધિમાટે અન્ય કોઈ પણ પાર્થિવ તથા બાહ્ય કાર્ય અથવા વિષયની આવશ્યકતા નથી હોતી. એ શારીરિક કાર્યો શરીરના આભ્યંતર ભાગમાં પોતાની મેળે જ જન્મે છે અને એ ક્રિયા જેમના યોગે સંપાદિત થાય છે તે માંસપેશીઓ છે. જે મનુષ્ય—નર તથા નારી—પાગલ તથા મૂર્ખ હોય છે તેમના ઉદર તથા મુખમાં ક્ષુધા તથા તૃષા તો પોતાની મેળે જ ઉદ્દ્ભવે છે; કારણ કે, માંસપેશી દ્વારા જે સર્વ કાર્યોની ઉત્પત્તિ થાય છે તે સ્વાભાવિક હોવાથી તેને કોઈ પણ બાહ્ય સાધનની આવશ્યકતા હોતી જ નથી. એ સ્વાભાવિક કાર્યોનું કોઇને શિક્ષણ આપવું નથી પડતું. પાણીની તરસ પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે અને પાણી પીતાંની સાથે પોતાની મેળે જ શમી જાય છે. પ્રેમપ્રતિ આપણાં હૃદયો આકર્ષાય છે તે આકર્ષણ સર્વથા

સ્વાભાવિક છે. બાહ્ય સૌન્દર્યનો અનુરાગ તથા અનુભવ પણ સ્વાભાવિક હોવાથી એના યોગે ઉદ્ભવતી આકુલતા પણ સ્વાભાવિક હોય છે; અર્થાત્ દારુણ વિરહની તીવ્ર યાતના તેમ જ સંયોગના વિશ્રામથી મળતા સુવિમલ સુખની એ ઇન્દ્રિયોદ્વારા જ ઉપલબ્ધિ થાય છે. સારાંશ કે, જો એ ઇન્દ્રિયો ન હોત, તો પ્રેમની બાહ્ય સૌંદર્યમાંની અનુરક્તિ તથા વિરહજન્ય નૈસર્ગિક વ્યાકુલતા પણ અસ્તિત્વ ધરાવી શકત નહિ. માંસપેશી સંબંધની અન્યાન્ય ક્રિયાઓનું અન્યત્ર સવિસ્તર વર્ણન કરાયલું છે. આ સ્થલમાં આટલું વર્ણન પર્યાપ્ત છે.

**મસ્તિષ્ક તથા સ્નાયુમંડલ**

એ તો અમો પૂર્વે જ જણાવી ચૂક્યા છીએ કે શારીરિક ઇન્દ્રિયોની સહાયતાથી બાહ્ય પદાર્થનાં જ્ઞાનને હૃદયમાં પહોંચાડીને જે ભાવનો ઉદય કરે છે તેનું નામ બોધ છે. પૂર્વોક્ત સર્વ ઇન્દ્રિયો જડ જગત્‌ના અંશ છે અને મન આધ્યાત્મિક જગત્‌ની વૃત્તિ છે. જડ તથા આત્માના પરસ્પર સબંધને સ્થાપવામાટે શરીરના સંદેશને મન સમક્ષ લઈ જનારૂં એક કૌશલમય યંત્ર માનવદેહમાં અસ્તિત્વ ધરાવે છે અને તે યંત્ર મસ્તિષ્ક તથા સ્નાયુમંડલ (Nervous system) નામથી ઓળખાય છે. જેમના મસ્તિષ્ક વિકૃત અથવા સ્નાયુમંડલ વિકારશીલ થઈ ગયેલાં હોય છે તેમના હૃદયોમાં કોઈ પણ પ્રકારના ભાવનો ઉદય થઈ શકતો નથી. એથી વિરુદ્ધ જેમનાં મસ્તિષ્ક અથવા સ્નાયુમંડલ જેટલા પરિમાણમાં અધિક પરિમાર્જિત તથા સ્વસ્થ હોય છે તેટલા પરિમાણમાં તેઓ અધિક ભાવુક અથવા ભાવશીલ હોય છે એ નવીનતાથી કહેવાની આવશ્યકતા છે જ નહિ.

મસ્તિષ્ક તે મસ્તકમાંનો એક સામાન્ય તરલ પદાર્થ છે અને તેનો મન સાથે અત્યંત ઘનિષ્ટ સંપર્ક હોય છે. જ્યારે મસ્તિષ્ક વિકૃત થઈ જાય છે તે વેળાયે મન સર્વથા શૂન્ય અથવા જડવત્ થઈ જાય છે; એટલે કે તે સમયમાં મનથી કોઇ પણ પ્રકારનું અથવા

કોઈ પણ વિષયનું ચિંતન કરી શકાતું નથી અને મનુષ્ય જડ પાષાણની અવસ્થાને ભોગવે છે. પ્રેમ સાથે મસ્તિષ્કનો વળી વિશેષ સંબંધ હોય છે અને તેથી જ પ્રાણુના પ્રેમથી વંચિત થતાં અનેક મનુષ્યોનાં મસ્તિષ્કો વિકૃત થઈ ગયેલાં છે અને તેઓ પાગલ થઈ ગયા છે. કેટલાક લોકો ઉન્માદવશ થઇને માર્ગમાં ભટકતાં અને એમ બોલતાં પણ આપણુ જોવામાં આવ્યા કરે છે કે: "અમોને પ્રેમના રોગે બનાવ્યા હાય દીવાના !" મસ્તિષ્કના સંબંધમાં અધિક જાણુવા યોગ્ય તો વળી એ છે કે મસ્તિષ્કમાંથી શરીરમાં સર્વત્ર બહુ જ ક્ષુદ્ર ક્ષુદ્ર સિરાઓ વિસ્તરેલી છે અને એ સર્વ ક્ષુદ્ર શિરાઓમાં માનવની જીવનીશક્તિ નિરંતર વહન કરતી રહે છે. એ જીવની શક્તિના પ્રવાહને અનેક લોકો 'તડિત્પ્રવાહ' (Nervo-vital fluid) નામથી પણ ઓળખે છે. મન સાથે શરીરનો સંબંધ કરી આપનાર એ જીવનીશક્તિનો જ પ્રવાહ છે. એનું પ્રત્યક્ષ પ્રમાણુ એ છે કે, જ્યારે મનુષ્યના મનમાં પ્રબલ પ્રેમનો ઉદ્દભવ થાય છે તે વેળાયે જાણે તેના શરીરમાં વિદ્યુત્‌ના ઝટકા લાગતા હોયની ! એવો જ તેને ભાસ થવા માંડે છે; માત્ર એટલું જ નહિ, પણુ કેટલીક વ્યક્તિઓનાં શરીરો તો એ વિદ્યુત્‌ના ઝટકાથી થરથર કંપવા મંડી જાય છે. મન પોતાની ઇચ્છા તથા ભાવનાને સ્નાયુમંડલના સાહાય્યથી જ શરીરમાં પ્રકાશિત કરી શકે છે. આભ્યંતર ભાગમાંથી મન જેવી રીતે શરીર પર કાર્ય કરતું રહે છે તેવી જ રીતે બાહ્ય ભાગમાંથી શરીર પણુ તંત્રીમંડલની સહાયતાથી મનનું કાર્ય કર્યા કરે છે. માનસિક કલાંતિ, મનની વિવશતા તથા મનની મદોન્મત્તતાના જ્ઞાનનો સ્નાયુસંબંધીય ઇન્દ્રિયોમાંથી જન્મ થાય છે. આ સર્વ મૂલસૂત્રો છે એટલે એમના વિકાસ તથા એમની ક્રિયા આદિનું અન્યત્ર યોગ્યસ્થલે સવિસ્તર વર્ણુન કરાશે.

અત્યાર સુધી પ્રેમની ઉત્પત્તિનાં સાધનોનું જે સંક્ષિપ્ત તથા સામાન્ય નિરૂપણુ કરવામાં આવ્યું છે તે સાધનોદ્વારા પ્રેમની ઉત્પત્તિ

થયા પછી માનવહૃદયમાં તે પ્રેમનો વિકાસ કેવી રીતે થાય છે અને તે પ્રેમના વિકાસના કેટલા પ્રકારો છે એ વિષયના નિરૂપણની આવશ્યકતા અનિવાર્ય હોવાથી અને એ પ્રેમવિકાસ ઉપરજ લગ્નની સફળતાનો આધાર હોવાથી હવે અમો અત્યારે એ વિષયના યથાશક્ય સવિસ્તર નિરૂપણ કાર્યમાં જ અગ્રેસર થઇશું; કારણ કે, પ્રેમનો વિકાસ 'દંપતીશાસ્ત્ર'નો એક અત્યંત આવશ્યક તથા પ્રધાન વિષય હોવાથી એ વિષયના વાસ્તવિક નિરૂપણ વિના 'દમ્પતીશાસ્ત્ર' ની અવસ્થા કોઇ એક અપાંગ મનુષ્ય સમાન થઇ પડે એ સર્વથા સ્વાભાવિક છે અને આપણો આશય તો 'દંપતીશાસ્ત્ર'ને સુંદર તથા પૂર્ણાંગ દર્શાવવાનો છે.

---

## પ્રકરણ ૭ મું
## પ્રેમનો વિકાસ

**પ્રેમના વિકાસના ત્રણ પ્રકાર**

પ્રેમના વિકાસના ત્રણ પ્રકાર છે અને તે પ્રીતિ (Love for beauty), પ્રેમ (Love for Love's sake) અને ભાવ (Ecstacy) એ ત્રણ નામથી ઓળખાય છે. પ્રીતિમાંથી પ્રેમનો અને પ્રેમમાંથી ભાવનો ઉદય થાય છે. સૌન્દર્યના દર્શનથી માનવ હૃદયમાં આનંદની ઊર્મિઓ ઉછળવા માંડે છે એટલે સર્વથી પ્રથમ સૌન્દર્યના યોગે જ પ્રીતિનો આવિર્ભાવ થાય છે અને ત્યાર પછી અનુક્રમે પ્રીતિમાંતી પ્રેમ તથા પ્રેમમાંથી ભાવનો આવિર્ભાવ થતો જોવામાં આવે છે. જ્યારે માનવ વ્યક્તિના હૃદયમાં ભાવનો આવિર્ભાવ થાય છે ત્યારે જ તેનાથી પ્રેમના મધુર આસ્વાદનો યથાર્થ ઉપભોગ કરી શકાય છે. પ્રીતિમાંથી પ્રેમનો અને પ્રેમમાંથી ભાવનો આવિર્ભાવ કાંઇ એક દિવસમાં જ નથી થતો; કારણ કે, જ્યાં સામાન્ય કાર્યો પણ એક દિવસમાં સંપન્ન થઇ શકતાં નથી ત્યાં પ્રેમ જેવાં

અસાધારણ કાર્ય એક દિવસમાં ક્યાંથી સંપન્ન થઇ શકે વારૂ? અર્થાત્ પ્રેમ જેવાં ગુરુતર કાર્યોની સંપન્નતામાટે દીર્ઘ સમયની આવશ્યક્તા હોય છે. અસ્તુ. હવે જેના યોગે પ્રેમનો એ ત્રણ પ્રકારે વિકાસ થાય છે તે વાર્તાને જ અમો વર્ણવીએ છીએ અને અમારા પ્રેમી પાઠકો તથા પ્રેમિકા પાઠિકાઓને અમારા એ વિવેચનનું લક્ષપૂર્વક પઠન કરીને તદનુસાર પ્રેમના પૂર્ણ આસ્વાદને ઉપભોગવાની પ્રાર્થના કરીએ છીએ. અહીં એ વાર્તાને નવીનતાથી દર્શાવવાની આવશ્યક્તા તો છે જ નહિ કે પ્રત્યેક નર તથા નારીમાટે આ જીવનમાં પ્રેમ સમાન અનન્યસુખદાયિની અન્ય કોઇ પણ વસ્તુ છે નહિ અને થવાની પણ નથી. જો મનુષ્યના હૃદયમાં એ પ્રેમનું અસ્તિત્વ ન હોત, તો અમો નિશ્ચયપૂર્વક કહી શકીએ છીએ કે, આપણો આ સંસાર અત્યાર પૂર્વે કયારનોય સ્મશાનતુલ્ય અથવા તો પ્રચંડ માર્તંડનાં તપ્ત કિરણોવડે દગ્ધ મરુભૂમિતુલ્ય થઈ ગયો હોત. આપણે પ્રેમના બંધનમાં જકડાયલાં હોવાથી જ સંસારની આટઆટલી પીડા, જ્વાલા તથા યંત્રણાઓને સહન કરીને ઘાંચીના બળદ પ્રમાણે અવિરત ભ્રમણ કર્યા કરીએ છીએ અને દુઃખમાં સુખનો તથા શોકમાં આનંદનો સાક્ષાત્કાર કરતાં રહીએ છીએ. આવા અલૌકિક મોહમય તથા અવર્ણનીય મહિમાયુક્ત પ્રેમના તત્ત્વને જો આપણે અલ્પ પરિમાણમાં પણ ન જાણી શકીએ, તો આપણે કાંઈ પણ નથી જાણી શક્યાં એમ જ સિદ્ધ નથી થતું કે શું?

પ્રેમ સમાન સુખદાયક, પ્રેમ સમાન આત્મવિસ્મૃતિકારક અને પ્રેમ સમાન અનુપમ સ્વર્ગીય અન્ય કોઈ પણ પદાર્થ નથી એ વાતાં સર્વથા નિર્વિવાદ છે; કારણ કે, એ પ્રેમ નામક દેવતા મનુષ્યના હસ્તે અપૂર્વ આત્મસમર્પણ તથા સર્વસ્વદાન કરાવી શકે છે તેમ જ સર્વસ્વ ગ્રહણ પણ કરાવી શકે છે અથવા અન્ય શબ્દોમાં કહેવામાં આવે, તો એ પ્રેમ દેવતા મનુષ્યને પોતાની ઇચ્છા અનુસાર નવજીવન પણ સમર્પી શકે છે અને અકાળ મૃત્યુના મુખમાં પણ સમર્પી

શકે છે. અમુક એક પુરુષનો અમુક એક સ્ત્રીમાં અથવા અમુક એક સ્ત્રીનો અમુક એક પુરુષમાં પ્રેમ બંધાઇ જાય છે એટલે પછી તે પુરુષ પોતાની પ્રેમપાત્ર સ્ત્રીનાં ચરણોમાં તેમ જ તે સ્ત્રી પોતાના પ્રેમપાત્ર પુરુષનાં ચરણોમાં પોતાનાં જીવન સુદ્ધાંને પણ સમર્પી દેવાને તત્પર થઈ જાય છે એ પ્રેમની પ્રચંડ શક્તિનું પ્રત્યક્ષ પ્રમાણ છે. આ સર્વ કેવી રીતે થાય છે એનું જ અત્યારે આપણે નિરીક્ષણ કરવાનું છે.

એ તો અમોએ ઉપર જણાવેલું જ છે કે પ્રેમનો વિકાસ ત્રણ પ્રકારે થાય છે, અને તેમાંનો પ્રથમ પ્રકાર એ છે કે પ્રીતિ (Love for beauty) એટલે કે સૌન્દર્ય વિષયક પ્રીતિમાંથી પ્રેમનો આવિર્ભાવ કિંવા વિકાસ થાય છે. એ સૌન્દર્યમાં કેવળ શારીરિક બાહ્ય સુંદરતાનો જ સમાવેશ થાય છે એમ નથી, કિન્તુ એ સૌન્દર્યમાં સદ્‌ગુણ આદિનો પણ સમાવેશ થાય છે એ અહીં અવશ્ય લક્ષમાં રાખી લેવાનું છે, અને એનું 'સૌન્દર્ય' શીર્ષક પ્રબંધમાં યથાર્થ વિવેચન કરાયલું છે. સર્વથી પ્રથમ અમુક વ્યક્તિના રૂપ અથવા ગુણના દર્શનથી તેના પ્રતિ આપણી પ્રીતિ થાય છે અથવા તો પ્રેમનો પ્રથમ વિકાસ થાય છે એમ પણ કહી શકાય તેમ છે. એ પ્રીતિમાંથી ધીમે ધીમે તેનામાં આપણી જે અધિકાધિક સંલગ્નતા થતી જાય છે તેને જ 'પ્રેમ' નામથી ઓળખવામાં આવે છે અને એ પ્રેમમાંથી જ ભાવનો ઉદય થાય છે. જે રૂપમાં અને જે ભાવથી એ ત્રણ અવસ્થાઓનો આવિર્ભાવ થાય છે અને મનુષ્યને જે સ્વરૂપમાં પ્રેમના મધુર આસ્વાદની પ્રાપ્તિ થાય છે તે જ હવે અમો આ સ્થાનમાં યથાનુક્રમ વર્ણવીએ છીએ. પ્રેમનું પ્રથમ સોપાન સૌન્દર્ય હોવાથી પ્રથમ આપણે સૌન્દર્યની જ સમીક્ષા કરીશું.

**સૌન્દર્ય**

સૌન્દર્ય અથવા રૂપ (Beauty) જ પ્રેમના વિકાસનું પ્રથમ સોપાન છે એ વિષયમાં કોઇનો કશોય મતભેદ છે જ નહિ. 'રૂપ' શબ્દનો અનેક પ્રકારના અર્થોમાં પ્રયોગ કરવામાં આવે છે. દર્શનશાસ્ત્રમાં શબ્દ, સ્પર્શ, રૂપ,

રસ અને ગંધ એવી રીતે પંચમહાભૂતોના ગુણોને દર્શાવતાં 'રૂપ' શબ્દનો પ્રયોગ કરાયલો છે; પરંતુ સામાન્યતઃ 'રૂપ' શબ્દ સૌન્દર્ય-વાચક છે અને અત્યારે અમો સૌન્દર્યના અર્થને દર્શાવનારા 'રૂપ'નું જ વિવેચન કરી રહ્યા છીએ.

અહીં પ્રારંભમાં જ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, રૂપ અથવા સૌન્દર્ય શી વસ્તુ છે? અર્થાત્ જો આ પ્રશ્નના ઉત્તર રૂપે આપણાથી રૂપ કિંવા સૌન્દર્યના મર્મનું ઉદ્ઘાટન ન કરી શકાય, તો પ્રેમના વિકાસના સંબંધમાં આપણાથી કાંઇ પણ જાણી શકાય તેમ નથી એ સર્વથા નિઃસંશય છે; કારણ કે, રૂપ અથવા સૌન્દર્ય જ પ્રેમની ભિત્તિ હોવાથી સૌન્દર્યના પ્રકાશથી જ પ્રેમની પ્રથમ ભિત્તિ નિર્માણ થાય છે એ વાર્તા સ્વયંસિદ્ધ હોવાથી એના અધિક વિવેચનની આવશ્યકતા છે જ નહિ. સ્વ. બાબૂ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય એક સ્થળે લખે છે કેઃ "હું આ હરિત નીલ ચિત્રિત પ્રજાપતિના રૂપમાં મુગ્ધ છું અને તું કુસુમિતા કામિની શાખાના રૂપમાં મુગ્ધ છે; કારણ કે, મોહને ઉપ-જાવવામાટે જ રૂપનો જન્મ થયેલો છે એટલે એમાં તારો કે મારો કોઇનો પણ દોષ નથી." આ કથન સર્વથા યથાર્થ તથા વાસ્તવિક છે; કારણ કે, રૂપમાં સર્વ જનો મુગ્ધ થઇ જાય છે અને રૂપના યોગે જ પ્રીતિ થાય છે. રૂપ અથવા સૌન્દર્યનો સાક્ષાત્કાર કર્યા વિના કોઇ પણ વ્યક્તિની અન્ય કોઈ પણ વ્યક્તિમાં પ્રીતિ નથી થઇ શકતી અને પ્રીતિ વિના પ્રેમનો સંભવ ન હોય એ તો સ્વાભાવિક જ છે. સારાંશ કે, પ્રેમનું મૂળ પ્રીતિ છે અને પ્રીતિનું મૂળ સૌન્દર્ય છે. ત્યારે સૌન્દર્યની વ્યાખ્યા શી છે? સૌન્દર્યની વિશ્વમાન્ય અથવા સર્વમાન્ય વ્યાખ્યા કરવી એ સહજ અથવા સાધારણ કાર્ય નથી; કારણ કે, સૃષ્ટિના આરંભકાળથી અત્યાર સૂધીમાં ભિન્ન ભિન્ન દેશના પ્રચંડ વિદ્વાનોએ સૌન્દર્યની વ્યાખ્યા કરવામાં પોતાનાં મસ્તિષ્કોને અત્યંત આલોડિત કરવા છતાં પણ તેઓ સૌન્દર્યની સર્વમાન્ય વ્યાખ્યા અદ્યાપિ નથી કરી શકયા તે નથી જ કરી શકયા, અને તેનું પ્રધાન

કારણ એ જ છે કે ભિન્ન ભિન્ન લોકોના સૌન્દર્ય વિષયક આદર્શ ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે. જ્યાંસુધી સમસ્ત વિશ્વનો સૌન્દર્યવિષયક આદર્શ એક-મેવાદ્વિતીય અથવા એક જ પ્રકારનો ન થઈ જાય ત્યાં સુધી સૌન્દ-ર્યની એક જ સર્વમાન્ય વ્યાખ્યા કોઇથી પણ કરી શકાય તેમ છે ખરૂં કે? કદાપિ નહિ.

ગ્રીસ દેશવાસી શ્રેષ્ઠ તત્ત્વજ્ઞ સૉક્રેટિસ કહે છે કે: "આ જગત્માં જે કાર્યની સિદ્ધિમાટે મનુષ્ય આવે છે તે કાર્ય જે વસ્તુના યોગે સિદ્ધ થાય તે વસ્તુ જ સુંદર છે. અર્થાત્ જો માટીના યોગે લોકોના કાર્યની સિદ્ધિ થતી હોય તો તે માટી જ સુંદર છે અને સુવર્ણના યોગે પણ જો કાર્યસિદ્ધિ ન થાય, તો તે સુવર્ણ પણ સુંદર નથી એમ જ માનવું જોઇએ." પ્લેટોએ સૌન્દર્યની વ્યાખ્યા કરવા જતાં આ જગત્માંના સર્વ પદાર્થોના સૌન્દર્યનો સંહાર કરી નાખ્યો છે; કારણ કે, તેણે એવા ઉદ્ગાર કાઢ્યા છે કે: "જે કાંઈ પણ આપણને સુંદર જણાય છે અથવા ભાસે છે તે વસ્તુતઃ સુંદર છે જ નહિ." કેટલાક લોકો કેવળ ઉપયુક્તતાને સુંદર માને છે, પરંતુ તેમની એ માન્યતા યથાર્થ હોય એમ આપણે તો નથી જ માની શકતા; કારણ કે, ઉપયુક્તતાના યોગે કેવળ સૌન્દર્યનો વિકાસ જ થઈ શકે છે. સૌન્દર્યના સંબંધમાં એરિસ્ટોટલ નામક સુવિખ્યાત તત્ત્વજ્ઞનો એવો અભિપ્રાય છે કે: "કોઇ પણ વસ્તુની ઉપયુક્ત ભાવથી કરાયલી વ્યવસ્થિત રચના (Orderly arrangement) અને તેનું એક પ્રકારનું વિશેષ અથવા વિશિષ્ટ વ્યવધાન એ જ વાસ્તવિક સૌન્દર્ય છે." સૉફ્ટ્સબેરી સાહબ સૌન્દર્યની જે વ્યાખ્યા આપે છે તે એ છે કે: "જે કાંઈ પણ વર અથવા ઉત્તમ હોય તે જ સુંદર હોવાથી ઉત્તમતા તે જ સૌન્દર્ય છે." આ વ્યાખ્યા એક દષ્ટિથી જોતાં યોગ્ય છે એમ જ કહેવું જોઇએ; કારણ કે, આવા પ્રકારનો સિદ્ધાન્ત વિશેષ પ્રયાસ કિંવા પરિશ્રમ વિના જ કરી શકાય છે અને બહુ અંશે સર્વમાન્ય પણ થઈ શકે છે. સૌન્દર્યના સંબંધમાં સુપ્રસિદ્ધ

દાર્શનિક એલિસન્ સાહબે જે સિદ્ધાન્ત દર્શાવ્યો છે તે, અમારી માન્યતા અનુસાર, બહુધા સર્વત્ર ગ્રાહ્ય તથા પ્રીતિપ્રદ થાય તેવો જ છે. એલિસન્ સાહબે સૌન્દર્ય સંબંધી એક સ્વતંત્ર ગ્રંથ રચેલો છે અને તેમાં સૌન્દર્યના સંબંધમાં બહુ યુક્તિ તથા ગવેષણાદ્વારા આલોચના કરીને તેઓ અંતે એવા નિશ્ચયપર આવ્યા છે કે: "જડના ભિન્ન ભિન્ન વિકાસમાં આપણે જે સૌન્દર્યનો સાક્ષાત્કાર કરીએ છીએ તે મનની છાયા (Expression of mind) વિના બીજું કાંઈ પણ નથી. અર્થાત્ આપણા માનસિક ગઠનાનુયાયી જે જે વિષયના યોગે આપણા મનમાં સુખનો ઉદય થાય છે તે સર્વ પદાર્થો અથવા વિષયો આપણા મનને ઉત્તેજિત કરનારા હોવાથી આપણે તે પદાર્થો અથવા વિષયોમાં સૌન્દર્યનો સાક્ષાત્કાર કરતા રહીએ છીએ."

એલિસન્ સાહબનો આ સિદ્ધાન્ત અવશ્ય વિચારણીય છે; કારણ કે, આપણા માનસિક ગઠનાનુયાયી જે જે વિષયોના યોગે આપણા મનમાં સુખનો ઉદય થાય છે તે સર્વ પદાર્થો અથવા વિષયો મનને ઉત્તેજિત કરનારા હોવાથી જ તે તે પદાર્થોમાં આપણે સૌન્દર્યનો સાક્ષાત્કાર કરતા રહીએ છીએ એની કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી. જો વસ્તુસ્થિતિ આવા પ્રકારની ન હોત, તો નવીનસ્યામલ પત્રદલ સુશોભિત વૃક્ષમાં આપણને જે મનોહરતાનો સાક્ષાત્કાર થાય છે તે કદાપિ થાત ખરો કે? જો વસ્તુસ્થિતિ આવા પ્રકારની ન હોત, તો તમો પોતાની પ્રણયિનીને સૃષ્ટિની સર્વશ્રેષ્ઠ સુંદરી તરીકે કેમ માની અથવા સ્વીકારી શકત વારૂ? તમારી પ્રણયિની તમારી માનસિક ગઠનાનુયાયિની તથા તમારા મનને ઉત્તેજિત કરનારી હોવાથી જ તેનામાં તમો સૌન્દર્યનો સાક્ષાત્કાર કરતા રહો છો એમાં કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ. મજનૂંને તેની માશૂક લયલા કાળી હોવા છતાં પણ અપૂર્વ સૌન્દર્યશાલિની દેખાતી હતી તેનું કારણ પણ એ જ હોવું જોઇએ. એક વાર મજનૂંને જ્યારે લોકો એમ કહેતા હતા કે: "લયલા તો કાળી છે;" ત્યારે મજનૂં

તેમને એટલો જ જવાબ આપતો હતો કે: "લયલાકો દેખિયેગા મજનૂંકી આંખસે!" (એટલે કે, "લયલાને મજનૂંની આંખથી જુઓ!") એક પ્રેમી પુરુષ પોતાની પ્રણયિનીને સંબોધીને કહે છે કે: "મેં અનેક રમણીઓના મુખચંદ્ર જોયા છે, અનેક રાજાઓના ધનરાશિઓ તથા હીરક માણિક્ય આદિ નિહાળ્યાં છે અને સમસ્ત આગારને પ્રકાશિત કરનારાં નાનાવિધ સૌન્દર્યની ઝાંખી પણ કરી છે; પરંતુ તારા સૌન્દર્યની અંશમાત્ર સ્પર્ધા કરી શકે તેવું સૌન્દર્ય અન્યત્ર ક્યાંય પણ મારા જોવામાં નથી આવ્યું. તું ખરેખર અનન્યા તથા અદ્વિતીયા રૂપસુંદરી છે!" આ અને આવા જ પ્રકારના અન્યાન્ય દૃષ્ટાન્તોથી એ જ વાર્તા સિદ્ધ થાય છે કે અમુક એક વ્યક્તિના માનસિક ગઠનાનુયાયી જે જે વિષયના યોગે તે વ્યક્તિના મનમાં સુખ અથવા આનંદનો ઉદય થાય છે અને જે જે વિષયો તેના મનને ઉત્તેજિત કરે છે તે તે વિષયોમાં જ તે વ્યક્તિ સૌન્દર્યનો સાક્ષાત્કાર કર્યા કરે છે; અન્ય વસ્તુઓ અથવા વિષયો વસ્તુતઃ અત્યંત સુંદર હોવા છતાં પણ તેને તો અસુંદર જ દેખાય છે; કારણ કે, સૌન્દર્યનો ઘનિષ્ટ સંબંધ વસ્તુ સાથે નહિ, પણ મનુષ્યની વિશિષ્ટ મનોવૃત્તિ અથવા માન્યતા સાથે જ સંધાયલો હોય છે એ સર્વથા નિર્વિવાદ છે.

આપેક્ષિક પરિમાણમાં વાસ્તવિક સૌન્દર્યને જાણવા તથા ઓળખવાની શક્તિ મનુષ્યમાં બહુ જ વિરલ જોવામાં આવે છે; કારણ કે, વિશ્વના વાસ્તવિક સૌન્દર્યને જોવા તથા જાણવામાટે નેત્રોને દીર્ઘ કાળ પર્યન્ત કેળવવાની અતિશય આવશ્યકતા હોય છે અને એવી રીતે નેત્રોને કેળવવાનો પરિશ્રમ વેઠનાર લાખ મનુષ્યોમાં કોઈ એક મનુષ્ય પણ ભાગ્યે જ મળી શકે છે. જ્યાં સુધી વાસ્તવિક સૌન્દર્યની પરીક્ષાના વિષયમાં નેત્રો આટલી સીમા પર્યન્ત અભ્યસ્ત ન થયેલાં હોય ત્યાં સુધી અંધ, નિર્જીવ તથા કઠિન પ્રસ્તરમયી–પાષાણ–પ્રતિમાના આભ્યંતર ભાગમાં રહેલા ભાસ્કરદત્ત જીવન્ત ભાવને કોણ અનુભવી

શકે તેમ છે વારૂ? બહુધા કોઇ પણ અનુભવી શકે તેમ નથી અને એટલામાટે એ જ સ્થિર નિશ્ચય કરી શકાય છે કે સ્પર્શ, વર્ણ, આકાર તથા શબ્દ એ પ્રત્યેકની સૌન્દર્યગ્રાહિતાનું પ્રકૃતિભેદ તથા માનસિક ચર્ચાભેદથી કેટલેક અંશે તારતમ્ય કાઢી શકાય છે. આ કારણથી આપણામાંની પ્રત્યેક વ્યક્તિમાં એ વિભિન્ન જાતીય સૌન્દર્યના ગ્રહણની વિભિન્ન માનસિક ઉપયોગિતા હોય છે. આ પરિસ્થિતિથી જાણી શકાય છે કે આપણી માનસિક ઉપયોગિતા તથા નિર્વાચન વિષયક ક્ષમતાના ભેદ અનુસાર ભિન્ન ભિન્ન સૌન્દર્યના અથવા તો તેમાંના એકાધિક કિંવા સર્વના સુસામ્ય, સમન્વય કિંવા સામંજસ્ય-જનિત સૌન્દર્યગ્રાહિત્વનાં સંબંધમાં કેટલી સીમા પર્યન્ત ભિન્નતા અથવા પાર્થક્ય હોવાનો સંભવ છે. બાહ્ય પ્રકૃતિમાં વર્ણ, છાયા, પ્રકાશ, આકાર, શબ્દ તથા કોમલતાનો જટિલ સમન્વય હોય છે અને તેથી જ આપણી માનસિક ક્ષમતાના ભેદ અનુસાર આપણે તે બાહ્ય પ્રકૃતિને વિભિન્ન દૃષ્ટિથી જોઇએ છીએ. આ નિયમ અનુસાર જે એક વસ્તુના દર્શનથી અમુક એક વ્યક્તિના હૃદયમાં ભય તથા કંપનો આવિર્ભાવ થાય છે તે જ વસ્તુના દર્શનથી અન્ય વ્યક્તિના હૃદયમાં પ્રણયની સ્મૃતિનો આવિર્ભાવ થતો દેખાય છે; એ જ પ્રમાણે અમુક એક વસ્તુ એક વ્યક્તિને સૌન્દર્યની પૂર્ણિમા સમાન દેખાય છે તો અન્ય વ્યક્તિને તે જ વસ્તુ વિદ્રૂપતાની સજીવન પ્રતિમા તુલ્ય જણાય છે. એ સર્વ સૌન્દર્યગ્રાહિતા વિષયક ભિન્ન ભિન્ન ક્ષમતા કિંવા યોગ્યતાનું જ પરિણામ છે. વેનિસ નગરની બાળાઓ તથા બાલિકાઓ જે કૃષ્ણકાય મૂર ઑથેલ્લોને જોતાંની સાથે જ ભયભીત થઇને બહુ દૂર પલાયન કરી જતી હતી તે જ કુરૂપ તથા કદાકાર ઑથેલ્લોને વેનિસ નગરની પ્રસ્ફુટિત કુસુમકલિકા, નીલાકાશના પૂર્ણચંદ્ર તુલ્ય અનુપમા સૌન્દર્યશાલિની અને અમાનિશાની હૃદયમુગ્ધકારિણી ઉજ્જ્વલતામયી તારા સર્વશ્રેષ્ટ લાવણ્યલતિકા ડેસ્ડેમોના પોતાનું જીવન-સર્વસ્વ સમર્પીને પૂજતી હતી. એ સૌન્દર્યગ્રાહિતા વિષયક ક્ષમતાભેદ

કિંવા રુચિભેદનું નહિ, તો અન્ય શાનું પરિણામ વારૂ? જેવી રીતે કાળી લયલા ગોરા મજનૂંની પ્રેમારાધ્યા દેવતા હતી તેવી જ રીતે કાળો મૂર ઑથેલ્લો ગોરી ડેસ્ડેમોનાનો પ્રેમારાધ્ય દેવ હતો. આ સર્વ ઉદાહરણોથી એ જ નિશ્ચય કરી શકાય છે કે ભિન્ન ભિન્ન મનુષ્યો એક જ વ્યક્તિને પોતપોતાની માનસિક ઉપયોગિતા તથા નિર્વાચન-શક્તિની ભિન્નતા અનુસાર ભિન્ન ભિન્ન ભાવથી જોતાં રહે છે. જે એક વ્યક્તિનો અમુક એક વ્યક્તિમાં પ્રેમ બંધાઈ જાય છે તે વ્યક્તિને પોતાની પ્રેમભાજન વ્યક્તિનું સૌન્દર્ય સમસ્ત સંસારમાં સર્વશ્રેષ્ટ તથા અદ્વિતીય દેખાય છે; કારણ કે, તેની સૌન્દર્યગ્રાહિતા વિષયક યોગ્યતા અનુસાર તે પોતાની પ્રેમભાજન વ્યક્તિમાં જેટલી સીમા પર્યન્ત કોમલતા, વર્ણ, સ્વર, આકાર તથા ભાવ આદિના સામંજસ્યને નિહાળી શકે છે તેટલી સીમા પર્યન્ત તે સામંજસ્યને પ્રણયી વિના અન્ય કોઈ પણ મનુષ્યનાં અંધ ચક્ષુઓ કદાપિ જોઈ શકતાં નથી. આવા પ્રકારની વિલક્ષણ પરિસ્થિતિનો ગંભીર વિચાર કરતાં એમ જ કહેવું પડે છે કે કાં તો આ સૃષ્ટિમાં કોઈ પણ વસ્તુ સુંદર છે જ નહિ અને કાં તો આ સૃષ્ટિમાંની સર્વ વસ્તુઓ અનન્યસુંદર હોવાથી સર્વત્ર કેવળ સૌન્દર્ય અને સૌન્દર્યની જ સાર્વભૌમ સત્તા વિસ્તરેલી છે.

આપણી ક્ષમતાના ભેદ અનુસાર આપણે પ્રત્યેક વિભિન્ન વસ્તુમાં વિભિન્ન સૌન્દર્ય કિંવા કુરૂપતાનો સાક્ષાત્કાર કરીએ છીએ; કારણ કે, આપણું માનસિક ગઠન આપણા અનુશીલન અનુસાર હોય છે અને આપણું અનુશીલન આપણાં માનસિક વિચાર, બુદ્ધિ તથા શિક્ષણ અનુસાર હોય છે. ભિન્ન ભિન્ન દેશવાસીઓનાં માનસિક વિચાર, બુદ્ધિ તથા શિક્ષણ આદિ પોતપોતાના એકદેશીય ભાવવડે અભિવ્યક્ત હોવાથી સર્વ મનુષ્યોની રુચિઓ ભિન્ન ભિન્ન હોવા છતાં પણ એક જ દેશના નિવાસીઓના નિવાસીઓની રુચિ બહુ અંશે તો સમાન જ હોય છે. એ જ કારણથી એક દેશના નિવાસીઓ જે વસ્તુને સુંદર તરીકે ઓળખે છે તે જ વસ્તુને અન્ય દેશના લોકો સુંદર તરીકે નથી ઓળખતા.

એકજ દેશના નિવાસીઓના માનસિક ગઠનનો વિશેષ પરિમાણમાં પરસ્પર સંબંધ હોવાથી સર્વ મનુષ્યોનાં માનસિક ગઠન સર્વાંશે સમાન ન હોવા છતાં પણ અનેકાંશે સમાન હોય એ સર્વથા સ્વાભાવિક છે. ચીનદેશના નિવાસીઓ જે સ્ત્રીઓનાં ચરણો બહુ જ લઘુ અથવા નાનાં હોય છે તે સ્ત્રીઓને જ પરમસુંદરી માને છે, અને એટલામાટે ધનાઢ્ય તથા કુલીન કુટુંબની કન્યાઓના પગોમાં તેમના બાલ્યકાલથી જ લોઢાના જોડા પહેરાવીને તેમના પગોને બળાત્કારે વધતા અટકાવી દેવામાં આવે છે. એનું પરિણામ એ થાય છે કે તે કન્યાઓ જ્યારે મોટી થાય છે ત્યારે તેમનાથી ચાલી પણ નથી શકાતું, પરંતુ તેઓ સુંદરીઓ મનાય છે અને એટલાથી જ તેઓ પોતાને કૃતકૃત્ય માની લે છે. હબ્શીઓ (નિગ્રોજ) મોટા જાડા હોઠ તથા ચમકતા કાળા રંગને જ સૌન્દર્યનાં પ્રધાન લક્ષણો માને છે; પૅરિસવાસી ફ્રેંચ લોકોને ફ્રેંચ રમણીઓના લાંબા તથા કાળા કેશકલાપો અથવા ચોટલા સુંદર નથી જણાતા; તેમને તો રમણીઓનાં પુરુષો પ્રમાણે મુંડેલાં માથાં જ અધિક સુંદર જણાય છે; અંગ્રેજો સ્ત્રીઓનાં નીલ ચક્ષુ તથા સોનેરી રંગના વાળને જોઇને અત્યંત પ્રસન્ન થાય છે; કારણ કે તેમની માન્યતા અનુસાર સ્ત્રીસૌન્દર્યનાં એ જ પ્રધાન લક્ષણો છે; અને આપણે ભારતવાસીઓ રમણીઓનાં પ્રિયંગુલતા સમાન સુકુમારતા, ચકિતા હરિણી સમાન નેત્રકટાક્ષ, પૂર્ણચન્દ્ર સમાન મુખમંડલ, મૃણાલ સમાન બાહુ, સિંહ કટિ સમાન કટિપ્રદેશ, નાગ અથવા મયૂર-પુચ્છ સમાન કેશકલાપ, કાંચનકલશ કિંવા બિલ્વફળ સમાન કુચદ્વય, હાથીની સૂંઢ સમાન જંઘા, પવનતાડિત નદીજલના ક્ષુદ્ર ક્ષુદ્ર તરંગહિલ્લોલ સમાન ભ્રૂવિલાસ, મૌક્તિકપંક્તિ કિંવા દાડિમકલિકા સમાન દંત-પંક્તિ, શુકચંચુ સમાન નાસિકા અને હસ્તિની કિંવા હંસ સમાન ગતિ આદિને જ સૌન્દર્યનાં પ્રધાન લક્ષણો પ્રમાણીએ છીએ. આપણી ભારતવાસી આર્યજાતિની નારીસૌન્દર્ય વિષયક માન્યતા આવા પ્રકારની હોવાથી અને નારીસૌન્દર્યનાં આ પ્રધાન અંગો ભારતવાસી આર્ય

પુરુષના હૃદયને આકર્ષતા હોવાથી અમો અત્યારે જો ભારતવાસિની આર્ય નારીજાતિનાં એ સૌન્દર્યદર્શક ભિન્ન ભિન્ન અંગોનું કાંઇક વિસ્તૃત વિવેચન કરીશું, તો તે અપ્રાસંગિક તો નહિ જ થાય. ત્યારે આ વિવેચનને આપણે હવે નારીના નયનથી જ આરંભીએ; કારણ કે પૂર્વે જણાવ્યા પ્રમાણે પુરુષના હૃદયમાં સર્વથી પ્રથમ નારીના નયનબાણ દ્વારા જ પ્રીતિનો ઉદ્‌ભવ થાય છે, તે પ્રીતિ પ્રેમના સ્વરૂપને ધારે છે અને તે પ્રેમ ભાવમાં પરિણત થઇને નરનારીના આત્મવિસ્મૃતિયુક્ત સંમેલનને વિજયઘોષણાપૂર્વક સાધ્ય તથા સિદ્ધ કરી બતાવે છે.

**ચપલાનાં ચંચલ નયન**

એ તો પ્રત્યેક વયસ્ક પુરુષ સારી રીતે જાણે છે કે નારીનાં ચચલ નયનોને જોઇને પુરુષો અવશ્ય મુગ્ધ થઇ જાય છે અને તેથી કવિજનો પણ નારીનાં ચંચલ નયનોના અનંત તથા અસીમ સૌન્દર્યની અનેકવિધ વ્યાખ્યાઓ કરી ગયા છે એટલે સ્વાભાવિક જ એ પ્રશ્ન ઉદ્‌ભવે છે કે એ ચંચલનયનો તે શું અને એ નયનોમાં એટલી તે શી મોહની રહેલી છે? નયનમાં અનેક પ્રકારની કથાઓ તથા અનેકવિધ ભાવો ભરેલા હોવાથી નયનની ચંચલતાનો અર્થ અહીં ભાવવ્યંજકતા જ સમજવાનો છે; કારણ કે, જે નારીમાં આપણો પ્રેમ બંધાયલો હોય છે તે નારીનો જો આપણાપ્રતિ પણ તેવો જ પ્રેમ બંધાયલો હોય, તો આપણને જોતાં જ તે નારીનાં નયનો ચંચલ થઈ જાય છે અને તેમાંથી તે પ્રેમિકા નારીના અનેક પ્રકારના હૃદયાહ્લાદક ભાવો વ્યક્ત થવા માંડે છે. તે નારીનાં નયનો જાણે આપણને એમ જ કહેતાં હોયની કેઃ 'આ સંસાર સર્વથા સુખમય હોવાથી આ સંસારમાં દુઃખનો અંશમાત્ર પણ નથી;' એવો જ આપણને ભાસ થયા કરે છે. નારીનાં નયનો કોઇ પણ વેળાયે અને કોઈ પણ પુરુષ સમક્ષ ચંચલતાને ધારણ નથી કરતાં, કિંતુ જે પુરુષમાં તેનો પ્રેમ બંધાયલો હોય છે અથવા તો જે પુરુષને તે પ્રેમની દૃષ્ટિથી નિહાળે છે તે પુરુષને તે ચંચલ નયનોથી જુએ છે અને લજ્જાના

કારણથી જે ભાવને વાણીદ્વારા વ્યકત ન કરી શકાય તે ભાવને ચંચલ નયનો દ્વારા વ્યક્ત કરી બતાવે છે. અર્થાત્ નારીનાં નયનોની ચંચલતા સંપૂર્ણ ભાવમયી જ હોય છે અને તે ચંચલતા જે ભાવને વ્યકત કરે છે તે ભાવ અર્ધ સુખ તથા અર્ધ સ્વપ્નનો જ ભાસ કરાવે છે. નારીનાં નયનોની એ ચંચલતા આપણા મનમાં એક પ્રકારના અકલ્પનીય સુખ તથા આનંદનો ઉદ્ભવ ન કરે અને આપણને પાગલ અથવા ઉન્મત ન બનાવી દે એ કદાપિ સંભવનીય છે ખરૂં કે? નારીની જે નરમનોમુગ્ધકારિણી અનેકવિધ લીલાઓ છે તેમાંની આ નયનચંચલતા એક પ્રધાન લીલા હોવાથી નારીની એ પ્રધાન લીલાથી જો આપણું મન મુગ્ધ ન થાય, તો પછી આપણે એમ જ માનવું જોઇએ કે કાં તો આપણે યોગી છીએ અને કાં તો ચતુષ્પાદ પશુઓ જ છીએ; કારણ કે,

"લલના લોચનબાણથી, જે નર નહીં ઘવાય;
તે નર આ સંસારમાં, પશુ કે યોગિ મનાય."

**ફુલ્લરક્ત કુસુમ-કાંતિ અધરયુગ્મ**

પ્રફુલ્લરક્ત કુસુમકાંતિ અધરયુગ્મ એ શબ્દોના ઉચ્ચારથી આપણે શું જાણી શકીએ છીએ વારૂ? એથી આપણે એ જાણી શકીએ છીએ કે પ્રસ્ફુટિત રક્તવર્ણ પુષ્પ સમાન બે પાતળા અધર અથવા હોઠ. પરંતુ એવા અધર કોના હોય છે? સર્વના; કારણ કે, જેનો અમુક એક નારીમાં પ્રેમ બંધાયલો છે તેને નારીના અધરોષ્ઠ અવસ્ય પ્રફુલ્લ રક્તવર્ણ કુસુમ સમાન કાંતિવાળાજ દેખાય તે અને તેથી જ તેના અધરોને ચુંબનાદિ કરવાની પુરુષના હૃદયમાં અનિવાર્ય લાલસા ઉત્પન્ન થતી રહે છે.

પોતાના પ્રેમપાત્રને જોતાં જ પ્રેમિકા નારીના ઉભય અધરો પ્રેમજ્યોતિથી પ્રકાશિત થતાં પ્રફુલ્લતા તથા રક્તિમ આભાને ધારણ કરી લે છે અને તે વેળાયે તે અધરોની લાલાશને જોતાં આ ક્ષણે જ જાણે તેમનામાંથી રક્તની ધારા વહી નીકળશે! એવો જ

સર્વને ભાસ થવા માંડે છે; માત્ર એટલું જ નહિ, પણ જાણે તે અધરો બોલવાની ઇચ્છા કરવા છતાં પણ બોલી ન શકતાં હોય અને આભ્યંતર ભાવને વ્યક્ત કરવામાટે ઉત્સુકતા દર્શાવી રહ્યાં હોય તેવી રીતે મંદ મંદ કંપને પણ અનુભવે છે. અધરોના આવા અનન્ત સૌન્દર્યના દર્શનથી કયા રસિક પુરુષનું હૃદય પ્રેમભાવથી ઉચ્છ્વાસિત ન થાય વારૂ? આ પ્રેમભાવની પરિસ્ફુટતાથી આપણને એવો જ અનુભવ થવા માંડે છે કે રસરક્તની સમષ્ટિ વિના આ સંસારમાં અન્ય કાંઇ પણ છેજ નહિ; કારણ કે, મનુષ્યના હૃદયમાં જ્યારે પ્રેમનો આવિર્ભાવ થાય છે ત્યારે પ્રેમનો ભાવ જે સમયમાં અને જે સ્થાનમાંથી સ્ફુરિત થાય છે તે સમય તથા તે સ્થાન આપણને સ્વાભાવિક રીત્યાજ અત્યંત મધુર તથા અતિશય મનોરમ ભાસે છે. ઓષ્ઠમાં સર્વ ક્ષુદ્ર ક્ષુદ્ર શિરાઓ વર્તમાન હોવાથી હૃદયમાંનો પ્રેમ ઉત્તપ્ત થઇને ઓષ્ઠોને રક્તવર્ણ તથા કંપાયમાન કરી દે છે અને તેથી આપણને એવો ભાસ થાય છે કે જાણે એ ઓષ્ઠો આપણને કોઇ પ્રેમકથા સંભળાવશે અને આપણને પ્રેમના કોઇ એક સુખસ્વપ્નનો સાક્ષાત્કાર કરાવી દેશે! વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી જ નારીના ઓષ્ઠોને જોઇને પુરુષનો પ્રેમ ઉદ્દીપ્ત થાય છે અને પુરુષ પોતાની પ્રાણપ્રણયિનીના પ્રફુલ્લરક્તકુસુમકાંતિ અધરયુગ્મને ચુંબનમુદ્રાથી મુદ્રિત કરવાની પોતાની લાલસાને ભાગ્યે જ રોકી શકે છે. અધરચુંબનમાં અમૃતપાનનો આનંદ અનુભવાય છે તે આ કારણથી જ.

**રક્તરંજિત કપોલ (ગુલાબી ગાલ)**

રક્તરંજિત કપોલ અથવા ગુલાબી ગાલ પણ પ્રેમના અવભાસક છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા તો નથી જ. જે સ્ત્રીનો આપણામાં પ્રેમ હોય છે તે સ્ત્રીના કપોલો અથવા ગાલો આપણને જોતાંની સાથેજ તત્કાલ રક્તરંજિત થઇ જાય છે, એટલે કે તે ગાલોમાં ગુલાબી રંગનો અકસ્માત્ આવિર્ભાવ થઇ જાય છે. અર્થાત્ તે સ્ત્રીનો આપણામાં સ્નેહ અથવા પ્રેમ છે કે કેમ

એ વાર્તા તેના કપોલદેશને જોતાં જ આપણા જાણવામાં આવી જાય છે. જો આપણને નિહાળીને તે સ્ત્રીનો કપોલપ્રદેશ કોઇ એક અવ્યક્ત ભાવથી અનુપ્રાણિત થઇ ગયેલો અથવા એક પ્રકારના અવર્ણનીય ગુલાબી રંગથી રંગાયલો થઇ જાય એટલે આપણાથી એ વાર્તા નિશ્ચયપૂર્વક જાણી શકાય છે કે તેનો અવશ્ય આપણામાં પ્રેમ છે અને એ વાર્તાને જાણી લેતાંની સાથે જ તે સ્ત્રીનો આદરસત્કાર કરવામાટે આપણા પ્રાણ અત્યંત આકુલ તથા ઉન્મત્ત થઇ જાય છે. તે પ્રેમિકાના ગુલાબી ગાલોને ચુંબનસુધાથી આર્દ્ર કરવા એ જ આવા પ્રસંગે તેના આદરસત્કાર તથા આપણી પ્રેમપિપાસાની તૃપ્તિનો પ્રધાન વિધિ છે એ વાર્તા પ્રેમીજનો સારી રીતે જાણતા હોવાથી એનું આટલું સૂચન પર્યાપ્ત છે.

**ભ્રમરકૃષ્ણવર્ણ દીર્ઘકેશરાશિ**

રમણીના સૌન્દર્યની જે જે સામગ્રીઓ કામશાસ્ત્રમાં કથાયલી છે તે સર્વ સામગ્રીઓમાં ભ્રમરકૃષ્ણવર્ણ દીર્ઘ કેશરાશિ અગ્રસ્થાને વિરાજે છે; કિન્તુ એ વાર્તાને અહીં અવશ્ય લક્ષમાં રાખી લેવાની આવશ્યકતા છે કે આપણા ભારતવર્ષવાસી આર્ય પુરુષોને રમણીના ભ્રમરકૃષ્ણવર્ણ દીર્ઘ કેશરાશિમાં જે સૌન્દર્ય કિંવા શોભાનો સાક્ષાત્કાર થાય છે, તે સૌન્દર્ય કિંવા શોભાનો અન્યદેશવાસી પુરુષોને એટલા પરિમાણમાં સાક્ષાત્કાર નથી થતો; એટલે કે, રમણીના કૃષ્ણવર્ણ દીર્ઘ કેશકલાપના દર્શનથી જેટલા પરિમાણમાં આપણે મુગ્ધ થઇ જઇએ છીએ તેટલા પરિમાણમાં અન્યદેશવાસી પુરુષો મુગ્ધ નથી થતા તેનું કારણ એ છે કે આપણને મળેલા શિક્ષણ તથા આપણી રુચિ અનુસાર રમણીના કૃષ્ણવર્ણ દીર્ઘ કેશકલાપને જોતાંની સાથેજ આપણે તેમાં એક પ્રકારના એવા અનન્ય સૌન્દર્યને અનુભવીએ છીએ કે તેના યોગે આપણી ચિત્તરંજની વૃત્તિનો ઉદ્રેક થઇ જાય છે અને તેથી તે સૌન્દર્ય આપણને સ્વર્ગીય સૌન્દર્ય તુલ્ય ભાસે છે. જો વાસ્તવિકતાથી જોવામાં આવે તો આ વિશ્વમાં એવી કોઇ પણ વસ્તુ છેજ નહિ કે જે

આપણને અવશ્ય મુગ્ધ કરવાની અમોઘ શક્તિ ધરાવતી હોય; છતાં આપણને અમુક વસ્તુ અવશ્ય મુગ્ધ કરી શકે છે તેનું કારણ એ છે કે તે વસ્તુમાં અમુક પ્રકારના સૌન્દર્યને અનુભવવાનું આપણને આનુવંશિક શિક્ષણ મળેલું હોય છે અને આપણી રુચિ તથા આપણાં માનસિક ગઠન તદનુસાર થઇ ગયેલાં હોય છે. સારાંશકે, આપણી એ રુચિ તથા આપણા એ માનસિક ગઠન અનુસાર આપણે મયૂરીના પુચ્છ સમાન અથવા કૃષ્ણ સર્પ સમાન રમણીકેશકલાપને જોતાં તે ક્ષણે જ મુગ્ધ તથા આત્મવિસ્મૃત થઇ જઇએ છીએ.

**નિબિડ નિતંબ**

સ્ત્રીઓના નિતંબ સામાન્યતઃ નિબિડ હોય છે; અર્થાત્ સ્થૂલતા તથા પ્રશસ્તતા એ સ્ત્રીઓના નિતંબની પ્રવિશિષ્ટતા છે. સ્ત્રીઓના નિતંબ સ્થૂલ તથાપ્રશસ્ત હોવાનું પ્રધાન કારણ એ છે કે પુરુષોના કરતાં સ્ત્રીઓનું બસ્તિગહ્વર (Female Pelvis) બહુ વિશાળ હોય છે અને તેના નિમ્ન ભાગમાં મેદનો અતિશય સંચાર થાય છે. મેદના સંચયમાટે તેમાં તાડિત પદાર્થનું પરિમાણ વિશેષ રહ્યા કરે છે. સ્ત્રીજનનેન્દ્રિય સાથે સ્ત્રીના બસ્તિગહ્વરનો અત્યંત નિકટ સંબંધ હોવાથી નારીના નિતંબપ્રદેશને જોતાં પુરુષના મનમાં સમાગમની ઇચ્છા અત્યંત પ્રબલ થઇ જાય છે. ગંડ, ઓષ્ઠ, કપોલ તથા કેશ આદિના દર્શનથી પુરુષના મનમાં કેવળ પ્રેમની જ ઉદ્દીપ્તિ થાય છે; પરંતુ નિતંબના દર્શનથી તો પ્રચંડ સહવાસ કિંવા સંભોગ વિષયક ઇચ્છાનો આવિર્ભાવ થાય છે અને સ્ત્રીજાતિના જનનેન્દ્રિય સંબંધી ભાવ તથા નારીસૌન્દર્યના પરિણામે પુરુષના હૃદયમાં સંભોગેચ્છાનો ઉદય થાય એ સર્વથા સ્વાભાવિક તથા નૈસર્ગિક છે એમાં લેશમાત્ર પણ સંદેહ નથી અને હોઇ શકે પણ નહિ.

**પીન તથા ઉન્નત પયોધર (કુચયુગ્મ)**

નારીનાં પીન (પુષ્ટ) તથા ઉન્નત પયોધર (કુચ અથવા સ્તનો)ના દર્શનથી પુરુષના હૃદયમાં જેવી રીતે પ્રેમનું ઉદ્દીપન થાય છે તેવી જ રીતે મદનરાજની જાગૃતિ થતાં સમાગમની લાલસા પણ ઉદ્ભવે છે. વસ્ત્રના આવરણથી વિહીન કુચયુગ્મના દર્શનનો અવ-

સર મળતાં વૃદ્ધ પુરુષના મનમાં પણ રસનો સંચાર થઇ જાય છે અને તેના શરીરમાં જાણે અત્યંત વેગયુક્ત વિદ્યુત્નો ઝટકો લાગતો હોયની ! એવો જ તેને ભાસ થવા માંડે છે. આ સ્થળે સ્વાભાવિક જ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, આમ શા કારણથી થાય છે અને નારીનાં પીન પયોધર શી વસ્તુ છે ? કારણ કે, નારીનાં પીન પયોધર તે રસરક્તસમષ્ટિરૂપ માંસપિંડ વિના અન્ય કાંઇ પણ નથી, તો પછી તેમના દર્શનથી પુરુષોનાં મન આટલી સીમા પર્યન્ત વિવશ તથા ઉન્મત્ત કેમ થઇ જાય છે વારૂ ? એ પ્રશ્નનું ઉત્તર એ છે કે, માનવ શરીરના સ્નાયુમંડલમાં એક પ્રકારના વિદ્યુત્ તેજ (Nervo-vital fluid)નો પ્રવાહ સદાસર્વદા વહન કરતો રહે છે અને એ વૈદ્યુત્તિક તેજ જ આપણી જીવનશકિત છે. સ્ત્રી તથા પુરુષના યૌવનકાલમાં સ્ત્રીશરીર તથા પુરુષશરીરમાં સાધારણતઃ એ જીવનશકિત અધિક તથા પ્રચંડ હોય છે અને તે હોવી જ જોઇએ. નારી જ્યારે યૌવનના વસંતમાં વિહાર કરતી હોય છે તે વેળાયે તેના શરીરમાં એ વિદ્યુચ્છકિત પર્યાપ્ત પરિમાણમાં વિહરતી હોય છે અને દંપતીશાસ્ત્રવેત્તા એક પાશ્ચાત્ય પંડિતની તો વળી એવી માન્યતા છે કે પુરુષ કરતાં સ્ત્રીના શરીરમાં એ વિદ્યુચ્છકિતનો પ્રવાહ બમણો હોવાથી બમણા વેગથી વહન કરતો રહે છે. નારી જાતિનાં સ્તનો શરીરનો એક પ્રાંતભાગ તથા અતિરિકત અંગ હોઇને નલસ્વરૂપ છે. ઉકત વિદ્યુતતેજ યૌવનકાલમાં વિશેષ પરિમાણમાં ઉત્તેજિત થતું હોવાથી નિરંતર શરીરમાંથી બહારનીકળવાનો પ્રયત્ન કર્યા કરે છે, એટલે કે, શરીરના સર્વ અંશોમાં વિસ્તરીને બહાર નીકળવાના માર્ગને શોધ્યા કરે છે. એ વિદ્યુત્તેજ શરીરનાં મસ્તકથી આરંભીને ચરણાંગુલી પર્યન્તનાં સર્વ સ્થાનોમાં વ્યાપી જાય છે અને એ તો ઉપર કહેવાયલું જ છે કે નારીનાં સ્તનો તે શરીરના એક મધ્યવર્તિ અંગની પ્રાંતસીમા છે ને શરીરસ્થ વિદ્યુત્તેજ એક તરલ પદાર્થ છે; અર્થાત્ એ તો એક સામાન્ય નિયમ

છે કે કોઇ પણ તરલ પદાર્થ જો કોઈ પ્રાંતભાગ જોવામાં આવે તો તરત ત્યાંથી બહાર નીકળી જવાની ચેષ્ટા કર્યા કરે છે. જેવી રીતે નાલિકાયુક્ત પાત્રમાં જળ રેડતાં તે જળ સર્વથી પ્રથમ નાલિકા પ્રતિ જ દોડવા માંડે છે તેવી જ રીતે નારીશરીરમાંનું વિદ્યુત્તેજ નારીશરીરના પ્રાન્તભાગ તથા નાલિકાસ્વરૂપ સ્તનોપ્રતિ જ પ્રથમ વેગપૂર્વક દોડયા કરે છે અને તેથી જ સ્ત્રીના શરીરનાં અન્યાન્ય અંગો કરતાં સ્ત્રીનાં સ્તનોમાં એ વિદ્યત્તેજ નિરંતર અધિક પરિમાણમાં વિદ્યમાન રહ્યા કરે છે.આ કારણથી જ રમણીનાં પીન પયોધરના દર્શન તથા સ્પર્શનો અવસર પ્રાપ્ત થતાંની સાથે જ પુરુષ એક પ્રકારના અવર્ણનીય સ્વર્ગીય આનંદને અનુભવવા માંડે છે.અને તેના મનમાં સમાગમની ઇચ્છાનો પણ વેગપૂર્વક આવિર્ભાવ થાય છે. આ સર્વ નારીના શરીરમાં નિરંતર વહન કરતા ઉત્તેજક તથા દ્વિગુણ વિદ્યુત્તેજનો જ પ્રભાવ છે, અન્ય કાંઈ નથી.

એ તો અમોએ ઉપર જણાવેલું જ છે કે એ વિદ્યુત્તે જ આપણી જીવની શક્તિ છે અને વિદ્યુત્‌નો સાધારણ ધર્મ એ છે કે વિદ્યુત્ વિદ્યુત્‌નું આકર્ષણ તથા વિકર્ષણ કરતી રહે છે. આ કારણથી સ્ત્રીનાં વિદ્યુન્મય સ્તનોના દર્શનથી આપણા–પુરુષોના–શરીરમાંના વિદ્યુત્તેજ નામક તરલ પદાર્થનું આકર્ષણ તથા વિકર્ષણ થવા માંડે છે અને એ તો સ્પષ્ટ જ છે કે જેના યોગે આપણી જીવની શક્તિની વૃદ્ધિ થતી હોય તેમાં જ આપણા અનંત સુખનો સમાવેશ થયેલો હોય છે. આ નિયમ અનુસાર જ નારીનાં પીન તથા ઉન્નત પયોધરના દર્શન તથા સ્પર્શથી આપણા હૃદયમાં આપણે અવર્ણનીય આનંદ તથા સુખનો આવિર્ભાવ થતો જોઈ શકીએ છીએ.

પરંતુ આ સાથે એ વાર્તાને અહીં કદાપિ ભૂલી જવાની નથી કે કોઈ પ્રૌઢા અથવા વૃદ્ધા વનિતાનાં દીર્ઘ સ્તનોના દર્શનથી આપણા હૃદયમાં એવા પ્રકારના ભાવનો ઉદય નથી થતો અને તેનું કારણ એ છે કે યૌવનનો અંત થતાંની સાથે જ ઉપર્યુક્ત વિદ્યુત્તેજના

પ્રવાહનો વેગ બહુ જ નિર્બળ થઈ જાય છે અને તેથી શરીરના કોઈ પણ પ્રાન્તભાગમાં યૌવનકાલ પ્રમાણે વિદ્યુત્તેજનો પ્રબલ પ્રવાહ આવતો ન હોવાથી આપણા મનને મંદ પ્રવાહ મુગ્ધ નથી કરી શકતો. કેટલાકોની એવી માન્યતા પણ જોવામાં આવે છે કે સ્ત્રીનાં સ્તનો શિથિલ થઇને ભલે લબડી ગયાં હોય, તો પણ તે સ્તનોના દર્શનથી પુરુષો મુગ્ધ થઈ જાય છે. જો આ માન્યતા સત્ય હોય, તો અમારૂં ઉપર્યુકત કથન પ્રમાદમૂલક છે એમ જ કહી શકાય; પરંતુ અમારૂં કથન પ્રમાદમૂલક હોય એવી અમારી પોતાની માન્યતા તો નથી જ; કારણ કે, યૌવનનો વસંતકાળ વીતી ગયા પછી પ્રૌઢા તથા વૃદ્ધા નારીનાં લબડી ન પડેલાં સ્તનો પણ જ્યાં આપણા મનને મુગ્ધ નથી કરી શકતાં ત્યાં પ્રૌઢા તથા વૃદ્ધા નારીનાં લબડીને દીર્ઘ થયેલાં રકતમાંસવિહીન સ્તનોના દર્શનથી કોઈ પણ પુરુષનું મન મુગ્ધ થવાનો સંભવ હોય એવો અમારો પોતાનો વિશ્વાસ તો નથી જ. આ વિષયનો વિશેષ નિર્ણય અનુભવી પાઠકોએ પોતપોતાના અનુભવ પ્રમાણે કરી લેવાનો છે.

**કંઠસ્વરમાધુર્ય**

જેવી રીતે ઉપરિકથિત નારીનાં ચંચલ નયન, પ્રફુલ્લરક્તકુસુમકાન્તિ અધરયુગ્મ, રકતરંજિત કપોલ, ભ્રમર કૃષ્ણવર્ણ દીર્ઘ કેશરાશિ, નિબિડ નિતંબ અને પીનોન્નત પયોધર આદિ પુરુષના હૃદયને મુગ્ધ કરી તેના મનમાં પ્રેમ તથા સમાગમ વિષયક ઇચ્છાને પ્રકટાવી દે છે તેવી જ રીતે નારીનો મધુરતમ કંઠસ્વર અથવા નારીજાતિના કંઠસ્વરની અલૌકિક મધુરતા પણ પુરુષને મુગ્ધ તથા કામાધીન કરીને આત્મવિસ્મૃત કરી નાખે છે. માનવજાતિના પુરુષનો કંઠસ્વર બાલ્યકાળથી આરંભીને પંદર કે સત્તર વર્ષના વય પર્યન્ત કોમલ તથા મધુર રહે છે, પરંતુ યૌવનનો આરંભ થતાં જ તેની કોમલતાનો લોપ થઈ જાય છે અને તે કોમલતાના સ્થાનમાં એક પ્રકારની કઠોરતા આવી જાય છે; પરંતુ નારીજાતિના ગુહ્યાંગની એક પ્રકારની વિશિષ્ટ તથા

વિભિન્ન રચનાના કારણથી નારીજાતિનો કંઠસ્વર જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત પોતાની મધુરતા કિંવા કોમલતાને સર્વથા સુરક્ષિત રાખી શકે છે અને નારીજાતિના કંઠસ્વરની તે ચિર મધુરતા પુરુષના હૃદયને સ્વાભાવિક જ મુગ્ધ કરતી રહે છે. ઘણીક વાર એવી ઘટના પણ ઘટે છે કે અમુક એક સ્ત્રી અન્ય સર્વ પ્રકારે કુરૂપા હોવા છતાં કેવળ પોતાના વીણાવિનિન્દિત કિંવા કોકિલકંઠના યોગે મહાવીર પુરુષોને પણ પોતામાં મુગ્ધ કરીને પોતાની ટચલી આંગળીના ઇશારાથી નચાવ્યા કરે છે. પ્લુટાર્કના કથન અનુસાર મિસરની મહારાણી કિલઓપેટ્રા રૂપસુંદરી રમણી ન હોવા છતાં પણ તેના સમયમાં એક અનન્યસુન્દરી મનાતી હતી તેનું કારણ એ જ હતું કે તેનો કંઠસ્વર એટલી સીમા પર્યન્ત મધુરતમ હતો કે જ્યારે તે બોલતી હતી અથવા ગાતી હતી ત્યારે જાણે વીણાના મધુર તારો જ ઝંકાર કરી રહ્યા હોયની ! એવો જ સાંભળનારને ભાસ થતો હતો અને તેઓ તેના એ સ્વર્ગીય સ્વરમાધુર્યથી મુગ્ધ તથા આત્મ-વિસ્મૃત થઈ જતા હતા. એ નાઇલનિવાસિની મહાવિજયશાલિની નક્ષત્રનયના જાદૂગરણી કિલઓપેટ્રાના વીણાવિનિન્દિત તથા હૃદય-હારક કંઠસ્વરના ચુંબન તથા આલિંગનયુક્ત શ્રવણથી જ એન્ટની જેવા મહારણવીરે ઉન્મત્ત તથા આત્મવિસ્મૃત થઇને વિશ્વને તેનાં ચરણોમાં સમર્પી દીધું હતું. બેકન કહે છે કે: “જલદેવીઓ પ્રત્યેક પુરુષને પોતાના જાલમાં સપડાવવામાટે તે પુરુષના સ્વભાવ અનુ-સાર પોતાના કંઠસ્વર અથવા પોતાના સંગીતને બદલી નાખતી હતી અને તેથી કોઈ પણ પુરુષ તેમના જાલમાંથી છટકી શકતો ન હોતો. યુલિસિસે પોતાના અનુયાયીઓને તે જલદેવીઓના મધુર કંઠસ્વરનો તેમનાં શ્રવણોમાં પ્રવેશ ન થઈ શકે એટલામાટે કાનોમાં મીણુ ભરવાની આજ્ઞા આપી હતી. તે જલદેવી-ઓનો મધુર કંઠસ્વર પોતાના સાંભળવામાં ન આવી શકે એટલા-માટે ઑર્ફિયસ અત્યંત ઉચ્ચ સ્વરથી પ્રભુભજન ગાવા મંડી

ગયો હતો ત્યારે જ તે જલદેવીઓના જાલમાંથી છટકી શક્યો હતો.” આપણા પુરાણોમાં પણ એવી જ કથાઓ વર્ણવાયલી છે કે જ્યારે પણ ઇન્દ્ર કોઈ પ્રચંડ તપસ્વીના તપનો ભંગ કરવામાટે પોતાની અપ્સરાઓને મોકલતો હતો ત્યારે તે અપ્સરાઓ સર્વથી પ્રથમ તે તપસ્વીના મનને ચળાવવામાટે પોતાના વીણાવિનિન્દિત સ્વર્ગીય મધુરતમ કંઠસ્વરયુક્ત સંગીત નામક શસ્ત્રનો જ ઉપયોગ કરતી હતી અને અનેક તપસ્વીઓ તો તેમના એ મધુરતમ સંગીતથી જ તપોભ્રષ્ટ થઇને તેમના મોહજાળમાં સપડાઈ જતા હતા. કેટલીક સંગીતકુશલા વારાંગનાઓ પોતે પ્રૌઢા તથા કુરૂપા હોવા છતાં પણ નવયૌવના તથા રૂપસુંદરી વારાંગનાઓ કરતાં પોતાના વ્યવસાયમાં વિશેષ વિજય મેળવતી અને શ્રોતાઓને વિશેષ સંખ્યામાં પોતાપ્રતિ આકર્ષતી આપણા જોવામાં આવ્યા કરે છે તેનું કારણ પણ એ જ છે કે તેમના કંઠસ્વર નવયૌવના તથા રૂપસુંદરી વારાંગનાઓ કરતા અત્યંત મધુર હોય છે અને તેમના એ મધુરતમ કંઠસ્વરોના શ્રવણ-માટે શ્રોતાઓ નિરંતર લાલાયિત રહ્યા કરે છે. ઘણાક પુરુષોના કંઠસ્વરમાં પણ સ્ત્રીઓના હૃદયને મુગ્ધ કરનારી એક પ્રકારની વિશિષ્ટ મધુરતા રહેલી હોય છે, પરંતુ તે મધુરતા અન્ય પ્રકારની હોવાથી તેને મધુરતા કરતાં જો આકર્ષકતા કહેવામાં આવે તો તેથી તેની અધિક સાર્થકતા દર્શાવી શકાય તેમ છે. આવી રીતે પ્રેમની રંગ-ભૂમિ ઉપર મધુર કંઠસ્વર પણ એક અગત્યની ભૂમિકા ભજવી બતાવે છે એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ છે જ નહિ અને તેટલામાટે જ અમારે કંઠસ્વરના માધુર્યનું આટલું વિવેચન અત્યારે કરવું પડ્યું છે. લગ્નના પ્રસંગે સ્ત્રીઓનાં મધુર ગીતોના શ્રવણથી શ્રોતાઓના મનમાં કેવા પ્રકારના ભાવો ઉદ્ભવે છે એનો તો બહુધા સર્વ પુરુષોને ન્યૂનાધિક અનુભવ હોવો જ જોઇએ એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા નથી; કારણ કે, નાદને બ્રહ્મ કહે-વામાં આવે છે અને જો બ્રહ્મની આવી અલૌકિક સત્તા આ વિષયમાં

વર્તમાન હોય તો તે સર્વથા નૈસર્ગિક, પ્રાકૃતિક તથા સ્વાભાવિક છે એ નિઃસંશય છે.

**મદન અને રતિ**

ભારતવર્ષનાં સમસ્ત પુરાણો તથા કાવ્યોમાં મદન તથા રતિની દુર્દમનીય ક્ષમતા કિંવા સામર્થ્યની કથાઓ વર્ણવાયલી છે; કારણ કે, જ્યાં પણ નાયક તથા નાયિકાના પરસ્પર પ્રેમ અથવા સ્ત્રી તથા પુરુષના પરસ્પર પ્રણયની ચર્ચાનો પ્રસંગ ઉપસ્થિત થયેલો હોય ત્યાં મદન તથા રતિનો પ્રાદુર્ભાવ હોવો જ જોઇએ. એ મદન તથા રતિના શાબ્દિક ચિત્રને આલેખીને જ કવિકુલગુરુ કાલિદાસ, કવીશ્વર ભારવિ તથા કવિરાજ શ્રીહર્ષ આદિની વિલક્ષણ વિદ્વત્તા તથા કલકંટિ લેખિની ચિરંજીવિતાને પ્રાપ્ત કરી ગઈ છે એ અને સર્વ કવિઓની આજે અમર કવિઓ તરીકે ગણના કરાય છે. એ મદન તથા રતિના પ્રભાવથી જ અભિજ્ઞાન શાકુન્તલ નાટક, મેઘદૂત ખંડ કાવ્ય, વિક્રમોર્વશીય નાટક નૈષધચરિત મહાકાવ્ય, કુમારસંભવ કાવ્ય તથા રત્નાવલી નાટિકા આદિ અપૂર્વ સાહિત્યરત્નો ભારતવર્ષની સંસ્કૃત સાહિત્યસૃષ્ટિમાં નિર્માણ થયેલાં છે.

ભારતીય કવિજનોએ એ મદન તથા રતિને અનંત સૌન્દર્યભંડાર તથા અપ્રતિહત સામર્થ્યશીલ તરીકે ઓળખાવેલાં તથા વર્ણવેલાં છે. તેઓ કહી ગયા છે કે: "આ સંસારમાંનાં સર્વ સ્ત્રીપુરુષો એ મદન તથા રતિના દાસાનુદાસ છે; કારણ કે, વનવાસી સંન્યાસી, મહાલયવાસી મહારાજા, રણશૂર સેનાપતિ; માત્ર એટલું જ નહિ, પણ સ્વયં સમાધિપતિ યોગીપ્રવર, મહાજિતેન્દ્રિય મહાદેવ પણ જ્યારે એ મદન તથા રતિ સમક્ષ પરાજિત થઇને આત્મવિસ્મૃત તથા મોહમુગ્ધ થઈ ગયા હતા, તો પછી સામાન્ય જનોની શી કથા વારૂ?" સૃષ્ટિકર્તા વિધાતા પણ એ મદનરાજના દુર્દાન્ત બાણથી વીંધાઇને પોતાની કન્યાને જ આલિંગનપાશમાં બદ્ધ કરવાને તત્પર

થઈ ગયા હતા,* તો અન્ય સામાન્યજનો મદનબાણુથી ન વીંધાય એ કદાપિ શક્ય તથા સંભવનીય છે ખરૂં કે? અહીં સ્વાભાવિક જ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જેનો સ્ત્રી તથા પુરુષના હૃદયમાં આટલી સીમા પર્યન્ત વિલક્ષણુ પ્રભાવ પડેલો હોય છે; માત્ર એટલુંજ નહિ, પણુ દેવ, દાનવ, યક્ષ, ગાંધર્વ તથા માનવ આદિ જીવમાત્ર જેના દાસાનુદાસ કહેવાય છે તે મદન તથા રતિ નામક દંપતી કોણુ છે, તેમનો નિવાસ ક્યાં છે અને તેમનું સ્વરૂપ શું છે?

એક કવિએ કહેલું છે કે: મદનરાજ પ્રેમરાજ્યનો રાજા છે, સર્વ પ્રેમી પુરુષો તથા પ્રેમિકા પ્રમદાઓ તેની પ્રજા છે અને વિરહી તથા વિરહિણી પાસેથી કર લેવામાટે મદનરાજ અત્યંત ઊતાવળ કરતો રહે છે; કિન્તુ તેનો નિવાસ કયા નગરમાં છે? આ પ્રશ્નનું કાવ્યોમાં એવું ઉત્તર અપાયલું છે કે, સ્વર્ગના નન્દનવનમાં મદન-

*આપણાં શાસ્ત્રોમાં સ્ત્રી તથા પુરુષમાં પરસ્પર પ્રેમનો ઉદ્ભવ કરી તેમનો સમાગમ કરાવનાર દેવને મદન તથા કામદેવ આદિ નામોથી ઓળખવામાં આવે છે અને તે ઈશ્વર તથા માયાનો પુત્ર છે એમ મનાય છે. કામદેવ બ્રહ્માના હૃદયમાંથી પ્રથમ સ્ત્રીરૂપે અવતર્યો હતો અને તેના સૌન્દર્યને જોઇને બ્રહ્મા પોતે જ તેનામાં આસક્ત થયા હતા; પરંતુ પ્રજાપતિએ કહ્યું કે: "એ તો તમારી પુત્રી થાય!" એટલે પછી બ્રહ્માએ લજ્જિત થઇને તે પુત્રીને પુત્રના સ્વરૂપમાં ફેરવી નાખી હતી. મદનનો પ્રભાવ નિમ્ન સંગીતમાં યોગ્યતાપૂર્વક વ્યક્ત કરાયલો છે:–

"સર્વ સંસાર મદન આધીન; (૨)
શ્રુતિજ્ઞાનવિસ્તારક બ્રહ્મા થઈ ધર્મથી હીન;
થયા, પિતાનો ધર્મ વિસારી, નિજ દુહિતામાં લીન–સર્વ.
મહાદેવ સ્મરસંહારક પણ થયા મદનથી દીન;
ભિલ્લભામિનીમાં ભરમાયા, ભાળી રૂપ નવીન–સર્વ.
કૈંક સાધુએ કામભક્ત થૈ ત્યાગ્યાં નિજ કૌપીન;
ઇન્દ્ર ચન્દ્ર ભૂલ્યા તો બીજા કયમ ન ચળે મનમીન"–સર્વ.

દેવી દમયંતી નાટક.

રાજનો નિવાસ છે, પરંતુ સ્વર્ગનો સત્તાધીશ સ્વામી શચીનાથ ઇન્દ્ર હોવાથી ઇન્દ્રે પોતાના અધિકારસ્થ પ્રેમપ્રાન્તનો સ્વતંત્ર અધિકાર મદનરાજને સમર્પી દીધો છે. મદનરાજનો પોતાના કરને વસૂલ કરવાનો સમય વસન્ત ઋતુ છે; કારણ કે, વસન્ત ઋતુમાં મદનનું સંપૂર્ણ સામર્થ્ય વર્તમાન હોવાથી વસન્ત ઋતુ મદનરાજનો સમય મનાય છે. એ વન્સતના સમયમાં મદન પોતાના રાજ્યમાં પધારે છે અને તેના ગાયક કોકિલ તથા વાદ્યવાદક ભ્રમર ગાયન તથા વાદ્યવાદન દ્વારા તેનો સત્કાર કરી લે છે એટલે પછી તે નારી-યૌવનરૂપ પોતાના આસન ઉપર વિરાજે છે. ભારતીય કવિજનોએ એ વસન્તકાલમાં મદનપૂજાની વ્યવસ્થા કરેલી હોવાથી પૂર્વે યુવકો તથા યુવતીઓ વસન્તકાલમાં એકત્ર થઇને મદનપૂજા કરતાં હતાં. એ મદનપૂજાની કથા અમો પછી વર્ણવીશું; કારણ કે, અત્યારે તો આપણે એ જ નિરૂપણ કરવાનું છે કે જેનો ગાયક કોકિલ છે, જેનો વાદ્યવાદક ભ્રમર છે અને જેનું આસન નારીનું યૌવન છે તે મદન-રાજ કોણ છે અને કેવો છે.

મદનનું એક નામ અનંગ હોવાથી એ વાર્તા તત્કાળ આપણા જાણવામાં આવી શકે છે કે તે અંગવિહીન છે. મદનનું બીજું નામ મનસિજ અથવા મનોજ હોવાથી મદનનો જન્મ મનમાંથી થવાની વાર્તાને આપણે અનુમાની શકીએ છીએ. કલ્પનાવિશારદ સૂક્ષ્મતા-દર્શી કવિજનોની કલ્પનામાંથી ઉદ્ભવેલાં એ મદન તથા રતિ વસ્તુતઃ માનવહૃદયની બે વિશિષ્ટ વૃત્તિઓ વિના અન્ય કાંઈ પણ નથી અને એ બે વિશિષ્ટ વૃત્તિઓને જ મદન તથા રતિ નામ આપવામાં આવ્યાં છે. મનુષ્યની લાલસાપ્રવૃત્તિ તે મદન અને ભોગવિષયક ઇચ્છા તે રતિ

નર તથા નારીનો પવિત્ર પ્રેમ માનવસૃષ્ટિ તથા માનવોન્નતિનો એકમાત્ર પ્રધાન ઉપાય હોવાથી જગત્પિતા જગદીશ્વર દ્વારા જ પ્રેરાયલો છે. જેવી રીતે સંતાનમાં માતાનો એકાન્ત વાત્સલ્યભાવ

ન હોય, તો સંતાનની વૃદ્ધિ કદાપિ થઈ શકતી નથી તેવી જ રીતે જો પતિ તથા પત્નીનો પરસ્પર પ્રેમ ન હોય, તો સંસારની ઉન્નતિ સર્વથા અસંભવનીય થઈ પડે છે એ વાર્તા સ્વયંસિદ્ધ હોવાથી એના વિશેષ વિવેચનની આવશ્યકતા છે જ નહિ. કેટલાક મનુષ્યો એવા પણ છે કે જેઓ સ્ત્રીપુરુષના આ પ્રેમને ઘૃણાની દૃષ્ટિથી જોયા કરે છે અને એ પ્રેમપ્રતિ પોતાનો તિરસ્કાર દર્શાવ્યા કરે છે; પરંતુ એ તેમનો અક્ષમ્ય પ્રમાદ છે એમ અમારે અનિચ્છાપૂર્વક કહેવું પડે છે; કારણ કે, ઈશ્વરના જે ઉદ્દેશથી માતાનો સ્નેહ માનવહૃદયમાં સન્નિવિષ્ટ થયેલો છે તે જ ઉદ્દેશથી જગત્પિતા જગદીશ્વરે મનુષ્યના હૃદયમાં એ દાંપત્ય પ્રેમનો પણ સંચાર કરેલો છે. જો માનવહૃદયમાં એ દાંપત્યપ્રેમનો નિવાસ ન હોય, તો આ સંસાર વિનાશના મુખમાં ચાલ્યો જાય એ સર્વથા નિર્વિવાદ છે. એ દાંપત્ય પ્રેમનો રાજા અથવા એની લાલસાપ્રવૃત્તિ તે જ મદનરાજ.

યૌવનસુલભ પ્રેમ અથવા આકર્ષણનું પ્રધાન કારણ લાલસા છે; છતાં એ વાર્તાને પાશ્ચાત્ય ઉપન્યાસપાઠકો, અંગ્રેજી નવલકથાઓના વાંચનારાઓ કદાચિત્ સત્ય તરીકે ન સ્વીકારે તો તે સંભવનીય છે; કારણ કે, કેટલાક લોકો નિઃસ્વાર્થ પવિત્ર પ્રેમપ્રયાસી હોય છે અને તેમની ધારણા અથવા માન્યતા એવા પ્રકારની હોય છે કે, કોઈ પણ પ્રકારની લાલસાવૃત્તિ વિના જ પ્રેમનો જન્મ થાય છે; પરંતુ તેમની એ માન્યતા ભ્રાન્તિમૂલક છે. આપણા સુવિજ્ઞ આર્ય ઋષિયોની આવા પ્રકારની માન્યતા ન હોતી; કારણ કે, જો તેમની આવા પ્રકારની માન્યતા હોત, તો તેઓ મદન તથા રતિની કલ્પનાને જન્મ આપત જ નહિ અને મદન તથા રતિને દેવ તથા દેવીના આસનપર પ્રતિષ્ઠિત પણ ન કરી જાત. અન્ય પ્રકારનો પ્રેમ કોઈ પણ પ્રકારની લાલસાવૃત્તિ વિના જ જન્મતો હોય, તો તે એક ભિન્ન વાર્તા છે; પરંતુ અમો તો અત્યારે સ્ત્રી તથા પુરુષના યૌવનસુલભ પરસ્પર પ્રેમની ચર્ચા કરી રહ્યા છીએ એટલે એ પ્રેમના

સંબંધમાં તો અમારો દઢ વિશ્વાસ છે કે જો અમુક પ્રકારની લાલસા વૃત્તિનો સર્વથા પરિત્યાગ કરી દેવામાં આવે, તો એ દાંપત્ય પ્રેમ કદાપિ જન્મી શકતો જ નથી; અને કદાચિત્ જન્મે છે, તો પણ દિવસાનુદિવસ ધીમે ધીમે ઉભયના હૃદયમાં લાલસાપ્રવૃત્તિનો પણ ઉદય થતો રહે છે; અર્થાત્ જો એ લાલસાવૃત્તિની સાર્થકતા ન થાય તો તે દાંપત્ય પ્રેમનો પણ ધીમે ધીમે લોપ અથવા લય થઈ જાય છે.

જો સ્ત્રી તથા પુરુષની પોતાના દાંપત્ય પ્રેમને સ્થાયી કરવાની જ ઇચ્છા હોય, તો તેમના માટે મદનપૂજાનો વિધિ અત્યંત આવશ્યક છે. જો તેઓ એ મદનદેવની ષોડશોપચાર પૂજા ન કરે, તો તેમનો દાંપત્ય પ્રેમ કદાપિ સ્થાયી થઇ શક્તો નથી: કારણ કે, પ્રેમનો સ્વભાવ સ્વભાવતઃ ચંચલ હોવાથી અને ત્રુટિ પ્રતિ તેનો અત્યંત તિરસ્કાર હોવાથી જયાં પણ કાંઈ ત્રુટિ જોવામાં આવે છે ત્યાંથી એ પ્રેમ મહાશય જોતજોતાંમાં પલાયન કરી જાય છે; અને અધૂરામાં પૂરૂં જો અમુક સ્થાનમાં મદનપૂજાનો અભાવ હોય છે તો તે સ્થાનમાં એ પ્રેમ મહાશય મેઘાચ્છાદિત ચંદ્રમા પ્રમાણે સર્વથા નિષ્પ્રભ તથા નિસ્તેજ થઈ જાય છે. અર્થાત્ મદન તથા રતિનો જે આવિર્ભાવ તે જ પ્રેમનો વિકાસ છે અને મદન તથા રતિની જે પૂજા તે જ પ્રેમના આસ્વાદનો ઉપભોગ છે.

આટલા વિવેચનથી એ રહસ્ય હવે આપણા જાણવામાં આવી ગયું કે મદન તથા રતિ એ માનવહૃદયની બે વિશિષ્ટ વૃત્તિઓ વિના અન્ય કાંઈ પણ નથી; તો પછી આર્યઋષિયોએ તેમને દેવતા તરીકે ઓળખાવેલાં છે તે શા કારણથી? મદન તથા રતિને દેવ તથા દેવી તરીકે ઓળખાવવાનું કારણ એટલું જ કે એ રૂપકદ્વારા એ બે વૃત્તિઓની મહત્તાને સ્ત્રીપુરુષ ઉભય સારી રીતે જાણી શકે અને તેથી તેમની પૂજામાં ત્રુટિ ન કરે.

અસ્તુઃ ત્યારે એ મદનપૂજામાટે શી શી સામગ્રી જોઇએ છે અને ક્યાં દ્રવ્યોવડે પૂજા કરીને મદનદેવને સંતુષ્ટ કરી શકાય છે,

એ પ્રશ્ન સાથે વળી એ પ્રશ્નનો પણ સ્વાભાવિક જ ઉદ્‌ભવ થાય છે કે મદનનું નામ અનંગ હોવાથી તે અંગવિહીન તથા આકારવિહીન છે, તો પછી તે અનંગપૂજાનું શું આયોજન હોઇ શકે વારૂ? અહીં આપણે એ જોવા તથા જાણવાની આવશ્યકતા છે કે હિન્દુઓએ 'પૂજા' શબ્દનો શો અર્થ કરેલો છે. 'શક્તિસાધના' નામક ગ્રંથમાં દર્શાવ્યા પ્રમાણે "હિન્દુઓની માન્યતા અનુસાર આરાધના તથા ઉપાસના એ પ્રકારની છે. ઉપાસ્ય વસ્તુમાં ભક્તિને સ્થાપન કરીને આત્મવિસ્મૃત થઈ જવું તે ઉપાસના કહેવાય છે અને ઉપાસ્ય વસ્તુને સંતુષ્ટ કરવી તે ક્રિયાનું નામ આરાધના છે. આરાધનામાં આત્મવિસ્મૃત થવાની આવશ્યકતા નથી હોતી; કિન્તુ ઉપાસ્ય દેવ આપણને જે દિશામાં લઈ જાય તે દિશામાં નેત્ર મીચીને ચાલ્યાં જવાની જ આવશ્યકતા હોય છે. આવા પ્રકારના ભાવની સંસ્થાપનાને જ ઉપાસના કહેવામાં આવે છે. કિન્તુ આપણી આકાંક્ષા અનુસાર ફળ આપવાના કાર્યમાં ઉપાસ્ય દેવ અથવા દેવીને નિયુક્ત કરવામાટે તેમને સંતુષ્ટ કરવાની જે ક્રિયા આપણા હસ્તથી થાય તે દેવ અથવા દેવીની આરાધના છે."

આરાધના શબ્દનો અર્થ પૂજા થતો હોવાથી આપણે મદનદેવને આપણી આકાંક્ષા અનુસાર ફળ આપવાના કાર્યમાં નિયુક્ત કરવાની જે ચેષ્ટા કરીએ તેજ મદનદેવની આરાધના અથવા પૂજા છે એમ જ સમજવાનું છે. કિન્તુ મદન લાલસાવૃત્તિ હોવાથી એ લાલસાવૃત્તિના ઉત્કર્ષસાધનરૂપ જે દમન ઇત્યાદિ કાર્ય છે તેનું જ નામ મદનપૂજા છે અને તે લાલસાવૃત્તિનો આપણી ઇચ્છા અનુસાર જે પ્રયોગ તેજ મદનની આરાધના છે. એ પૂજામાટે કુસુમ તથા ચંદન આદિની આવશ્યકતા નથી હોતી તેમજ નૈવેદ્ય આદિ પણ નથી જોઇતાં; કારણ કે, એ પ્રાણપૂજા હોવાથી એનો સંબંધ પ્રાણ સાથે જ હોય છે, એનો મૂલમંત્ર પ્રેમ છે, એનું નૈવેદ્ય હૃદય છે અને એનું બલિદાન પ્રાણ છે.

જો સર્વ જનો પોતાના પ્રાણનું બલિદાન આપીને પ્રેમરાજ્યના રાજાની આરાધના કરતાં રહે, તો તમારા મનમાં પાશવ વૃત્તિને કદાપિ સ્થાન મળી શકે જ નહિ અને સત્ય પ્રેમને જાણતાં તમારાં હૃદયો નિત્યાનંદ વડે ઉભરાઈ જાય એ સર્વથા નિર્વિવાદ છે. મદન-પૂજાના વિધિમાં જો આવો પવિત્ર, પ્રિય તથા સુંદર ભાવ ન રહેલો હોય, તો આપણા મહાવિચારશીલ આર્ય ઋષિયો મદનપૂજાની કલ્પના કદાપિ કરે પણ ખરા કે? પાશ્ચત્ય પ્રદેશમાં મદન તથા રતિનો અભાવ હોવાથી ત્યાંના પ્રેમરાજ્યનો રાજા કોઈ છે જ નહિ એટલે શાસનહીનતા અથવા અરાજકતાના કારણથી ત્યાં પ્રેમરાજ્યનાં સર્વ કાર્યોમાં વિચ્છૃંખલતા વ્યાપી ગઈ છે. ત્યાં પતિપત્નીના છૂટા છેડાના જે નિત્ય અસંખ્ય અભિયોગો ન્યાયમંદિરમાં ઉપસ્થિત થાય છે તે એ પ્રેમરાજ્યની વિચ્છૃંખલતા અથવા અરાજકતાનું જ ભયંકર પરિણામ છે.

હવે મદન તથા રતિના સંબંધમાં એક જ વિષયની અમારે ચર્ચા કરવાની છે. મદન તથા રતિના સંબંધમાં આર્ય કવિજનો એમ કહી ગયા છે કે, મદન તથા રતિનું નિવાસસ્થાન સ્વર્ગનું નન્દન-વન છે; વસંત, મલયસમીર, તથા ભ્રમર આદિ તેના નિત્ય સહ-ચરો છે એટલે તેમના વિના તેઓ કદાપિ રહી શકતાં નથી. અને ઉપર એમ કહેવાયલું છે કે મદન લાલસાવૃત્તિ તથા રતિભોગ-વિષયક ઇચ્છા છે; માત્ર એટલું જ નહિ, પણ મદનનું જન્મસ્થાન મન છે; એટલે અહીં સ્વાભાવિક જ એવી શંકા થાય કે, તો શું આર્ય કવિઓનું ઉપર્યુક્ત કથન પ્રમાદમૂલક અથવા અસત્ય છે, તો તે શંકા યોગ્ય છે. પરંતુ વાસ્તવિકતાથી જોવામાં આવે, તો આપણા આર્ય કવિજનોનું કથન પ્રમાદમૂલક અથવા અસત્ય નથી, કિન્તુ તેમના કથનના રહસ્યને આપણે સમજી શકતા નથી એ આપણો પોતાનો જ પ્રમાદ છે; કારણ કે, તેઓ જે કાંઈ પણ કહી ગયા છે તે બહુ વિચાર કરીને સત્ય જ કહી ગયા છે. 'સ્વર્ગ' શબ્દને

અહીં પુણ્યના અર્થમાં જ સ્વીકારવાનો છે, એટલે કે, જો માનવ હૃદયમાં પુણ્યનો અભાવ હોય, તો સ્વર્ગીય ભાવનો પણ અભાવ હોય એ સ્વાભાવિક હોવાથી જ્યાં સ્વર્ગીય ભાવનો અભાવ હોય તે સ્થાનમાં પ્રેમદેવતા મદન તથા રતિ કદાપિ નિવાસ કરી શકે જ નહિ. વળી તેમના નિવાસમાટે તો સ્વર્ગમાં પણ કોઈ સામાન્ય સ્થાન નહિ, કિન્તુ નન્દનવન જ હોવું જોઇએ એમાં પણ એક રહસ્ય રહેલું છે અને તે એ કે અમુક રોગગ્રસ્ત વ્યક્તિનું હૃદય પુણ્યમય હોવા છતાં પણ શુષ્ક હોવાથી ત્યાં મદન તથા રતિનો નિવાસ હોઈ શકતો નથી; કિન્તુ નીરોગ નવયૌવના સ્ત્રીપુરુષોનાં પુણ્યમય હૃદયો ઉપરાંત જે સ્થાનમાં પરસ્પર પ્રેમરૂપ પારિજાતના મનોહર સૌરભનો અધિકાર વ્યાપેલો હોય, જે સ્થાનની ચારે દિશામાં પવિત્રતારૂપ મલયપવનનો પ્રવાહ ચાલ્યા કરતો હોય અને જ્યાં વિમલ શાંતિ વિસ્તરેલી હોય ત્યાં જ પ્રેમદેવતા મદન તથા રતિનો નિવાસ થાય છે. નરકતુલ્ય, કોલાહલપૂર્ણ તથા નાનાવિધકલેશયુક્ત આગારમાં મદન તથા રતિ કદાપિ પદાર્પણ નથી કરતાં. જે સ્થાનમાં મન નીચ હોય છે અને ભાવ મલિન હોય છે ત્યાં મદન તથા રતિનું આગમન અસંભવનીય છે. અર્થાત્ જ્યાં વસંત, ભ્રમર તથા કોકિલ આદિનો પ્રભાવ હોય ત્યાં જ મદન તથા રતિનું આગમન સંભવનીય છે એ આલંકારિક ભાષામાં ગહન મર્મ સમાયલો છે. વળી રતિ વિના મદન એક પળમાત્ર પણ રહી નથી શકતો. એટલે કે, જે સ્થાનમાં રતિ-દેવીનો અભાવ હોય છે તે સ્થાનમાં મદનદેવ હોતો જ નથી અને હોઇ શકે પણ નહિ; કારણ કે, પ્રકૃતિ વિના પુરુષ કદાપિ રહી શકે છે ખરો ? જો સ્ત્રી ન હોય, તો કોઇ પણ સ્થાનમાં સ્વામીના ચિર-નિવાસની સંભાવના હોય છે ખરી કે ? અર્થાત્ જે સ્થાનમાં ભોગ વિષયક ઇચ્છા તથા ભોગ ઉપભોગનો અભાવ હોય છે તે સ્થાન-માંથી લાલસાવૃત્તિ પણ ધીમે ધીમે અદૃશ્ય થઇ જાય છે; જોત-જોતાંમાં છાયા પ્રમાણે એ લાલસાપ્રવૃત્તિનો લોપ થાય છે. જો પ્રેમનો

ઉપભોગ જ ન હોય, તો ત્યાં પ્રેમ કેટલાક સમયપર્યન્ત રહી શકે વારૂ? સ્ત્રી તથા પુરુષનો પ્રેમ ઈશ્વરેચ્છિત તથા સંસારભિત્તિસ્વરૂપ છે, સ્ત્રી તથા પુરુષના હૃદયને એકીકૃત કરી રાખવામાટે રતિ માયામયી ગ્રન્થિરૂપિણી છે અને એટલામાટે જ મદનપૂજા સાથે રતિપૂજાની આવશ્યકતા પણ અનિવાર્ય છે. આ કારણથી પ્રત્યેક દંપતીએ ધીમે ધીમે સમસ્ત સાધનોને સુસજ્જિત કરીને મદન તથા રતિની પૂજા અવશ્ય કરવી જ જોઇએ. એ મદન તથા રતિનું તેમની પૂજાના આરંભ પછી અલ્પ કાળમાં જ વિસર્જન કરી શકાતું નથી; અને જો તેમનું અલ્પ કાળમાં જ વિસર્જન કરી દેવામાં આવે, તો પછી મદન તથા રતિની એ પૂજા તે વાસ્તવિક પૂજા જ નથી. જે સ્થાનમાં મદન તથા રતિનુ આગમન નથી થતું તે સ્થાનમાં લાલસા પ્રવૃત્તિની પાશવ પ્રવૃત્તિની પરિચાલનામાં જ ચરિતાર્થતા થાય છે અને તેમ થતાં તેના યોગે શતાંશ ઇન્દ્રિયસુખના એક અંશની પ્રાપ્તિનો ભાસ થાય છે ખરો; પરંતુ વસ્તુતઃ એ મનુષ્યજીવનની એક પ્રકારની હેયતા અથવા હાનિ વિના અન્ય કાંઈ પણ નથી એ નિશ્ચયપૂર્વક માનવાનું છે. અર્થાત હૃદયને સ્વર્ગરાજ્ય બનાવી, કોકિલ તથા ભ્રમરને બોલાવી પ્રેમદેવતા મદન તથા રતિની પૂજાનો આરંભ કરો અને ઉભય હૃદયોને એક કરી નાખો એટલે આ સંસારમાં અવશ્ય તમોને અનંત સ્વર્ગીય સુખની પ્રાપ્તિ થશે એવો અમારો દૃઢ વિશ્વાસ છે.

**પ્રેમક્રીડા**

સ્ત્રી તથા પુરુષના અનિવાર્ય તથા આવશ્યક શારીરિક કિંવા દૈહિક સંમેલનને કોકશાસ્ત્રમાં 'પ્રેમક્રીડા' અથવા 'કામક્રીડા' નામથી ઓળખવામાં આવે છે. અનેક મનુષ્યો એ પ્રેમક્રીડા અથવા કામક્રીડાને પાશવ પ્રવૃત્તિની ચરિતાર્થતા અથવા સાર્થકતાના ઉપાય તરીકે ઓળખે છે; પરંતુ વસ્તુતઃ એ પાશવ પ્રવૃત્તિમયી ક્રીડા ન હોવા છતાં પણ એની અતિશયતાથી તો પરિણામે મનુષ્યની કેવળ પાશવ પ્રવૃત્તિ જ વૃદ્ધિગત થાય છે એમાં

તો કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ. સમસ્ત સુસભ્ય માનવ સમાજ એ પ્રેમક્રીડાને લજ્જાકારક તથા ગોપનીય માને છે અને વસ્તુતઃ એ માન્યતા સત્ય તથા ઉચિત છે; કારણ કે, એ પ્રેમક્રીડાની અતિશયતાથી મનુષ્યની શારીરિક તથા માનસિક હાનિ થવાની સંપૂર્ણ સંભાવના હોવાથી એ કાર્યને લજ્જાપૂર્વક તથા ગુપ્ત ભાવે સંપન્ન કરવામાં આવે એ જ અધિક લાભકારક છે. એ કાર્ય કરતાં આપણને લજ્જા થતી હોવાથી જ આપણે એ કાર્ય સમય તથા અસમયનો તથા સ્થાનની યોગ્યતા તથા અયોગ્યતાનો વિચાર કરીને જ કરીએ છીએ. અર્થાત્ એ કાર્યમાં જો લજ્જાનો અવરોધ ન હોત તો સર્વ જનો સમય તથા સ્થાન આદિના ભેદાભેદનો લેશમાત્ર પણ વિચાર ન કરતાં કોઇ પણ સમયમાં અને કોઇ પણ સ્થાનમાં જ્યારે ઇચ્છા થાય ત્યારે પશુ પ્રમાણે પ્રેમક્રીડા કરવાને તત્પર રહ્યા કરત અને અતિશયતાની સીમા પર્યન્ત આવી લાગત એમાં સંશય જેવું કાંઇ છે જ નહિ. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ સર્વ વસ્તુઓની જેમ સારી તથા નઠારી બન્ને બાજૂ હોય છે તેવી જ રીતે આ પ્રેમક્રીડાના પણ બે પ્રકારો પરાપૂર્વથી જ અસ્તિત્વ ધરાવે છે. જે પ્રેમક્રીડા પવિત્ર તથા દાંપત્યવિહારરૂપિણી છે તે અવશ્ય ઉત્તમ તથા સુખકારિણી છે; અર્થાત્ જ્યારે સ્ત્રી તથા પુરુષ ઉભયનાં મન સમાનભાવથી આકુલ થયેલાં હોય છે તેમ જ તેમનાં મનો પ્રેમની આકુલતા તથા લાલસાની ઉત્તેજનાથી પ્રેરાયલાં હોય છે ત્યારે જ પ્રેમક્રીડાજન્ય વાસ્તવિક સુખ આનંદ તથા સુફલ આદિની પ્રાપ્તિ થઇ શકે છે. વાસ્તવિક પ્રેમક્રીડા એને જ કહેવામાં આવે છે.

પ્રેમક્રીડાનો જે અન્ય પ્રકાર છે તેને 'પ્રેમક્રીડા' નામથી ન ઓળખવો એ જ વધારે સારૂં છે; કારણ કે, એ દ્વિતીય પ્રકારની પ્રેમક્રીડા કેવળ કામવિકારની પ્રબળતા અથવા ઉત્તેજના દ્વારા જ નિરંતર સંપન્ન થતી રહે છે. જ્યાં સ્ત્રી તથા પુરુષ ઉભયની એક બીજાનાં સુખ દુઃખ પ્રતિ સમાન દૃષ્ટિ તથા સમાન આકુલતા નથી હોતી અને કેવળ કામ-

વિકારની તૃપ્તિની જ ઉભયને આવશ્યકતા હોય છે ત્યાં ઉભયને પ્રેમ-ક્રીડાનાં આનન્દ તથા સુખની પ્રાપ્તિ કદાપિ થઈ શકતી જ નથી એ નવીનતાથી દર્શાવવાની કશી પણ આવશ્યકતા હોય એવી અમારી પોતાની માન્યતા તો નથી જ. પાશવ–પશુઓની–પ્રેમક્રીડામાં કેવળ શરીરનો જ સંબંધ રહેલો હોય છે અને હૃદયનો કશો પણ સંપર્ક નથી હોતો એટલામાટે પાશવપ્રેમક્રીડાજન્ય આનંદ તથા સુખ શારીરિક હોઇને અત્યંત અલ્પ ક્ષણ પર્યન્ત કેવળ શરીરમાં જ સ્થાયી રહેતાં હોવાથી એમને જો આનંદ તથા સુખ કહેવાને બદલે કેવળ મસ્તિષ્કના આલોડન તથા મસ્તિષ્કની ઉષ્ણતાના નામથી જ ઓળખવામાં આવે તો તે વિશેષ સાર્થક નામ છે. આ કારણથી કેવળ પવિત્ર પ્રેમક્રીડા જ વાસ્તવિક મનુષ્યોચિત કાર્ય છે; કારણ કે, પવિત્ર પ્રેમક્રીડાના યોગે મનુષ્યને શારીરિક આનંદ તથા સુખની પ્રાપ્તિ તો થાય છે જ; પરંતુ તે ઉપરાંત હૃદયને એક પ્રકારના અવર્ણ-નીય સ્વર્ગીય આનંદનો અનુભવ પણ થવા માંડે છે. એ વાર્તાને તો સર્વજનો જાણતાં હોવાં જ જોઇએ કે જેને શારીરિક સુખ તરીકે આપણે ઓળખીએ છીએ તે જ વાસ્તવિક સુખ નથી; કિન્તુ વાસ્તવિક સુખ તો મન અથવા હૃદયમાં જ રહેલું છે. અર્થાત્ પાશવ પ્રેમ-ક્રીડાના યોગે વાસ્તવિક સુખનો લાભ કદાપિ મળી શકતો નથી અને તેટલામાટે સત્ય પ્રેમિકો તથા પ્રેમિકાઓ પ્રેમસંભૂત પ્રેમ-ક્રીડામાં જ વાસ્તવિક સુખ તથા આનન્દનો યથાર્થ સાક્ષાત્કાર કરતાં રહે છે.

એ રહસ્ય તો અવસ્ય અનેક સ્ત્રીપુરુષોના જાણવામાં આવેલું હોવું જ જોઇએ કે જ્યાં ઉભય પક્ષ–નર તથા નારી–નો ઉત્સાહ તથા અભિલાષ સમાન અથવા એકસરખો નથી હોતો ત્યાં પ્રેમક્રીડાથી કોઇ પણ પ્રકારના સુખ તથા આનંદનો કોઇને પણ અનુભવ થઈ શકતો નથી. ઉભય પક્ષની ઉચિત લાલસા વિષયક વ્યાકુલતા જ્યાં સુધી સમાન નથી હોતી ત્યાં સુધી કોઇ પણ પ્રકારના સુખ તથા

આનંદની અંશમાત્ર પણ ઉપલબ્ધિ નથી થતી અને તે ન જ થવી જોઇએ. અત્યાર સુધીના પ્રેમક્રીડા વિષયક અનુભવદ્વારા એ વાર્તા બહુધા સર્વ જનોના જાણવામાં આવી ગઈ છે કે અનેક વાર એમ પણ બને છે કે પ્રેમક્રીડા અથવા રતિક્રીડાના સમયમાં સ્ત્રી શારીરિક અથવા માનસિક સુખ તથા આનંદને લેશમાત્ર પણ અનુભવી શકતી નથી. બજારમાં બેસીને કેવળ ધનપ્રાપ્તિમાટે પોતાના સૌન્દર્ય તથા શરીરને વેચનારી પ્રેમવિહીન વેશ્યાઓની સ્થિતિ નવ્વાણુ ટકા એવા જ પ્રકારની હોય છે; કારણ કે, તેમના હૃદયમાં આકર્ષણ તથા આકુલતાનો સર્વથા અભાવ હોવાથી તેમને પ્રેમક્રીડાજન્ય વાસ્તવિક શારીરિક તથા માનસિક આનંદનો અનુભવ થાય એ સર્વથા અસંભવનીય હોવાથી જ અનેક વાર અનેક પુરુષોના મુખથી એવા ઉદ્ગારો સાંભળવામાં આવ્યા કરે છે કે: 'પોતાની સ્નેહમયી અર્ધાંગીના સહવાસથી આપણને જે શારીરિક તથા માનસિક આનંદની ઉપલબ્ધિ થતી રહે છે તેના શતાંશના એક અંશ જેટલા પરિમાણમાં પણ વારાંગનાના સહવાસથી તે શારીરિક તથા માનસિક આનંદ આપણને નથી મળી શકતો.' વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં એ વાર્તાને પણ અહીં લક્ષમાં રાખી લેવાની આવશ્યકતા છે કે વારાંગના પણ જે એક વિશિષ્ટ પુરુષપ્રતિ તેનો પ્રેમ હોય છે તથા તેનું હૃદય આકર્ષાયલું હોય છે તે પુરુષ સાથે સમાગમ કરવાથી વાસ્તવિક શારીરિક તથા માનસિક આનંદને અનુભવતી રહે છે અને તેથી તે પ્રેમિકા વારાંગના સાથે પ્રેમક્રીડા કરવાથી તેનો પ્રેમિક અથવા પ્રેમપાત્ર પુરુષ પણ પ્રેમક્રીડાજન્ય શારીરિક તથા માનસિક આનંદને પર્યાપ્ત પરિમાણમાં અનુભવી શકે છે; માત્ર એટલું જ નહિ, પણ વારાંગના સામાન્યતઃ અભિજ્ઞાતા ગૃહસ્થા સ્ત્રી કરતાં કામકલાનુ જ્ઞાન વિશેષ પરિમાણમાં ધરાવતી હોવાથી તથા પુરુષને પોતાના નાનાવિધ હાવભાવ તથા વાણીમાધુર્ય દ્વારા વશ કરી લેવાની કલામાં અતિશય નિષ્ણાત હોવાથી ઘણીક વાર એમ પણ બને છે કે પુરુષને એવી

પ્રેમશીલા વારાંગનાના સમાગમથી જે વાસ્તવિક શારીરિક તથા માનસિક આનંદનો ઉપભોગ પ્રાપ્ત થાય છે તેના શતાંશ જેટલો પણ વાસ્તવિક શારીરિક તથા માનસિક આનંદ પોતાની પત્નીના સમાગમના યોગે કદાપિ પ્રાપ્ત થઇ શકતો નથી અને તેટલામાટેજ કેટલાક પુરુષો વેશ્યાગામી થઇ ગયેલા હોય છે. સારાંશ કે, માનવરતિક્રીડાજન્ય શારીરિક તથા માનસિક વાસ્તવિક સુખ તથા આનંદની પ્રાપ્તિનો સર્વ આધાર સ્ત્રી તથા પુરુષના સમાન ઉત્સાહ, સમાન અભિલાષ, પ્રબલ આકર્ષણ તથા પ્રચંડ પ્રેમ ઉપર જ રહેલો છે એટલે જ્યાં એ સર્વ વિદ્યમાન હોય ત્યાંજ વાસ્તવિક આનંદ પણ આવીને ઉપસ્થિત થાય છે અને જ્યાં એમનો અભાવ હોય ત્યાં વાસ્તવિક આનંદનો પણ અભાવજ દેખાય છે.

આટલા વિવેચનથી એ તો આપણે જાણી શકયા છીએ કે પશુઓની પ્રેમક્રીડા તથા મનુષ્યોની પ્રેમક્રીડામાં પ્રચંડ ભેદ રહેલો છે. અમુક એક નિર્દિષ્ટ સમયમાં પશુપક્ષી આદિના હૃદયમાં પણ પોતાની મેળે જ લાલસાપ્રવૃત્તિનો ઉદય થાય છે અને તે સમયે તેઓ સૃષ્ટિની રક્ષામાટે વિધાતાના અત્યંત આશ્ચર્યકારક કૌશલ્યવડે એક બીજા પ્રતિ આકર્ષાય છે, સમાગમ કરે છે અને એ સમાગમમાં જ તેમને પરમ સુખનો સાક્ષાત્કાર થતો રહે છે. પરંતુ માનવજાતિના સંબંધમાં એ નિયમ લાગૂ પડી શકતો નથી; કારણ કે, જો પ્રેમનો અભાવ હોય છે તો મનુષ્યોને પ્રેમક્રીડાથી કોઇ પણ પ્રકારનો આનંદ મળી શકતો નથી તેમ જ તેમના હૃદયમાં લાલસા પણ નથી રહેતી. પરિસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં વળી પુરુષ તથા સ્ત્રીના પ્રેમમાં એક પ્રકારનો વિશિષ્ટ ભેદ હોવાથી કોઇ વાર પુરુષને પ્રેમ વિના પણ રતિસુખની લાલસા થઈ આવે છે, પરંતુ સ્ત્રીના હૃદયમાં તો પ્રેમ વિના રતિની લાલસા નવ્વાણું ટકા નથી થતી તે નથી જ થતી. આવી પરિસ્થિતિમાં પ્રેમ જ સર્વસ્વ હોય એ સર્વથા સ્વાભાવિક છે. કેવળ ઇન્દ્રિયલાલસાની તૃપ્તિમાટે કરાયલા સંભોગમાં સ્વાદ હોતો જ નથી; કારણ કે, પ્રેમ વિના લાલસાની તૃપ્તિ પણ નથી થતી અને હૃદયમાં

આનંદ પણ નથી થતો. લાલસાની તૃપ્તિમાટે રતિક્રીડાની આવશ્યકતા હોવાની વાર્તા સત્ય હોવા છતાં પણ પ્રેમશૂન્ય રતિક્રીડાથી આનંદ પણ નથી થતો અને લાલસાની તૃપ્તિ અથવા વિકારની શાંતિ પણ નથી થતી; તો પછી પ્રેમશૂન્ય રતિક્રીડા શામાટે કરવી જોઇએ? રતિક્રીડા વિષયક પ્રેમને ઉત્પન્ન કરવામાટે જ લાલસાવૃત્તિ નામક સાધનનું પ્રયોજન છે. જેવી રીતે શરીરની રક્ષામાટે પોષણોપયોગી ખાદ્ય પદાર્થોની આવશ્યકતા હોય છે તેવી જ રીતે પ્રેમના પોષણ-માટે લાલસાવૃત્તિની આવશ્યકતા અનિવાર્ય છે; પરંતુ આહાર ન મળવાથી જેવી રીતે શરીર ટકી શકતું નથી તેવી જ રીતે અયોગ્ય આહાર કરવાથી, ક્ષુધા પ્રદીપ્ત થયેલી ન હોવા છતાં અકરાંતિયા થઇને આહાર કરવાથી, અરુચિકર આહાર કરવાથી તથા અત્યંત આહાર કરવાથી પણ શરીરનો હ્રાસ થઈ જાય છે અને આરોગ્યનો દુર્ગ ધરાશાયી થાય છે એ જ નિયમ પ્રેમક્રીડા અથવા રતિક્રીડાના સંબંધમાં પણ એટલા જ પરિમાણમાં સત્ય સિદ્ધ થયેલો આપણા જોવા તથા જાણવામાં આવી શકે છે એટલામાટે પ્રેમક્રીડામાં પણ આહાર જેટલા જ નિયમપાલનની આવશ્યકતા અનિવાર્ય છે. આપણા આર્ય ઋષિમુનિઓ પણ વારંવાર આપણને એ જ ઉપદેશ આપી ગયા છે અને એ જ આદેશ સંભળાવી ગયા છે કે: 'પ્રેમશૂન્ય રમણી પ્રતિ કદાપિ દૃષ્ટિપાત કરશો નહિ.' તેઓ જે રમણી પ્રતિ આકૃષ્ટ થવાનું યોગ્ય વિધાન કરી ગયા છે તે જ હવે અમો દર્શાવીએ છીએ.

"શબ્દ, સ્પર્શ તથા રૂપ આદિ ઇન્દ્રિયોના પરમ પ્રીતિકર સર્વ વિષયો જેવી રીતે નારીશરીરમાં એકત્ર વિદ્યમાન હોય છે તેવી રીતે પૃથ્વીના અન્ય કોઇ પણ સ્થાનમાં એકત્ર વિદ્યમાન નથી હોતા અને તેથી જ નારીનો સંભોગ એ સર્વ વિષયોના એકત્ર ઉપભોગ સમાન છે એમાં કોઇ પ્રકારનો સંશય કિંવા મતભેદ છે જ નહિ."*

---

* "इष्टा ह्येकैकशोऽप्यर्थाः परप्रीतिकराः स्मृताः ।
किं पुनः स्त्रीशरीरे ये संघातेन व्यवस्थिताः ॥
सर्वाश्रया इन्द्रियार्था यः स प्रीतिजनोऽधिकः" ॥

"આ જગત્માં જે સર્વ વસ્તુઓ અસ્તિત્વ ધરાવે છે તેમાંની સ્ત્રીઓ પ્રાણીઓને જેટલા પરિમાણુમાં પ્રિયતમ થઇ પડે છે તેટલા પારમાણુમાં અન્ય કોઈ પણ વસ્તુ પ્રીતિપદ થઇ શકતી નથી. સ્ત્રીને ઉચિત ભાવથી સ્વીકારતાં અપત્ય, ધર્મ, અર્થ, લક્ષ્મી તથા અન્ય સર્વ લોકની પ્રાપ્તિ થાય છે."*

અહીં એ શંકા ઉદ્ભવવાનો સંભવ છે કે, 'સ્ત્રીને ઉચિત ભાવથી સ્વીકારવા'નો અર્થ શો છે? સ્ત્રીને ઉચિત ભાવથી સ્વીકારવાનો અર્થ એટલો જ છે કે વિવાહ અથવા લગ્નદ્વારા પ્રેમની સ્થાપના કર્યા પછી જ સ્ત્રીના શરીરને સંભોગાર્થ સ્પર્શ કરવો; કારણ કે, પ્રેમપૂર્ણ-હૃદયા કામિની વિના જેની કોઇ અન્ય પુરુષમાં આસક્તિ હોય તેવી કોઇ પણ સ્ત્રીના સમાગમથી કોઇ પણ પુરુષને કદાપિ વાસ્તવિક આનંદ મળી શકતો નથી. અર્થાત્ જે સ્ત્રીએ આપણને પોતાનો આત્મા સમર્પી દીધો હોય તે સ્ત્રીમાં રમમાણ થવાથીજ આપણને અનંત સુખની પ્રાપ્તિ થઇ શકે છે. શાસ્ત્રોમાં પણ એમ જ કહેલું છે અને તે આ પ્રમાણે:—

"જે સ્ત્રી વય, રૂપ, વચન તથા હાવ દ્વારા ભાગ્ય અથવા કર્મના યોગે પુરુષના હૃદયમાં પ્રવેશ કરે છે, જે સ્ત્રી પુરુષના હૃદયના ઉત્સવ સમાન છે, જે સ્ત્રીનું મન પુરુષના મન જેવું જ છે, જે સ્ત્રીનું સત્ત્વ પુરુષના સત્ત્વ સમાન છે, જે સ્ત્રી પ્રિયવસ્તુ દ્વારા પુરુષના હૃદયમાં પ્રીતિને ઉત્પન્ન કરનારી છે, જે સ્ત્રી પોતાના ઉત્કૃષ્ટ રૂપ લાવણ્ય આદિ દ્વારા પુરુષની સર્વ ઇન્દ્રિયોને બાંધી લેનાર પાશરૂપિણી છે, જે સ્ત્રીના વિયોગથી પુરુષને વૈરાગ્ય થતાં સમસ્ત સંસાર શૂન્ય દેખાવા માંડે છે, જે સ્ત્રી વિના પુરુષ પોતાના શરીરને ઇન્દ્રિયશૂન્ય અનુભવ્યા કરે છે અને જે સ્ત્રીના દર્શનથી પુરુષ લેશમાત્ર પણ ઉદ્વિગ્ન, વિરક્ત તથા ભયભીત ન થતાં અવિશ્રાંત તથા અપૂર્વ હર્ષના વેગને જ અનુભવતો રહે છે તે સ્ત્રી જ તે પુરુષના જીવનની

---

*"स्त्रीषु प्रीतिर्विशेषेण स्त्रीषु प्रत्यं प्रतिष्ठितम् ।
धर्मार्थौ स्त्रीषु लक्ष्मीश्च स्त्रीषु लोकाः प्रतिष्ठिताः" ॥

સાર્થકતા કરી શકે છે; કારણ કે, ભિન્ન ભિન્ન મનુષ્યોના ભાવો ભિન્ન ભિન્ન પ્રકારના હોવાથી પ્રત્યેક સ્ત્રી પ્રત્યેક પુરુષમાટે સુખદાયિની થઇ શકે અને પ્રત્યેક પુરુષ પ્રત્યેક સ્ત્રીના જીવનની સાર્થકતા કરી શકે એ સર્વથા અશકય તથા અસંભવનીય છે."

અમને એમ જણાય છે કે હવે આ વિષયના સંબંધમાં વિશેષ લખવાની આવશ્યકતા નથી; કારણ કે, આમાં સમસ્ત વિષયનો પર્યાપ્ત ઊહાપોહ થઈ ગયો છે; છતાં પણ પુનરુક્તિના દોષને સ્વીકારીને અમો પુનઃ એક વાર ઢોલ વગાડીને કહીએ છીએ કે જ્યાં પરસ્પર પ્રેમ નથી અને પરસ્પર પ્રાણાકર્ષણ નથી ત્યાં પ્રેમક્રીડાનો સંભવ નથી અને બળાત્કારે કરાયલી પ્રેમક્રીડામાં સુખની આશા તો નથી જ હોતી, કિન્તુ વીર્યનો ક્ષય થતાં તેના પરિણામે શરીરમાં અનેક રોગોનો ઉદ્ભવ થવાની ભયંકર ભીતિ રહ્યા કરે છે. વીર્યના ક્ષયથી ધ્વજભંગ, પ્રમેહ તથા વીર્યસ્રાવ આદિ રોગો ઉત્પન્ન થઇને મનુષ્યદેહ તથા મનુષ્યજીવનને સર્વથા નિરુપયોગી તથા ભારરૂપ કરી નાખે છે એ સર્વ જનોએ સદાસર્વદા સ્મરણમાં રાખવાનું છે. એથી વિરુદ્ધ પ્રેમમયી નારીમાં રમમાણ થતાં જેટલા વીર્યનો ક્ષય થાય છે તેટલા જ વીર્યની કદાચિત્ શરીરમાં પૂર્તિ ન થતી હોય, તો પણ બહુ પરિમાણમાં તો અવસ્ય પૂર્તિ થઇ જાય છે અને તેથી વીર્યક્ષયજન્ય ભયંકર રોગો શરીરમાં ઉદ્ભવવાની ભીતિ નથી રહેતી. એક દંપતીશાસ્ત્રવેત્તા અંગ્રેજ ડૉકટર્ સાહેબ એ વાર્તાને વારંવાર ભાર મૂકી મૂકીને કહી ગયા છે કે: "પ્રેમોન્માદિની તથા મન્મથાભિલાષિણી પ્રમદા સાથેના સમાગમપ્રસંગે પુરુષના શરીરના જે ઓજસ્વી પદાર્થનો ક્ષય થાય છે તે ઓજસ્વી પદાર્થ કાર્યવિશેષદ્વારા જ શરીરમાં પાછો પરિપૂર્ણ થઈ જાય છે." પરંતુ આપણા આર્ય ચિકિત્સકો એ જ સિદ્ધાન્તને સહસ્રાવધિ વર્ષો પૂર્વે વ્યક્ત કરી ગયા છે અને તે આ પ્રમાણે: "નાના પ્રકારના ઉપભોગ તથા દૈવયોગથી સ્ત્રીઓના રૂપ આદિ સર્વ ગુણો પોતપોતાના પ્રિયકર પુરુષના સંગના યોગે ઉત્પન્ન થતા રહે

છે." આ સમસ્ત વિવેચનનો મથિતાર્થ તથા સારાંશ એ જ છે કે પ્રેમશૂન્યા પરનારી, વ્યભિચારિણી સ્ત્રી અથવા વારાંગનાના રૂપમાં આસક્ત થઇને રમમાણુ થવાની ધૃષ્ટતા કરવી એ કદાપિ લાભકારક નથી; કારણુ કે, વીર્યક્ષયના યોગે મનુષ્યના શરીરની જેટલા પરિમાણુમાં ભયંકર હાનિ થાય છે તે ક્ષતિની પૂર્તિ તો પ્રેમહીના વેશ્યા આદિના સમાગમથી નથી જ થતી; કિન્તુ હાનિ અથવા ક્ષતિનો માર્ગ અધિકાધિક પ્રશસ્ત થતો જાય છે અને અંતે વિનાશની ઘટિકા નિકટમાં આવી લાગે છે એ નિર્વિવાદ હોવાથી પ્રેમમયી, પ્રેમપુત્તલિકા, પ્રાણુાધિકા પ્રિયતમા પ્રમદામાં જ પ્રેમપૂર્વક રમમાણુ થવું એ જ પ્રત્યેક વિચારશીલ પુરુષનું સર્વથી પ્રથમ તથા આવશ્યક કર્તવ્ય છે એનો કોનાથી અસ્વીકાર કરી શકાય તેમ છે વારૂ ?

સ્ત્રી તથા પુરુષનો સમાગમ તે પ્રેમના વિકાસનું અંતિમ સોપાન છે અને આપણે એ પ્રેમવિકાસના અંતિમ સોપાન પર્યન્ત આવી લાગ્યા છીએ એટલે હવે પ્રેમક્રીડાના વિધિ તથા નિષેધ, નૈતિક આત્મહત્યા, ઇચ્છા અનુસાર સંતાનપ્રાપ્તિ તથા સ્ત્રી પુરુષની નપુંસકતા આદિ દંપતીશાસ્ત્રના કેટલાક આવશ્યક વિષયોના નિરૂપણુમાં પ્રવૃત્ત થવા પૂર્વે અત્યારે આપણા સમાજમાં જે વિષયના સંબંધમાં કેટલાંક વર્ષોથી પ્રબળ વાદવિવાદ ચાલી રહ્યો છે તે બાળલગ્ન તથા યૌવનલગ્નના વાદગ્રસ્ત વિષયની સાધકબાધકતાના તેમ જ જેનાપર વિવાહિત સ્ત્રીપુરુષોના દાંપત્ય સુખનો સંપૂર્ણ આધાર રહેલો છે તે વરવધૂ પરીક્ષાની અનિવાર્ય આવશ્યકતાના ઊહાપોહમાં અમો અત્યારે પ્રવૃત્ત થવા ઇચ્છીએ છીએ; કારણુ કે, એ અત્યંત આવશ્યક વિષયોના નિર્ણયાત્મક વિવેચન વિના દંપતીશાસ્ત્ર અપૂર્ણ અવસ્થામાં જ રહી જાય તેમ છે; માત્ર એટલું જ નહિ, પણુ વિવાહયોગ્ય અવસ્થાના નિર્ણય તથા વરવધૂની પરીક્ષા એ ઉભય વિષયો ઉપર જ લગ્નની સફળતા અથવા નિષ્ફળતા અવલંબેલી હોવાથી દંપતીશાસ્ત્રમાં એ એ વિષયોની મહત્તા અન્ય સર્વ વિષયો કરતાં વિશેષ છે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા નથી.

---

## પ્રકરણ ૮ મું
## બાલ્યવિવાહ અને યૌવનવિવાહ

સૃષ્ટિમાં જો એક જ મનુષ્યનું અસ્તિત્વ હોત, તો તેના ન્યાય તથા અન્યાય કર્મનો સંબંધ ઈશ્વર તથા તે એક મનુષ્ય વચ્ચે જ રહેવાનો સંભવ હોવાથી નીતિશાસ્ત્ર અત્યંત સરલ તથા સહજ થઈ જાત.

**મનુષ્યોનો પરસ્પર સંબંધ**

અથવા તો મનુષ્યોની સંખ્યા એકથી અધિક હોવા છતાં પણ જો તેઓ એક જ ભાવથી પરસ્પર બંધાયલાં રહ્યાં હોત, તો પણ તેમનું એક બીજા સાથેનું કર્તવ્યકર્મ એક જ પ્રકારનું રહ્યું હોત. કિન્તુ વસ્તુતઃ આ સૃષ્ટિમાં મનુષ્યોની સંખ્યા અત્યંત વિશેષ–અસંખ્ય છે; તેમના અનેક પ્રકારના પરસ્પર ભેદો પણ અસ્તિત્વ ધરાવે છે અને તેઓ અવસ્થાભેદ અનુસાર એક બીજા સાથે અત્યંત ભિન્ન ભિન્ન સંબંધોથી બંધાયલાં છે. પ્રથમ તો સ્ત્રી તથા પુરુષ અથવા નારીજાતિ તથા નરજાતિ એ બે મનુષ્યોની મૂળ શ્રેણિયો છે; ત્યાર પછી તે સ્ત્રીપુરુષો અનેક પ્રકૃતિનાં છે, અનેક દેશનાં નિવાસી છે અને તેમની જાતિયો પણ અનેક છે; માત્ર એટલું જ નહિ, પણ તેઓ ભિન્નભિન્ન ધર્માવલંબી હોવા સાથે શિક્ષિત તથા અશિક્ષિત આદિ ભિન્ન ભિન્ન અવસ્થાઓને ભોગવી રહ્યાં છે. આ સર્વ કારણોથી મનુષ્યોના પારસ્પરિક સંબંધજાલમાં અત્યંત વિચિત્ર જટિલતાનો આવિર્ભાવ થયેલો છે અને તેમના પારસ્પરિક કર્તવ્ય તથા અકર્તવ્ય કર્મનો સર્વમાન્ય નિર્ણય કદાચિત્ ન પણ કરી શકાય એવી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ ગઈ છે.

**પારિવારિકસંબંધની મહત્તા**

મનુષ્યો જે ભિન્ન ભિન્ન અનેક સંબંધોથી એક બીજા સાથે બંધાય છે તે સર્વ સંબંધોમાં પારિવારિક અથવા કૌટુંબિક સંબંધ અન્ય સર્વ સંબંધો કરતાં ઘનિષ્ટ હોવાથી અન્ય સર્વ સંબંધોને તથા માનવજાતિને સ્થાયી કરનારો મૂલ સંબંધ છે, એમ કોઈ પણ પ્રકારના સંકોચ વિના કહી શકાય તેમ છે; કારણ કે, મનુષ્ય કમો-

જાતિની પ્રથમ અવસ્થામાં ભિન્ન ભિન્ન પરિવારોમાં જ બદ્ધ થાય છે; પરિવારસમૂહોના યોગે સમાજ બંધાય છે અને સમાજોના સમૂહો વડે જાતિયો અથવા રાષ્ટ્રો નિર્માણ થાય છે. ત્યાર પછી અનેક જાતિયોની એકત્રતાથી સામ્રાજ્યની સ્થાપના થાય છે, એ જ સાધારણ નિયમ છે. પારિવારિક સંબંધનો આધાર સ્ત્રીપુરુષના સંબંધ પર રહેલો હોવાથી અને સ્ત્રીપુરુષના સંબંધનો આધાર વિવાહબંધન પર રહેલો હોવાથી માનવજાતિના સર્વે પારસ્પરિક સંબંધોનું મૂળ વિવાહબંધનમાં જ છે એમ કોઈ પણ કહી શકે તેમ છે અને અમારે પ્રસ્તુત પ્રકરણમાં એ વિવાહબંધનની જ આલોચના કરવાની છે.

**વિવાહ અને તેનાં અનેક રૂપો**

વિવાહસંસ્કારની સૃષ્ટિ કેવી રીતે થયેલી છે તથા તેનો ક્રમવિકાસ કેવી રીતે થતો રહ્યો છે એ વિષય મનોરંજક તથા જાણવા યોગ્ય હોવા છતાં એ પ્રતનતત્ત્વના નિરૂપણમાં પ્રવૃત્ત થવું એ અત્યારે અમારો ઉદ્દેશ ન હોવાથી અત્યારે તો વર્તમાનકાળમાં અનેક દેશો તથા અનેક માનવસમાજોમાં વિવાહની પ્રથા કયા રૂપમાં પ્રચલિત છે અને તે કેવી હોવી જોઇએ એટલા પરિમિત વિષયની જ અમારે આલોચના કરવાની છે. સ્ત્રી ઉપર પુરુષનો અધિકાર અને પુરુષ ઉપર, પુરુષના કરતાં કદાચિત્ ન્યૂન પરિમાણમાં, સ્ત્રીનો પણ અધિકાર એ જ વિવાહસંબંધનું સર્વથી પ્રથમ લક્ષણ છે. કેટલાક સમાજમાં એ સંબંધની સ્થાયિતા સ્ત્રી તથા પુરુષના જીવન પર્યન્તની હોય છે; કેટલાક સમાજોમાં બેમાંથી એકના જીવનપર્યન્તની હોય છે અને કેટલાક સમાજોમાં અમુક નિયત કરાયલા સમય પર્યન્તની જ હોય છે. વિવાહબંધન કેટલાંક સ્થાનોમાં કદાપિ ન તોડી શકાય તેવો અખંડ હોય છે; કેટલાંક સ્થાનોમાં સ્ત્રી તથા પુરુષ ઉભયની ઇચ્છાથી ગમે ત્યારે તોડી શકાય તેવું હોય છે; કેટલાંક સ્થાનોમાં કેવળ એક પક્ષ(પુરુષ)ની ઇચ્છાથી તેને તોડી શકાય છે, પણ દ્વિતીય પક્ષ(સ્ત્રી)ની ઇચ્છાથી નથી તોડી શકાતું; અને કેટલાંક

સ્થાનોમાં વ્યભિચાર આદિ કેટલાંક વિશેષ કારણોથી વિવાહ-બંધનને ગમે ત્યારે તોડી શકાય છે. એક પુરુષની એક સ્ત્રી અને એક સ્ત્રીનો એક પતિ એ સાધારણ નિયમ હોવા છતાં અમુક દેશો તથા સમાજોમાં એક પુરુષની જેવી રીતે અનેક પત્નીઓ હોઇ શકે છે તેવી જ રીતે અમુક દેશો તથા સમાજોમાં એક સ્ત્રીના અનેક પતિઓ પણ હોઈ શકે છે.

વિવાહસંબંધથી પુરુષને જે અધિકાર પ્રાપ્ત થાય છે તે અધિક હોય છે અને સ્ત્રીને પ્રાપ્ત થતો અધિકાર પુરુષ કરતાં ઓછો હોય છે. કેટલાકોની માન્યતા અનુસાર પુરુષો જ પ્રબળ તથા નિયમોના નિર્માતા હોવાથી તેમણે પોતાના અધિકારો વિશેષ રાખીને સ્ત્રીઓને બહુ જ ઓછા અધિકારો આપેલા છે અને તેથી પુરુષોનો પક્ષપાત જ નરજાતિ તથા નારીજાતિના અધિકારની એ વિષમતાનું મૂલ કારણ છે; પરંતુ શાંતિ-પૂર્વક વિચાર કરતાં આપણને સ્પષ્ટ જણાઈ આવે છે કે અધિ-કારની એ વિષમતાના મૂલમાં એક અન્ય નિગૂઢ કારણ પણ રહેલું છે અને તે કારણને કોઇ પણ પ્રકારે આપણાથી અયોગ્ય, અન્યાય-પૂર્ણ તથા અસંગત કહી શકાય તેમ નથી. તે કારણ એ છે કે સંતાનની માતા કોણ છે એ વિષયમાં તો કોઇ પણ પ્રકારનો સંશય ઉત્પન્ન થઈ શકતો જ નથી; પરંતુ જો સ્ત્રી તથા પુરુષનો સંસર્ગ અનિયમિત હોય તો સંતાનનો પિતા કોણ હશે એ વિષય અવશ્ય સંશયાસ્પદ થઈ પડે છે અને તે થવો જ જોઇએ. એથી એ જ અનુમાન કરી શકાય છે કે અન્ય મનુષ્યોની સાથે સંસર્ગ રાખવા તથા ગમે ત્યાં હરવા ફરવા આદિમાં જેટલી સ્વતંત્રતા પુરુષોએ રાખી છે તેટલી સ્વતંત્રતા તેમણે સ્ત્રીઓને નથી આપી અને તેટલી સ્વ-તંત્રતા સ્ત્રીઓને આપવાની તેમની ઇચ્છા પણ નથી. અહીં એ વાર્તા પણ જણાવી દેવી જોઇએ કે જ્યાં એક સ્ત્રીના અનેક પતિ હોવાની પ્રથા પ્રચલિત છે ત્યાંના લોકોનો પરસ્પર સંબંધ પિતૃમૂલક હોવાને બદલે માતૃમૂલક હોવાથી ત્યાં સ્ત્રીઓની સ્વતંત્રતા પુરુષોં

કરતાં પણુ અધિક હોય છે; પરંતુ એ અપવાદ છે અને અપવાદ કાંઇ સાધારણુ નિયમને હાનિ પહોંચાડી શકતો નથી.

**વિવાહસંબંધ કેવા પ્રકારનો હોવો જોઇએ ?**

એ તો ઉપર સંક્ષેપમાં અમો કહી ચૂકયા છીએ કે અનેક દેશોમાં વિવાહસંબંધ અનેક પ્રકારના થાય છે; પરંતુ આ સ્થાનમાં વિવાહસંબંધના તે અનેકવિધ પ્રકારોને વર્ણવવાની આવશ્યકતા ન હોવાથી અમારે માત્ર એ વિષયની જ આલોચના કરવાની છે કે વિવાહસંબંધ કેવા પ્રકારનો હોવો જોઇએ ? આ આલોચનામાં વિવાહસંબંધની ઉત્પત્તિ, સ્થિતિ તથા નિવૃત્તિ એ ત્રણુ વિષયોના નિરીક્ષણુની આવશ્યકતા અનિવાર્ય છે.

સર્વથી પ્રથમ વિવાહસંબંધની ઉત્પત્તિ છે અને એ સંબંધ ઇચ્છાધીન છે; પિતાપુત્ર કિંવા બંધુભગિનીના સંબંધ પ્રમાણે પૂર્વનિરૂપિત નથી. ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે: ‘એ સંબંધ કોની ઇચ્છાને આધીન છે?’ એ પ્રશ્નનું ઉત્તર અવશ્ય એ જ હોવું જોઇએ કે: ‘જેઓ એ સંબંધથી આબદ્ધ થવાનાં હોય તેમની જ ઇચ્છાને આધીન એ સંબંધ હોવો જોઇએ.’ પરંતુ જો વધૂ તથા વર બન્ને અથવા તો તેમનામાંની એક વ્યક્તિ વધૂ અલ્પવયસ્ક હોવાના કારણુથી અથવા તો પોતાની ઇચ્છાપર વિશ્વાસ રાખવા જેટલી યોગ્યતા તેનામાં ન હોવાથી તે ઉભયનાં કિંવા વધૂનાં માતાપિતા અથવા અન્ય અભિભાવકોની ઇચ્છા ઉપર જ તેમના અથવા તે કન્યાના વિવાહસંબંધનો આધાર રહે એ નિર્વિવાદ છે. પરંતુ આવા પ્રકારનો ગુરુતર સંબંધ કે જેનું ઇષ્ટ કિંવા અનિષ્ટ પરિણામ વર તથા વધૂના જીવનને સુખમય કિંવા દુઃખપૂર્ણ કરી શકે છે તે વર તથા વધૂ વિના અન્ય મનુષ્યોની ઇચ્છા અનુસાર થવા દેવો એ ઉચિત છે કિંવા નહિ? આ પ્રશ્ન આ સ્થાનમાં અવશ્ય ઉપસ્થિત થાય છે અને તેની સાથે એ પ્રશ્ન પણુ સ્વાભાવિક જ આપણા સમક્ષ આવીને ઊભો રહે છે કે બાલ્યવિવાહ અથવા બાલલગ્ન ઉચિત છે કિંવા નથી?

આ ઉભય પ્રશ્નો પરસ્પર સંયુક્ત હોવા છતાં પણ એકબીજાથી સર્વથા ભિન્ન છે એ અહીં અવશ્ય લક્ષમાં રાખી લેવાનું છે; કારણ કે, બાલ્યવિવાહ અનુચિત હોવા છતાં પણ જો એવા પ્રકારની વિવાહ-યોગ્ય અવસ્થા નિશ્ચિત્ થાય કે જે અવસ્થામાં ઉભય પક્ષ(સ્ત્રી તથા પુરુષ અથવા વધૂ તથા વર)ની બુદ્ધિ પરિપક્વ થવાનો સંભવ હોય, તો પણ એવી પરિસ્થિતિમાં તેમનો વિવાહસંબંધ તેમનાં માતાપિતા કિંવા અન્ય અભિભાવકોની અસંમતિથી થવા દેવો એ પણ ઉચિત તો નથી જ. અર્થાત્ એટલામાટે પ્રથમ એ વિષયનો જ નિર્ણય કરવો જોઇએ કે સ્ત્રી તથા પુરુષનો લગ્નસંબંધ કેટલી અવસ્થામાં થવો જોઇએ.

પાશ્ચાત્યદેશવાસીઓ તથા આપણા દેશના વર્તમાનકાલિક સંસારસુધારકો અથવા સમાજસંસ્કારકોના અભિપ્રાય અનુસાર યૌવનનો સંપૂર્ણ વિકાસ જ્યાં સૂધી ન થાય ત્યાં સૂધી સ્ત્રી તથા પુરુષનો વિવાહસંબંધ કોઇ પણ પ્રકારે ઉચિત નથી. યૂરોપમાં એવો કાયદો કરવામાં આવ્યો છે કે સાધારણતઃ વિવાહના સમયમાં વરની અવસ્થા ઓછામાં ઓછી ચૌદ વર્ષની અને વધૂની અવસ્થા ઓછામાં ઓછી બાર વર્ષની તો હોવી જ જોઇએ; એવી જ રીતે ફ્રાન્સમાં પુરુષ તથા સ્ત્રીની વિવાહયોગ્ય અવસ્થા અનુક્રમે અઢાર તથા પંદર વર્ષની નિયત કરવામાં આવી છે. કાયદો આવો હોવા છતાં પણ એ પાશ્ચાત્ય દેશોમાં એ અવસ્થાથી બહુ અધિક અવસ્થા થયા પછી જ વિવાહસંબંધ થાય છે. આપણા ભારતવર્ષમાં વિવાહયોગ્ય અવસ્થાના સંબંધમાં એવું વિધાન કરાયલું છે કેઃ "દ્વિજો (બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય જાતિ)ના બાલકો આઠ વર્ષની અવસ્થામાં તેમનો યજ્ઞોપવીત અથવા ઉપનયન સંસ્કાર થઈ જવા પછી ઓછામાં ઓછો બીજો નવ વર્ષ જેટલો સમય બ્રહ્મચર્યના પાલન તથા વેદાધ્યયનમાં વીતાડીને વિવાહ કરી શકે છે."* આ વિધાન અનુસાર પુરુષની

* જુઓ 'મનુસ્મૃતિ' અધ્યાય ૧ લો, શ્લોક ૧ થી ૪ અને અધ્યાય ૨ જો, શ્લોક ૩૬ મો.

વિવાહ યોગ્ય અવસ્થા ઓછામાં ઓછી સત્તર વર્ષની છે અને સ્ત્રી-માટે ક્યાંક પ્રથમ રજોદર્શનથી પૂર્વે વિવાહ કરવાનો વિધિ છે અને ક્યાંક આઠ વર્ષની અવસ્થાથી આરંભીને બાર વર્ષની અવસ્થાને વિવાહ-યોગ્ય અવસ્થા દર્શાવેલી છે.* પ્રચલિત વ્યવહાર અનુસાર આપણા હિન્દુ સમાજમાં પુરુષની ઓછામાં ઓછી ચૌદ વર્ષની અવસ્થાને અને સ્ત્રીની ઓછામાં ઓછી નવ અથવા દશ વર્ષની અવસ્થાને વિવાહયોગ્ય અવસ્થા માનવામાં આવે છે, એટલે વધારેમાં વધારે બાર અથવા તેર વર્ષની અવસ્થામાં તો હિન્દુ કન્યાઓના વિવાહ અવશ્ય થઇ જ જાય છે; કારણ કે, હિન્દુ કન્યાઓના લગ્નમાટે એ અવસ્થા ઉચ્ચ સીમારૂપ છે. ભારત વર્ષમાં લૌકિક વિવાહને યોગ્ય અવ-સ્થાની ન્યૂન સીમા ઇ. સ. ૧૮૭૨ ના કાયદા અનુસાર પુરુષમાટે અઢાર વર્ષ તથા સ્ત્રીમાટે ચૌદ વર્ષની એટલે કે યૂરોપ જેટલી જ કરવામાં આવી છે.

**બાલ્ય વિવાહ પ્રતિકૂલ યુક્તિઓ**

જે લોકો બાલ્ય વિવાહના વિરોધીઓ છે તેઓ પોતાની માન્યતા અથવા પોતાના સિદ્ધાન્તના સમર્થનમાં મુખ્યત: આ ત્રણ યુક્તિઓ વારંવાર દર્શાવતા રહે છે: (૧) વિવાહસંબંધની ગુરુતા તથા વિવાહસંબંધના ઇષ્ટ તથા અનિષ્ટ પરિણામની ચિરસ્થાયિતાનો વિચાર કરતાં વર તથા કન્યાની બુદ્ધિ પરિપક્વ થયા પૂર્વે તેમનામાંથી કોઇને પણ વિવાહબંધનથી બદ્ધ થવા દેવાની વાર્તા અમને તો ઉચિત નથી જણાતી. (૨) ઉત્તમ સંતાનો ઉત્પન્ન કરવાં એ વિવાહનો એક પ્રધાન ઉદ્દેશ હોવાથી દેહ તથા બુદ્ધિની પરિપક્વતા થયા વિના કિશોર વયમાં વિવાહ કરવો એ કોઇ પણ પ્રકારે યોગ્ય નથી; કારણ કે, માતા-પિતાનાં શરીર તથા મન જો પૂર્ણતાને પ્રાપ્ત થયેલાં ન હોય, તો સંતાનોનાં શરીર તથા મન પણ સબળ તથા પ્રબળ નથી જ થઇ

* જુઓ 'મનુસ્મૃતિ' અધ્યાય ૯ માના શ્લોક ૮૯ અને ૯૪.

શકતાં. તેમ જ (૩) સંસારમાં જીવનસંગ્રામનો વિષય એટલી સીમા પર્યન્ત કઠિન થતો જાય છે કે અલ્પ વયમાં જ વિવાહના બંધનમાં જકડાઇને સ્ત્રી તથા પુત્ર પુત્રી આદિના નિર્વાહના ભારને મસ્તકપર ઊપાડી લેવાથી લોકો પોતાની ઉન્નતિમાટે યથોચિત ઉદ્યોગ નથી કરી શકતા એટલામાટે પણ બાલ્યવિવાહને અટકાવી દેવાની આવશ્યકતા અનિવાર્ય છે.

આ ત્રણે યુક્તિઓ એવી તો સુસંગત તથા પ્રબળ છે કે એ યુક્તિઓને સાંભળતાં પ્રથમ તો આપણી એવી જ માન્યતા થઇ જાય છે કે જાણે એ યુક્તિઓનું કાંઇ પણ ઉત્તર છે જ નહિ; માત્ર એટલું જ નહિ, પણ જે દેશોમાં આઠથી બાર વર્ષની અવસ્થામાં બાલકો તથા બાલિકાઓને પરણાવી દેવાની પ્રથા પ્રચલિત છે જ નહિ તે સર્વ દેશોની ઐહિક ઉન્નત અવસ્થા સાથે બાલ્યવિવાહપ્રથાના અનુગામી આપણા ભારતવર્ષની ઐહિક અવનતિ અથવા હીન અવસ્થાની તુલના કરી જોતાં આપણને એવો જ ભાસ થઇ જાય છે કે એ યુક્તિઓની અખંડનીય વાસ્તવિકતાનું આ એક જ્વલંત પ્રમાણ છે. આપણો આવા પ્રકારનો એકપક્ષીય નિશ્ચય થઈ જવાથી જો કોઇ વિજ્ઞ પુરુષ પણ એ યુક્તિઓ વિરુદ્ધ કાંઇ કહેવાને તૈયાર થઇ જાય, તો તેનું કથન પણ આપણને સર્વથા અસત્ય તથા અશ્રવણીય જણાય છે; માત્ર એટલું જ નહિ, પણ આપણે તેના પ્રતિવાદને સાંભળ્યા વિના જ તેને મૂર્ખ, ભ્રાન્ત તથા બુદ્ધિહીન માનવાની ધૃષ્ટતા કરી બેસીએ છીએ. કેટલાક સમય પૂર્વે અમુક એક વર્ષમાં કલકત્તાના વિશ્વવિદ્યાલયની પ્રવેશિકા પરીક્ષામાટે બંગાલી સાહિત્યનું જે પાઠ્ય પુસ્તક રચવામાં આવ્યું હતું તે પુસ્તકમાં પ્રસિદ્ધ મનનશીલ સુપંડિત તથા સુલેખક સ્વર્ગીય ભૂદેવ મુખોપાધ્યાય મહાશયના 'પારિવારિક પ્રબંધ' નામક ગ્રંથમાંથી 'બાલ્યવિવાહ' શીર્ષક પ્રબંધ કિંવા તેનો કેટલોક અંશ લઇને મુદ્રિત કરવામાં આવ્યો હતો અને તેમાં એવું કાંઇ પણ ન હોતું કે જે પઠનીય ન હોય; છતાં પણ તેના સંબંધમ

એટલી સીમાપર્યન્ત વિરોધ દર્શાવવામાં આવ્યો હતો કે અંતે તે સંકલિત પુસ્તકમાંથી એ 'બાલ્યવિવાહ' શીર્ષક અંશને કાઢી નાખવામાં આવ્યો ત્યારે જ એ વિરોધનો અંત આવી શકયો હતો. 'બાલ્યવિવાહ' શીર્ષક પ્રબંધ પ્રતિ આટલી સીમા પર્યન્ત તિરસ્કાર દર્શાવવામાં આવે એમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી; કારણ કે, આપણા દેશમાં એક સમયમાં બાલ્યવિવાહ જે સ્વરૂપમાં પ્રચલિત હતો તેમાં અનેક પ્રકારના દોષો હતા અને તે દોષોના યોગે બાલ્યવિવાહની પ્રથાએ આપણા દેશ તથા આપણી જાતિની ભયંકર હાનિયો કરેલી હોવાથી લોકોના મનમાં બાલ્યવિવાહ પ્રતિ જો ઘૃણા તથા અશ્રદ્ધા ઉત્પન્ન થઇ જાય તો તે સ્વાભાવિક પરિણામ જ કહી શકાય તેમ છે. અધૂરામાં પૂરૂં આ દેશની ઐહિક હીન અવસ્થાના યોગે થતાં કષ્ટો ન્યૂનાધિક પરિમાણમાં સર્વને ભોગવવાં પડે છે અને તે કષ્ટો સહજ દૃષ્ટિગોચર થઇ શકે છે એટલે એ દુષ્પરિણામ આ દેશની પ્રાચીન નીતિરીતિનું જ છે, એવો જ અનેક લોકોનો દૃઢ વિશ્વાસ બંધાઈ ગયો છે. જો કે અમો તેમના એ વિશ્વાસ અથવા તેમની એ માન્યતાને સત્ય તરીકે સ્વીકારી શકતા નથી; તો પણ તેમની માન્યતાને એક વિશિષ્ટ–સત્ય કિંવા અસત્ય–માન્યતા તરીકે તો પ્રકટ કરવી જ જોઇએ. આપણી એ પ્રાચીન નીતિરીતિનું યદિ કાંઈ પણ ઉત્તમ પરિણામ અથવા ફળ થયું હોય તો તે ઐહિક અથવા વૈષયિક નહિ, કિંતુ સર્વથા આધ્યાત્મિક હોવાથી તે ઉત્તમ આધ્યાત્મિક પરિણામને સર્વ જનો સહજમાં અનુભવી શકે તેમ નથી; માત્ર એટલું જ નહિ, પણ લોકો જે નીતિરીતિઓ પોતાના મતથી વિરુદ્ધ હોય તે નીતિરીતિઓના દોષોને જ દિવસરાત્રિ–અષ્ટૌપ્રહર–દર્શાવતા રહીને અન્ય જનોનાં મનને એટલાં તો અધીર બનાવી દે છે કે એ અધીરતાના કારણથી તેઓ એ પ્રાચીન નીતિરીતિના સદ્ગુણો પ્રતિ દૃષ્ટિપાત કરવાની ઉદારતા પણ નથી દર્શાવી શકતા અને તેઓ એવી ઉદારતા ન દર્શાવે એ પણ સ્વાભાવિક જ છે. પ્રાચીન નીતિરીતિઓ

પણ સમાજની અવસ્થાનાં પરિવર્તનો સાથે પરિવર્તનને યોગ્ય થઈ જાય છે એટલે સમાજસંસ્કારક લોકો—સોશિયલ રિફોર્મર્સ—લોકહિત-માટે તે પ્રાચીન નીતિરીતિઓને બદલી નાખવાની અવિશ્રાંત ચેષ્ટા કરતા રહે છે. સર્વત્ર દષ્ટિ રાખીને અને સર્વ વિષયોની સારી તથા નઠારી બન્ને બાજૂઓનો વિચાર કરીને જો કોઇ કાર્ય આરંભવામાં આવે, તો તે કાર્યસિદ્ધિના માર્ગમાં ધીમે ધીમે જ અગ્રેસર થઈ શકાય છે એટલામાટે સમાજસંસ્કારક લોકો એકદેશદર્શી થઇને અત્યંત વેગપૂર્વક સંસ્કારની દિશામાં જ દોડતા ચાલ્યા જાય છે. તેઓ પોતાનું સ્વીકૃત કાર્ય કરે છે અને કરશે, એ વિષે તેમની સાથે અમારો કાંઈ પણ વિરોધ છે જ નહિ; કિન્તુ તેમના સમક્ષ અમારૂં એ જ વિનીત નિવેદન છે કે તેઓ પ્રાચીન નીતિરીતિઓના દોષોને શોધી કાઢતી વેળાયે પ્રાચીન નીતિરીતિઓના ગુણોને પણ જોઈ લે અને સ્વીકારી લે તો વધારે સારૂં. એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ કે આ સંસાર નિરંતર ગતિશીલ હોવાથી સંસારની કોઇ પણ વસ્તુ સ્થિર નથી અને સ્થિર રહેવાની પણ નથી. અર્થાત્ કોઇ સન્મુખ, કોઈ પશ્ચાદ્, કોઇ સન્માર્ગમાં તો કોઇ કુમાર્ગમાં એવી રીતે જગત્‌ના સર્વ પદાર્થો ચાલી જ રહ્યા છે. અર્થાત્ વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી પરિવર્તનનો વિરોધ વધારે વાર ટકી શકતો નથી એ વાર્તા સત્ય હોવા છતાં એટલું તો નિર્વિવાદ છે કે જો કોઇ મનુષ્ય કોઇ વસ્તુને સન્માર્ગમાં ચલાવવાની અને તેને તેના ગંતવ્ય સ્થાનમાં લઈ જવાની ઇચ્છા કરે, તો કેવળ તે વસ્તુની ગતિના વેગને વધારી દેવાથી જ કાર્ય પૂર્ણ થઈ શકે તેમ નથી, કિન્તુ તેની ગતિની દિશાને પણ સ્થિર રાખવાની આવશ્યકતા અનિવાર્ય છે. ચતુર અશ્વારોહી કેવળ પોતાના અશ્વને ચાબુક ફટકારતો જ આગળ નથી વધતો, કિન્તુ સાથે સાથે તેની વલ્ગા (લગામ)ને પણ ખેંચતો રહે છે. સારાંશ કે, સમાજસંસ્કારક લોકો કેવળ સામી બાજૂને જ જોઇને આગળ વધતા રહેશે, તો તેમની ઇચ્છા ભાગ્યે જ સફળ થઇ શકશે;

એટલામાટે તેમણે આગળ, પાછળ અને આજૂબાજૂ ચારે તરફ જોઇ વિચારીને સાવધાનતાપૂર્વક ચાલવું જોઇએ, તો જ તેઓ પોતાની ઇચ્છા અનુસાર સ્વીકૃત કાર્યને સિદ્ધ કરી શકશે; અન્યથા તેમના સર્વ પ્રયત્નો સર્વદા નિષ્ફળ જ રહી જશે એ સર્વથા નિર્વિવાદ છે.

આ સ્થાનમાં આટલો બુદ્ધિવાદ અમોએ કેવળ એ આશાથી જ કર્યો છે કે અમારા આ કથનને સ્મરણમાં રાખીને અમારાં પાઠકો તથા પાઠિકાઓ બાલ્યવિવાહને અનુકૂલ જે કાંઇ પણ વક્તવ્ય છે તેને પણ લક્ષમાં લેવાની ઉદારતા દર્શાવશે. પરંતુ એ બાલ્યવિવાહ વિષયક અનુકૂલ યુક્તિઓ દર્શાવવા પૂર્વે અમારે એટલું તો પ્રાંજલતાથી જણાવી દેવું જોઇએ કે કેટલાક સમય પૂર્વે આપણા દેશમાં પાંચ કે છ વર્ષની બાલિકા સાથે આઠ કે દશ વર્ષના બાલકનો વિવાહ, એવા પ્રકારના બાલ્યવિવાહના જે દૃષ્ટાંતો જોવામાં આવતા હતા અને અત્યારે પણ ક્યાંક ક્યાંક જોવામાં આવ્યા કરે છે તેવા પ્રકારના બાલ્ય વિવાહને અમો અનુમોદન નથી આપતા અને અત્યારના સમયમાં એવા પ્રકારના બાલ્યવિવાહને કોઈ પણ વિચારશીલ સ્ત્રી પુરુષ અનુમોદન આપે તેમ છે જ નહિ; માત્ર એટલું જ નહિ, પણ જે સમયમાં આવા પ્રકારના બાલ્યવિવાહો કેટલાક પરિમાણમાં પ્રચલિત હતા તે સમયમાં પણ લોકો કેવળ પ્રયોજનના અનુરોધથી જ એવા પ્રકારના બાલ્યવિવાહો કરતા હતા; તેઓ એવા પ્રકારના બાલ્યવિવાહને બળપૂર્વક અનુમોદન પણ આપતા ન હોતા તેમ જ એવા પ્રકારના બાલ્યવિવાહનું સમર્થન પણ કરતા ન હોતા. અમો જે પ્રકારના બાલ્યવિવાહને આવશ્યક તરીકે દર્શાવવા ઇચ્છીએ છીએ તે એવા પ્રકારનો બાલ્યવિવાહ ન હોવાથી તેને યૌવનપૂર્વકાલિક વિવાહ જ કહેવો જોઇએ. અર્થાત્ એ યૌવનપૂર્વકાલિક વિવાહયોગ્ય કન્યાની અવસ્થા બારથી ચૌદ વર્ષ પર્યન્તની અને વરની અવસ્થા સોળથી અઢાર વર્ષ પર્યન્તની માનવાની છે. આવા અને આટલી અવસ્થાના વિવાહને પણ જો કે બાલ્યવિવાહ કહી શકાય તેમ છે,

તથાપિ આ વિવાહને 'યૌવનપૂર્વકાલિક વિવાહ' નામથી ઓળખવો એ વિશેષ ઉચિત છે; કારણ કે, કન્યાની ચૌદ વર્ષની અને વરની અઢાર વર્ષની અવસ્થા થયા પછી થનારા વિવાહને બાલ્યવિવાહ કહીને કોઈ પણ તિરસ્કારી શકે તેમ નથી તેમ જ આ વિવાહને ભારતવર્ષના અત્યારના લૌકિકવિવાહવિષયક કાયદાએ પણ અનુમતિ આપી દીધી છે; માત્ર એટલું જ નહિ, પણ જો રજોદર્શન ન થયું હોય, તો બાર વર્ષની અવસ્થામાં કન્યાનો વિવાહ હિન્દુશાસ્ત્રસંમત છે; કારણકે મનુ મહારાજે સ્પષ્ટ શબ્દોમાં કહેલું છે કે: "त्रिंशद्वर्षो वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम्" મનુસ્મૃતિ, અધ્યાય ૯ મો, શ્લોક ૯૪. એનો ભાવાર્થ એવો થાય છે કે: "ત્રીસ વર્ષની અવસ્થાના પુરુષે બાર વર્ષની અવસ્થાવાળી રૂપવતી કન્યાનું પાણિગ્રહણ કરવું."

ઉપર્યુક્ત પ્રકારના યૌવનપૂર્વકાલિક વિવાહને પ્રતિકૂલ યુક્તિયો જેવી રીતે ઉપર આપવામાં આવી છે તેવી જ રીતે જે યુક્તિઓ એ વિવાહને અનુકૂલ છે તે પણ અહીં સંક્ષેપમાં આપવામાં આવે છે. તેમાંની પ્રથમ યુક્તિ આ છે:—

**યૌવનપૂર્વકાલિક વિવાહને અનુકૂલ યુક્તિયો**

(૧) ઉલ્લિખિત પ્રથમ પ્રતિકૂલ યુક્તિને લક્ષમાં રાખી તુલનાત્મક વિચાર દ્વારા તત્કાળ આપણા જાણવામાં આવી શકે તેમ છે કે યૌવનપૂર્વકાલિક વિવાહની જે અવસ્થા નિયત કરવામાં આવી છે તે અવસ્થામાં બાલકો તથા બાલિકાઓ 'વિવાહ સંબંધ શી વસ્તુ છે અને વિવાહની મહત્તા કેટલી છે' એ વિષયને લેશમાત્ર પણ નથી જ જાણી શકતાં એમ આપણાથી કદાપિ કહી અથવા માની શકાય તેમ નથી. અર્થાત્ એ અવસ્થામાં તેઓ વિવાહસંબંધ તથા તેની ગુરુતાને બહુ અંશે જાણી શકે છે અથવા જાણી શકવાની પર્યાપ્ત યોગ્યતા ધરાવે છે.

પંડિતો દ્વારા નિર્દિષ્ટ તેમના પાઠ્ય વિષયો આદિને જોતાં એ જ નિશ્ચય પર આવી શકાય છે કે વિવાહસંબંધ તથા તેની

ગુરુતાના વિષયમાં બાલકો તથા બાલિકાઓને જેટલાં અજ્ઞ માનવામાં આવે છે તેટલાં તેઓ અજ્ઞ નથી; કિન્તુ વિવાહસંબંધ તથા તેની ગુરુતાનું તેઓ પર્યાપ્ત જ્ઞાન ધરાવનારાં છે. છતાં પણ એ વાર્તા નિર્વિવાદ છે કે આટલી અવસ્થામાં બાલકો તથા બાલિકાઓમાં પોતાના જીવનની ચિરસંગિની તથા પોતાના જીવનના ચિરસંગીને ચૂંટી કાઢવાની જેટલી હોવી જોઇએ તેટલી ક્ષમતા અથવા યોગ્યતા તો નથી જ હોતી. પરંતુ અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે માત્ર બે ચાર વર્ષ જેટલો અધિક સમય જવા દેવાથી જ તેમનામાં એ ક્ષમતા આવી જાય તેમ છે ખરૂં કે? અથવા તો સમાજસંસ્કારકો કહી શકે તેમ છે કે તેમનામાં એ ક્ષમતા કેટલી અવસ્થા થયા પછી પર્યાપ્ત પરિમાણમાં આવવાનો સંભવ છે? જે લોકો બાલ્યવિવાહના વિરોધીઓ છે તેઓ પણ યૌવનવિવાહનો વિરોધ નથી કરતા અને જો તેઓ વિરોધ કરે તો તેમનો તે વિરોધ ચાલી શકે તેમ છે જ નહિ. અંગ્રેજ રાજકર્મચારીઓએ પણ ઇ. સ. ૧૮૭૨ માં એક કાયદો ઘડીને વિવાહયોગ્ય અવસ્થાની ઓછામાં ઓછી સીમા પુરુષમાટે અઢાર વર્ષ અને સ્ત્રીમાટે ચૌદ વર્ષની નિશ્ચિત કરેલી છે. અર્થાત્ વિવાહનો યથાસંભવ સમય ગમે તે નિશ્ચિત કરવામાં આવે, છતાં વરકન્યાની ચુંટણી કેવળ તેમની પોતાની ઇચ્છા અનુસાર તેમને જ કરવા દેવી એ કદાપિ યુક્તિસિદ્ધ થઈ શકે તેમ નથી એટલે વર તથા કન્યાની ચુંટણીના સંબંધમાં તેમનાં માતાપિતા અથવા નિકટનાં અભિભાવકોની અનુમતિ લીધા વિના તો તેમનું ગાડું ગબડી શકે તેમ છે જ નહિ એ સર્વથા નિર્વિવાદ છે. પરંતુ વિવાહનો સમય ઉલ્લિખિત અલ્પ અવસ્થા કરતાં બે ચાર વર્ષ અધિક થતાં જેટલા પરિમાણમાં કોમલ, પરિવર્તનયોગ્ય તથા ગુરુજનોની ઇચ્છાનો અનુગામી રહે છે તેટલા પરિમાણમાં અવસ્થાની વૃદ્ધિ થયા પછી તે કોમલ, પરિવર્તનયોગ્ય તથા ગુરુજનોની ઇચ્છાનો અનુગામી રહી શકતો નથી; કિન્તુ ક્રમશઃ કઠિન, અપરિવર્તનીય તથા સ્વેચ્છાનુવ

થઈ જાય છે, અને એ કારણથી જ યૌવનવિવાહના પ્રસંગે પણ વર કન્યાના નિર્વાચનમાં ગુરુજનોના ઉપદેશની બાલ્યવિવાહના પ્રસંગ જેટલી જ આવશ્યકતા રહે છે; પરંતુ ભેદ એટલો જ કે, યૌવનકાલમાં જો ગુરુજનોનો એ ઉપદેશ યુવક તથા યુવતી વર તથા કન્યાની ઇચ્છાથી વિરુદ્ધ હોય છે તો તે ઉપદેશને સ્વીકારવાની યુવક તથા યુવતીની અનિચ્છા અત્યંત પ્રબળ થઈ જાય છે; માત્ર એટલું જ નહિ, પણ અનેક સ્થળોમાં તો મદોન્મત્ત યુવક તથા યુવતીની એ અનિચ્છા ગુરુજનોના ઉપદેશની આવશ્યકતાની તેમના મનમાં ઉપલબ્ધિમાત્ર પણ નથી થવા દેતી.

એ ઉપરાંત બાલ્યવિવાહનું સમર્થન કરનારી એક અન્ય વાર્તા એ છે કે, યૌવનવિવાહમાં વર તથા કન્યા પરસ્પર નિર્વાચનના કાર્યમાં કેટલેક અંશે સમર્થ હોવા છતાં પણ જો તેમના હસ્તથી એ નિર્વાચનમાં કાંઈ પણ પ્રમાદ થઈ જાય, એટલે કે, વિવાહવિષયક નિર્વાચન કરી લીધા પછી સ્વામી તથા સ્ત્રી એ જાણવાને સમર્થ થાય કે તેમની ઉભયની પ્રકૃતિમાં રહેલા અતિશય વૈષમ્યના કારણથી તેઓ પરસ્પર ઉપયુક્ત થઈ શકે તેમ નથી તેમ જ તેમનો મેળ મળી શકે તેમ છે જ નહિ; તો એવી પરિસ્થિતિમાં વિવાહબંધનને તોડી નાખ્યા વિના પોતાના પ્રમાદનું પરિમાર્જન કરવાનો તેમના હસ્તમાં અન્ય કોઇ પણ ઉપાય હોતો જ નથી. બાલ્યવિવાહમાં પણ આવા પ્રકારની ભૂલ થવાની સંપૂર્ણ સંભાવના છે; છતાં એટલી વાર્તા તો નિર્વાદ છે કે યૌવનવિવાહમાં આવી ભૂલ થવાની જેટલા પરિમાણમાં સંભાવના છે તેટલા પરિમાણમાં તો બાલ્યવિવાહમાં આવી ભૂલ થવાની સંભાવના નથી જ; કારણ કે, યૌવનવિવાહમાં યુવક તથા યુવતી પોતે જ પોતપોતાની પ્રવૃત્તિની પ્રેરણાથી એ કાર્ય કરે છે અને તે સમયે તે અવસ્થામાં પ્રવૃત્તિના ભ્રમમાં સપડાઈ જવાની સંભાવના અત્યન્ત અધિક હોય છે, એ તો કોઇ પણ કહી શકે તેમ છે; કિંતુ બાલ્યવિવાહમાં, ઉદ્ધત પ્રવૃત્તિદ્વારા પ્રેરાયલાં

યુવક તથા યુવતીના સ્થાનમાં સંયતપ્રવૃત્તિશીલ તથા સદ્વિવેચના-વડે સંચાલિત પ્રૌઢ જનક તથા પ્રૌઢા જનની જ તે નિર્વાચનના ભારને પોતાના શિરપર ઊપાડી લે છે અને તેમના હસ્તથી એ વિષયમાં એવા પ્રકારનો પ્રમાદ થવાની સંભાવના બહુ જ અલ્પ હોય છે; માત્ર એટલું જ નહિ, પણ અલ્પ અવસ્થામાં પ્રકૃતિ કોમલ તથા ચરિત્ર પરિવર્તનશીલ હોવાના કારણથી વિવાહસંબંધમાં બંધાયલાં બાલક તથા બાલિકા પરસ્પર ઉપયુક્ત થઇને પોતાનાં પ્રકૃતિ તથા ચરિત્રને એક બીજાને અનુકૂલ બનાવી દે છે એટલે તેમનામાટે એ પશ્ચાત્તાપ કરવાનું કારણ રહેતું જ નથી કે તેમના નિર્વાચનમાં પ્રમાદ થયો હતો. અમારૂં આ કથન કાલ્પનિક કિંવા આનુમાનિક નહિ, પણ સર્વથા યથાર્થ તથા વાસ્તવિક હોવાનું એ જ ઉત્કૃષ્ટ પ્રમાણ છે કે જે દેશોમાં યૌવનવિવાહની પદ્ધતિ પ્રચલિત છે તે દેશોમાં જેટલી સંખ્યામાં વિવાહવિભ્રાટ્ થાય છે અને વિવાહસંબંધને તોડવા-માટે અથવા છૂટાછેડા કરવામાટે ન્યાયમંદિરોમાં જેટલી દરખાસ્તો આવતી રહે છે તેના શતાંશ જેટલા વિવાહવિભ્રાટ્ આ બાલ્યવિવાહ-પ્રથાના અનુગામી ભારતવર્ષમાં નથી થતા તેમ જ ભારતવર્ષનાં ન્યાય-મંદિરોમાં વિવાહબંધનને તોડી નાખવાની કિંવા છૂટાછેડા કરવાની અરજીઓ તેનાથી શતાંશ સંખ્યામાં પણ નથી આવતી; કિંબહુના એમ પણ કહી શકાય તેમ છે કે અત્યારે ભારતવર્ષમાં છૂટાછેડાની જે થોડીઘણી અપવાદરૂપ ઘટનાઓ ઘટવા માંડી છે તે પણ ભારતવર્ષમાં કેટલેક અંશે વિસ્તરેલી પાશ્ચાત્ય સુધારણાનું જ અનિષ્ટ પરિણામ છે. આ સર્વ પ્રમાણોથી એ વાર્તાનો તો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી કે બાલ્યવિવાહ વિષયક પ્રથમ પ્રતિકૂલ યુક્તિ પ્રમાણે જ અનેક અનુકૂલ યુક્તિઓ પણ છે; નથી તેમ નથી.

(૨) બાલ્યવિવાહની વિરોધિની દ્વિતીય યુક્તિ એ છે કે, બાલ્ય-વિવાહના યોગે ઉત્તમ તથા ઉપયુક્ત સંતાનો ઉત્પન્ન કરી શકાતાં નથી; પરંતુ એ વિરોધ અથવા પ્રતિકૂલ યુક્તિનું પણ ખંડન કરી

શકાય તેમ છે, અને તે આ પ્રમાણેઃ એમ તો કોઈ પણ કહેતું જ નથી કે વિવાહવિધિ થતાંની સાથે જ સ્ત્રી તથા પુરુષ બન્ને સંપૂર્ણ સહવાસયોગ્ય થઈ જાય છે. જો માતાપિતા કર્તવ્યનિષ્ઠ તથા દઢ-પ્રતિજ્ઞ હોય, તો તેઓ અલ્પ અવસ્થામાં પરણાવેલાં પુત્ર તથા પુત્રીના શારીરિક આરોગ્ય તથા સંતાનને ઉત્પન્ન કરવાના યોગ્ય સમય પ્રતિ લક્ષ રાખીને તેમના સહવાસને એવા પ્રકારે નિયમબદ્ધ કરી શકે તેમ છે કે જેનું પરિણામ કદાપિ અહિતકારક ન થતાં નિરંતર હિત-કારક જ થતું રહે; માત્ર એટલું જ નહિ, પણ આવી વ્યવસ્થા થતાં તે નવવિવાહિત દંપતીના સહવાસથી પરસ્પર પ્રેમસંચાર તથા ઇન્દ્રિય-સેવા વિષયક સંયમનું શિક્ષણ એ ઉભય ફળો એકસમયાવચ્છેદે તે નવદંપતીને પ્રાપ્ત થવાનો સંપૂર્ણ સંભવ છે એ સર્વથા નિઃશંક છે.

હવે અહીં સાથે સાથે બાલક તથા બાલિકાના વિવાહમાં અધિક વિલંબ કરવાથી તે વિલંબનું કેવું અને કેટલું અનિષ્ટ પરિણામ થાય છે એનો વિચાર પણ આપણે કરી લેવો જોઇએ. સ્ત્રીના મનમાં પુરુષના અને પુરુષના મનમાં સ્ત્રીના સંસર્ગની ઇચ્છાનો સાધારણ પ્રાકૃત નિયમ અનુસાર ચૌદ અથવા પંદર વર્ષની અવસ્થામાં આવિર્ભાવ થાય છે, એટલે કે, ચૌદ અથવા પંદર વર્ષની અવસ્થામાં તેમની પરસ્પર સંસર્ગ વિષયક લાલસા ઉદ્દીપિત થવા માંડે છે; અર્થાત્ તેમની એ સ્વાભાવિક પ્રવૃત્તિને એક નિર્દિષ્ટ પાત્રમાં ન્યસ્ત કરીને નિવૃત્તિમુખી કરી દેવી તેમ જ ઇન્દ્રિયચરિતાર્થનો વિધિસંગત તથા નિયમિત ઉપાય યોજીને તેમના અવૈધ તથા અસંયત સ્વેચ્છાચારને યથાસમય રોકી દેવો એ જ વિવાહના જો પ્રધાન ઉદ્દેશ હોય, તો તો આપણાથી સ્પષ્ટ શબ્દોમાં એમ કહી શકાય તેમ છે કે એ ઉદ્દેશની પૂર્તિનો સરલ માર્ગ બાલ્યવિવાહ હોવાથી બાલકો તથા બાલિકાઓને યૌવનના આગમન પૂર્વે જ પરણાવી દેવાં એ જ વિશેષ લાભકારક છે; કારણ કે, જેઓ અસાધારણ પવિત્ર તથા સંયતચિત્ત મનુષ્યો હોય (કે જેમની સંખ્યા નિરંતર બહુ જ અલ્પ

હોય છે અને જેઓ અપવાદરૂપ જ મનાય છે), તેમને જો વર્જ્ય કરવામાં આવે, તો સાધારણ મનુષ્યોની તો એ જ સ્થિતિ હોય છે કે તેમની ઇન્દ્રિયસુખ વિષયક પ્રવૃત્તિનો ઉદ્‌ભવ થતાં જો તેમની તે પ્રવૃત્તિને નિર્દિષ્ટપાત્રમુખી કરી દેવાની શીઘ્ર વ્યવસ્થા ન કરવામાં આવે, તો તેમની તે પ્રવૃત્તિ મનમાન્યા કાલ્પનિક વ્યભિચાર અથવા વાસ્તવિક અપવિત્ર અને અસ્વાભાવિક ચરિતાર્થતાને પ્રાપ્ત કરવાના વ્યવસાયમાં પ્રવૃત્ત થઇ જાય છે. અહીં નવીનતાથી એ વાર્તાને વ્યકત કરવાની આવશ્યકતા છે જ નહિ કે આવા પ્રકારનો કાલ્પનિક અથવા વાસ્તવિક વ્યભિચાર સ્ત્રી તથા પુરુષ ઉભયનાં શરીર તથા મન માટે સમાનરૂપથી અત્યંત અહિતકારક થઇ પડે છે અને મહાભયંકર પરિણામોને લાવી બતાવે છે. જો કોઇ એમ કહેવાને તત્પર થઇ જાય કે: 'જે પ્રવૃત્તિ આટલી સીમા પર્યન્ત પ્રબલ છે તે પ્રવૃત્તિ તેને એક નિર્દિષ્ટ પાત્રમાં અર્પી દેવાથી સંયમશીલા રહી શકશે એ કદાપિ સંભવનીય છે ખરૂં કે?' તો એનું ઉત્તર એ જ છે કે, કોઇ પણ ભોગ્ય વસ્તુનો અભાવ અવશ્ય આકાંક્ષાને વધારતો રહે છે; પરંતુ તે વસ્તુની પ્રાપ્ત થઇ જતાં ભોગ વિષયક લાલસા પૂર્વ પ્રમાણે તીવ્ર નથી રહેતી. મનુષ્યનો એ સ્વભાવસિદ્ધ ધર્મ છે.

(૩) બાલ્યવિવાહના સંબંધમાં ઉપર કથાયલી તૃતીય પ્રતિકૂલ યુક્તિ એ છે કે બાલ્યવિવાહના યોગે અલ્પ અવસ્થામાં જ પુરુષના શિરપર સ્ત્રી, પુત્ર તથા કન્યા આદિના પાલનપોષણનો જે ભાર આવી પડે છે તેના યોગે તેને પોતાની ઉન્નતિમાટે યત્નશીલ થવાનો અવસર જ નથી મળી શકતો. છતાં આ આક્ષેપ પણ એવો અખંડનીય તો નથી જ કે જેનું ખંડન ન જ કરી શકાય. વિવાહ થતાંની સાથે જ સ્વામી પોતાની પત્નીના પાલનપોષણના ભારને પોતાના શિરપર ધારણ કરી લેવાને અવશ્ય બંધાયલો છે એમાં તો કોઇ પણ પ્રકારનો સંદેહ છે જ નહિ; પરંતુ જ્યાં સુધી પુત્ર તથા કન્યા આદિનો જન્મ ન થાય ત્યાં સુધી પુત્ર તથા પુત્રી આદિના પાલનપોષણનો ભાર

તેના શિરપર આવી પડતો નથી અને પુત્રપુત્રી આદિના જન્મને લંબાવવાની ક્ષમતા તો પિતાના હસ્તમાં જ રહેલી છે; એટલે કે જે પુરુષમાં પોતાની વિવાહિતા પત્નીને પાળવાપોષવાની શકિત કિંવા ક્ષમતા ન હોય તે પુરુષે એ ક્ષમતાની પ્રાપ્તિ થતાં સુધી વિવાહ ન કરવો એમાંજ તેનું કલ્યાણ છે; કિંતુ અન્ય કારણથી વિવાહ વિહિત થઈ ગયા પછી કેવળ સંતાનોત્પત્તિની આશંકાથી તેને રહિત કરવાનું કાંઈ પણ પ્રયોજન જોવામાં આવી શકતું નથી. કેટલાકો એમ પણ કહ્યાં કરે છે કેઃ 'સ્ત્રીના પાલન, પોષણ તથા રક્ષણ આદિની ચિન્તા તેમ જ સ્ત્રીસંગની લાલસા વિવાહિત પુરુષના વિદ્યાપ્રાપ્તિ તથા ધનપ્રાપ્તિ વિષયક ઉદ્યોગમાં અવશ્ય બાધા નાખતી રહે છે.' પરંતુ જે વિવાહિત પુરુષ હિન્દુ પરિવારાન્તર્ગત હોય છે તેને સ્ત્રીના રક્ષણ તથા અવેક્ષણ આદિની વિશેષ ચિંતા રાખવાનું કાંઈ પણ પ્રયોજન હોતું નથી; માત્ર એટલું જ નહિ, પણ સ્ત્રીસંગ વિષયક લાલસા જેવી રીતે પુરુષના વિદ્યાપ્રાપ્તિ તથા ધનપ્રાપ્તિમાટે અન્યત્ર વિચરણમાં બાધા નાખનારી થઈ પડે છે તેવી જ રીતે સ્ત્રીના સુખ તથા સંતોષને વધારવાની ઈચ્છાથી પ્રેરાયલા પતિની કર્તવ્યશીલ થવાની ચેષ્ટાને ઉત્સાહ અર્પનારી પણ થતી રહે છે. યદ્યાપિ એ વાર્તા સત્ય છે કે જે પુરુષને પોતાની સ્ત્રી તથા પોતાનાં સંતાનો આદિના ભરણપોષણમાટે કોઈ પણ પ્રકારે કાંઈ પણ કમાણી કરી લાવવાનો પ્રયત્ન કરવોજ પડે છે તે પોતાની ઉન્નતિમાટે પોતાની ઇચ્છા અનુસાર પર્યાપ્ત પ્રયત્ન નથી કરી શકતો; પરંતુ એ પણ અહીં અવશ્ય લક્ષમાં રાખી લેવાનું છે કે જે પુરુષને આવા પ્રકારના અભાવની પૂર્તિમાટે ધનોપાર્જન કરવાનું વિશેષ પ્રયોજન નથી હોતું તે વ્યકિતમાં પણ પોતાની ઉન્નતિમાટે અધિક ઉદ્યોગ કરવાની ઉત્તેજના હોવી જોઈએ તેટલા પૂર્ણ રૂપમાં નથી હોતી. આ વિષયના સમ્બન્ધમાં પ્રસિદ્ધ વકતા તથા વિચારક અર્કિન સાહેબની કથા અવશ્ય સ્મરણમાં રાખી લેવા યોગ્ય છે અને તે આ પ્રમાણે છેઃ અર્કિન સાહેબ

પોતાનાં સ્ત્રીપુત્ર આદિના પાલનપોષણનો કોઈ પણ ઉપાય ન જોઈને બૅરિસ્ટર તરીકેનો વ્યવસાય કરવા લાગ્યા. એ વ્યવસાયનો આરંભ કર્યા પછી સર્વથી પ્રથમ તેમણે જે કેસ પોતાના હાથમાં લીધો તે કેસના સબન્ધમાં જ્યારે તેઓ ન્યાયમંદિરમાં ન્યાયમૂર્તિસમક્ષ બોલવા લાગ્યા ત્યારે વચ્ચે જ તેમને બોલતા અટકાવીને ચીફ જસ્ટિસ મેન્સફીલ્ડ મહાશયે કહ્યું કે, 'અમુક વિષય અપ્રાસંગિક તથા અસંબદ્ધ હોવાથી એ વિષયનો ઉલ્લેખ કરતા અટકી જાઓ' પરંતુ બૅરિસ્ટર અર્સ્કિને જસ્ટિસની એ સૂચનાને લેશમાત્ર પણ લક્ષમાં ન લેતાં તે જ વિષયને વળગી રહીને પોતાના પક્ષનું બળપૂર્વક સમર્થન કરવા માંડ્યું અને તેમનું એ વક્તૃત્વ એવું તો સબળ તથા પ્રભાવશાલી થયું કે તે દિવસથી એક ઉત્તમ ધારાશાસ્ત્રી તરીકે તેમની પ્રસિદ્ધિ થઇ ગઇ અને પોતાના વ્યવસાયમાં તેમણે અપૂર્વ પ્રતિષ્ઠાને પ્રાપ્ત કરી લીધી. તેમના એ વક્તૃત્વની સમાપ્તિ થયા પછી તેમના એક મિત્રે તેમને પૂછ્યું કે: "તમો મેન્સફીલ્ડ જેવા એક પ્રબલ પ્રતાપી ચીફ જસ્ટિસની આજ્ઞાને ઉલ્લંઘવાનું સાહસ કેમ અને કેવી રીતે કરી શક્યા એનું મારા મનમાં અતિશય આશ્ચર્ય થયા કરે છે." એના ઉત્તરમાં અર્સ્કિન્ સાહેબે જણાવ્યું કે; "હું જ્યારે ન્યાયમૂર્તિ સમક્ષ બોલી રહ્યો હતો તે વેળાયે મને એવો ભાસ થયા કરતો હતો કે: મારાં સંતાનો મને સંબોધીને કરુણસ્વરથી એમ કહી રહ્યાં છે કે, 'પિતાજી, અત્યારના ઉત્તમ અવસરે જો આપ અમારા ખાનપાનની કાંઇપણ વ્યવસ્થા કરશો, તો કરી શકશો અને નહિ તો પછી તમારાથી અમારા ખાનપાનની કશી પણ વ્યવસ્થા કરી શકાશે નહિ.' એટલામાટે જ મારાથી એ સાહસ કરી શકાયું હતું."[1]

આટલા વિવેચનથી એટલી વાર્તા તો હવે સ્પષ્ટ સિદ્ધ થઇ ચૂકી છે કે બાલ્યવિવાહ વિરુદ્ધ જે ત્રણ યુક્તિઓનો ઉપર ઉલ્લેખ કરાયલો છે તેમાંની પ્રત્યેક યુક્તિનું સંપૂર્ણ ખંડન કરનારી નહિ, તો પણ વિશે-

---

1. Campbell's Lives of the Chancellors, Vol. VIII, P. 2:9.

ષાંશે ખંડન કરનારી બાલ્યવિવાહસમર્થિકા યુક્તિઓ પણ અવશ્ય છે તો ખરી જ. જેવી રીતે બાલક તથા બાલિકામાં અલ્પ અવસ્થામાં વિવાહના ગુરુત્વને સારી રીતે જાણી લઇને ઉપયુક્ત ચિરસંગિની તથા ચિરસંગીને ચૂંટી કાઢવાની ક્ષમતા ઉત્પન્ન નથી થતી તેવી જ રીતે યૌવનકાલમાં કરાયલું ચિરસંગિની તથા ચિરસંગીનું નિર્વાચન પણ સર્વથા ભ્રાંતિરહિત અથવા પ્રમાદરહિત જ હોય છે એ વાર્તા પણ આપણાથી નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી; માત્ર એટલું જ નહિ, પણ યૌવનવિવાહની અધિક અનિષ્ટતા તો એ છે કે યૌવનાવસ્થામાં કરાયલા નિર્વાચનમાં જો પ્રમાદ થઇ જાય છે તો યૌવનકાળમાં સ્ત્રી તથા પુરુષને પોતાની પ્રકૃતિઓને પરસ્પર અનુકૂલ તથા ઉપયુક્ત બનાવી લેવાનો સમય મળી શકતો નથી. બાલ્યવિવાહમાં જેવી રીતે ભાવિ સંતાનોના સબલદેહ તથા પ્રબલમના હોવાના સંબંધમાં સંશય રહ્યાં કરે છે તેવી જ રીતે યૌવનપૂર્વકાલિક વિવાહ ન કરવાથી વર્તમાન બાલકો તથા બાલિકાઓની શારીરિક સ્વસ્થતા તથા માનસિક પવિત્રતાની રક્ષામાં ભયંકર વિઘ્ન આવી પડવાની અષ્ટૌપ્રહર પ્રબળ શંકા રહ્યા કરે છે. અલ્પ અવસ્થામાં વિવાહબંધનમાં જકડાઈ જવાથી જેવી રીતે લોકો ગૃહસ્થાશ્રમ તથા પરિવારપાલનના ભારથી દબાઇને પોતાની ઉન્નતિની યથાસાધ્ય ચેષ્ટા નથી કરી શકતા તેવી જ રીતે યૌવનપૂર્વકાલિક વિવાહ ન કરવાથી પુરુષો ભલે સ્વાધીન રહ્યા કરે, પણ તેમનામાં આત્મોન્નતિ કરવાની ચેષ્ટા તો નિર્બળ અને નિર્બળ જ રહ્યા કરે છે.

એમાં તો કોઇ પણ પ્રકારનો સંદેહ છે જ નહિ કે યુક્તિ કરતાં દષ્ટાંત પ્રબલતર પ્રમાણ છે અને વર્તમાન વિષયમાં કેવળ પાશ્ચાત્ય દેશોના દષ્ટાન્તો જ દેખાડવામાં આવે છે; કિન્તુ એ વિચારી જોવાની અનિવાર્ય આવશ્યકતા છે કે યૂરોપની ઉન્નત અવસ્થા અને ભારતવર્ષની હીન અવસ્થાને આપણાથી કેટલી સીમા પર્યન્ત વિવાહવિષયક પ્રચલિત પ્રથાના અનુક્રમે ઉત્તમ તથા અધમ ફળ તરીકે માની

શકાય તેમ છે ? બંગાલા તથા ગુજરાતમાં જે બાલ્યવિવાહની પ્રથા પ્રચલિત છે તે જ બાલ્યવિવાહની પ્રથા યુક્ત પ્રદેશ, પંજાબ તથા સિન્ધુ દેશ આદિમાં પણ પ્રચલિત હોવા છતાં યુક્ત પ્રદેશ, પંજાબ તથા સિંધુદેશ આદિ પ્રદેશોનું શારીરિક આરોગ્ય ત્યાંનાં ઉત્કૃષ્ટ જલ તથા વાયુના કારણથી બંગાલા તથા ગુજરાત જેટલું હીન ન હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ તે આરોગ્ય યૂરોપના શારીરિક આરોગ્યની પણ સ્પર્ધા કરી શકે તેવું ઉત્તમ હોવાથી કેવળ બાલ્યવિવાહને જ બંગાલા તથા ગુજરાતની શારીરિક દુર્બલતાના એકમાત્ર કારણ તરીકે કદાપિ ઓળખાવી શકાય તેમ નથી. એ શારીરિક દુર્બલતાનાં મેલેરિયા તથા ક્ષય આદિ અન્ય અનેક કારણો છે. અસ્તુ. એથી ભિન્ન આપણા દેશની પારિવારિક કુશલતા તથા શાંતિ પાશ્ચાત્ય દેશો કરતાં ઓછી તો નથી જ, કિન્તુ અધિક અવશ્ય છે અને આધ્યાત્મિક ઉન્નતિના માર્ગમાં તો આપણા દેશની જે પ્રગતિ થયેલી છે તે પ્રગતિની અન્ય દેશોથી કદાપિ સમાનતા કિંવા સ્પર્ધા કરી શકાય તેમ નથી. માત્ર વૈષયિક ઉન્નતિના સંબંધમાં અવશ્ય આપણો દેશ પાશ્ચાત્ય દેશો કરતાં બહુ જ પાછળ રહી ગયેલો છે; પરંતુ એથી કાંઇ એમ સિદ્ધ નથી થતું કે ભારતવર્ષની એ ઐહિક ઉન્નતિવિષયક ન્યૂનતા તે કેવળ બાલ્યવિવાહનું જ પરિણામ છે; કારણ કે, ભારતવર્ષની એ ઐહિક ઉન્નતિની ન્યૂનતાનાં અનેક કારણો આપણા જોવામાં આવી શકે છે. આપણા ભારતવર્ષમાં પ્રકૃતિદેવી ( Nature ) પૂર્વકાલથી જ અત્યંત સદય ભાવથી લોકોને અલ્પ પરિશ્રમથી પ્રાપ્ત થતાં અન્ન તથા વસ્ત્ર આદિની વ્યવસ્થા કરી આપતી હતી અને તે પ્રકૃતિદેવીએ પોતાની ભયંકર મૂર્તિનાં દર્શન કરાવીને બહુધા લોકોને ભયભીત તથા ચિન્તાતુર કદાપિ ન કરેલાં હોવાથી ભારતીય જનો વૈષયિક વ્યાપાર કરતાં આધ્યાત્મિક વ્યાપારની ચિન્તામાં અધિકતર ડૂબીને સર્વથા શાંતિપ્રિય થઈ ગયા હોય તો તેમ થવું સ્વાભાવિક હતું. ભારતીય જનો આવા પ્રકારની શાંતિને ભોગવી રહ્યા હતા એવામાં

મધ્યયુગના રણકુશલ વિદેશી તથા વિધર્મી લોકોએ આવીને આ દેશમાં પોતાની રાજસત્તાને સ્થાપી દીધી; છતાં તેમણે સ્વાર્થસિદ્ધિમાટે બહુધા ભારતીય હિન્દુઓની સામાજિક સ્વાધીનતાને તો જેમની તેમ જ રહેવા દીધી એટલે એથી ભારતવાસી હિન્દુઓની તે શાંતિપ્રિયતા તથા આધ્યાત્મિક વિચારશીલતાએ ધીમે ધીમે આલસ્યના સ્વરૂપને ધારણ કરી લીધું. સારાંશ કે, પ્રકૃતિદેવીનાં લાડકવાયાં સંતાનો હોવાથી જ આપણે કેટલેક અંશે કર્તવ્યહીન અથવા તો અકર્મણ્ય થઈ ગયા છીએ. બીજી બાજૂ પ્રકૃતિદેવીએ જેમનું સદય ભાવથી કદાપિ પાલન કર્યું ન હોતું, વચ્ચે વચ્ચે જેમને પોતાની ભયાનક મૂર્તિનો સાક્ષાત્કાર પણ કરાવ્યો હતો તેમ જ જેમને અન્નવસ્ત્રની પ્રાપ્તિમાટે કઠિન પરિશ્રમો કરવા પડ્યા હતા અને પ્રાકૃતિક વિપ્લવથી બચવામાટે અત્યંત ચિન્તા ભોગવવી પડી હતી; માત્ર એટલું જ નહિ, પણ આત્મરક્ષામાટે નિકટવર્તિની અન્યાન્ય જાતિયો સાથે સંગ્રામ કરવાને નિરંતર તત્પર રહેવું પડ્યું હતું તેઓ જો ધીમે ધીમે અધિકતર રણનિપુણ તથા કર્મકુશલ થતાં અત્યારે વૈષયિક ઉન્નતિમાં બહુ જ આગળ વધી ગયા હોય, તો તેમાં વિશેષ આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. અર્થાત્ તેમની ઐહિક ઉન્નતિનું કારણ યૌવનવિવાહ તો નથી જ એ તો કોઈ પણ વિચારશીલ મનુષ્ય કહી શકે તેમ છે.

**વિવાહકાલના સંબંધમાં સ્થૂલ સિદ્ધાંત**

ગમે તેમ હોય, તોય એટલું તો સ્પષ્ટ જણાઈ આવે છે કે જેવી રીતે બાલ્યવિવાહ કિંવા યૌવનપૂર્વકાલિક વિવાહ વિરુદ્ધ અનેક યુક્તિઓ અસ્તિત્વ ધરાવે છે તેવી જ રીતે બાલ્યવિવાહ કિંવા યૌવનપૂર્વકાલિક વિવાહના પક્ષની સમર્થિકા પણ અનેક યુક્તિઓ અસ્તિત્વ ધરાવે છે; એ જ પ્રમાણે બાલ્યવિવાહમાં જેટલા દોષો રહેલા છે તેટલા જ ગુણો પણ રહેલા છે, અને યૌવનવિવાહ અથવા પ્રૌઢવિવાહમાં જેટલા ગુણો રહેલા છે, તેટલા જ દોષો પણ

ભરેલા છે. જ્યાં આવી રીતે ઉભય પાર્શ્વમાં અમુક પ્રકારનાં સંકટો તો રહેલાં જ છે, એટલે સ્વાભાવિક જ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે એ ઉભયમાંનો કયો માર્ગ અવલંબન કરવા યોગ્ય છે? સત્ય વાર્તા તો એ જ છે કે આપણા કર્મક્ષેત્રનાં અન્યાન્ય સંકટસ્થળો પ્રમાણે જ વિવાહકાલનો નિર્ણય પણ એક મહાકઠિન સંકટસ્થળ છે એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ; કારણ કે, એક પાર્શ્વ અથવા પક્ષના અધિક સુપરિણામની પ્રત્યાશા રાખવાથી અન્ય પાર્શ્વના સુપરિણામની આશાનો કેટલેક અંશે પરિત્યાગ કરવો પડે છે અને તે અન્ય પાર્શ્વના સુપરિણામના અમુક ભાગના સ્વીકારથી જ સંતોષ માનવો પડે છે. આવા પ્રકારના સંકટસ્થલમાં એવો કોઇ સિદ્ધાન્ત છે જ નહિ કે જે સર્વવાદિસંમત અથવા સર્વમાન્ય થઇ શકે અને જેના યોગે સર્વ પ્રકારના સત્પરિણામને એકત્ર પ્રાપ્ત કરી શકાય. સારાંશ કે, પરિસ્થિતિ, ઉદ્દેશ તથા અવસ્થાના ભેદ અનુસાર વિભિન્ન સિદ્ધાન્તોને સ્વીકાર્યા વિના આપણા માટે અન્ય કોઇ ઉપાય છે જ નહિ. જો આપણને પ્રબળ રણકુશલ સૈનિકો, દૂર દૂરની સમુદ્રયાત્રામાં સર્વથા નિર્ભય રહેનારા નિપુણ નાવિકો તથા સાહસી ઉદ્યમશીલ વણિકો—સૌદાગરો—ને જ ઉત્પન્ન કરવાની આવશ્યકતા હોય, તો બાલ્યવિવાહ કિંવા યૌવનપૂર્વકાલિક વિવાહની પ્રથા બહુ અંશે પરિત્યાજ્ય છે; કિન્તુ જો આપણે શિષ્ટ, શાન્ત, ધર્મપરાયણ તથા સંયત પ્રવૃત્તિશીલ ગૃહસ્થોને જ ઉત્પન્ન કરવા ઇચ્છતા હોઇએ તો ઉપર લખ્યા પ્રમાણે બાલ્યકાલ અથવા યૌવનપૂર્વકાલમાં જ પુત્રો તથા કન્યાઓને પરણાવી દેવાની આવશ્યકતા છે. પરંતુ હા, જો આર્થિક સ્થિતિ હોવી જોઇએ તેટલી અનુકૂલ ન હોય તો જ્યાં સુધી સ્ત્રી, પુત્ર તથા પુત્રી આદિના પાલનની યોગ્ય વ્યવસ્થા થઇ ન જાય ત્યાં સુધી કોઇ પણ પુરુષે વિવાહ ન જ કરવો જોઇએ અને એ જ પ્રમાણે જ્યાં કોઇ પણ બાલકનું મન વિદ્યોપાર્જન આદિ અન્યાન્ય ઉચ્ચતર ઉદ્દેશોમાં એકાન્ત સંલગ્ન થઇ ગયેલું

હોય અને તે પોતાના લક્ષથી ભ્રષ્ટ થઇને કુમાર્ગગામી થઇ જશે એવો લેશમાત્ર પણ સંભવ ન દેખાતો હોય તો ત્યાં તેવા બાલકનો વિવાહસંબંધ કદાચિત્ યૌવન કાલમાં કરવામાં આવે, તો તે પણ ઇચ્છનીય છે. વિવાહકાલના નિશ્ચયના સંબંધમાં જો કોઇ પણ સંક્ષિપ્ત સિદ્ધાન્ત હોય, તો એ જ છે; કારણ કે, વિવાહકાલના નિર્ણયના સંબંધમાં કોઇ પણ એક નિરપવાદ તથા સર્વમાન્ય નિયમની સ્થાપના કદાપિ કરી શકાય તેમ છે જ નહિ. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી આ વિવાહકાલના નિર્ણયના સંબંધમાં સમાજસંસ્કારકો તથા સંસ્કારવિરોધીઓનો જે પરસ્પર અનર્થોત્પાદક વિવાદ દીર્ઘકાલથી ચાલી રહ્યો છે તે લેશમાત્ર પણ વાંચ્છનીય નથી એ વિચારશીલોને નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે ખરી કે?

સમાજસંસ્કારકોની માન્યતા અનુસાર બાલ્યવિવાહમાં બાલવૈધવ્યની આશંકા રહેલી છે અને જે જાતિયોમાં વિધવાવિવાહ નિષિદ્ધ હોય તે જાતિયોમાં તો એ આશંકા એક અત્યંત વિચારણીય ગુરુતર વિષય થઈ પડે એ સ્વાભાવિક છે. આ બાલ્યવિવાહ વિરુદ્ધ એક મહાકઠિન વિપત્તિ છે અને એના ખંડનનો ઉપાય જો કે પ્રથમ દૃષ્ટિએ આપણા જોવામાં નથી આવી શકતો; છતાં વસ્તુતઃ લાભ, હાનિ, જીવન તથા મૃત્યુ એ સર્વ દૈવાધીન ઘટનાઓ હોવાથી ઘણીક વાર યૌવનકાલમાં વિવાહિતા થવા છતાં વિવાહ પછી બે ચાર દિવસ અથવા બે ચાર માસમાં જ નવપરિણીતા યુવતીઓને પણ વૈધવ્યની પ્રાપ્તિ થઈ જાય છે એનો પણ આપણે અવશ્ય વિચાર કરવાનો છે; અર્થાત્ આ સંસારમાં એવો કોઇ પણ વિષય નથી કે જે નિરંતર કલ્યાણકારક હોય અથવા તો નિરંતર અકલ્યાણકારક હોય; સર્વ વિષયોમાં શુભ તથા અશુભનું મિશ્રણ થયેલું હોય છે એટલામાટે જે વસ્તુમાં અશુભ કરતાં શુભ અથવા માંગલ્યનો ભાગ અધિક હોય તે વસ્તુનો જ વિચારશીલ મનુષ્યોએ વિચાર તથા વિવેકપૂર્વક સ્વીકાર કરી લેવાનો છે; કારણ કે, એથી જ તેમના કલ્યાણની સિદ્ધિ થવાનો સંભવ છે.

વિવાહસંબંધની ઉત્પત્તિના વિષયની પ્રથમ વાર્તા એટલે કે વિવાહ-કાલના નિર્ણયની અત્યાર સુધી કરાયલી આલોચનાદ્વારા એટલું તો આપણે નિર્વિવાદ જાણી શક્યા છીએ કે બાલ્યવિવાહ કિંવા યૌવન-પૂર્વકાલિક વિવાહની પ્રથા સર્વથા ત્યજી દેવા યોગ્ય તો નથી જ તેમ જ યૌવનવિવાહમાં પણ યુવકયુવતી પોતે જ પોતાની ચિર-સંગિની તથા પોતાના ચિરસંગીને ચૂંટી કાઢવાની પર્યાપ્ત યોગ્યતા નથી જ ધરાવતાં એટલે સ્વાભાવિક જ એ પ્રશ્ન આવીને આપણા સમક્ષ ઊભો રહે છે કે: તો એ પાત્ર તથા પાત્રીનું નિર્વાચન કરવાનું કાર્ય કોનું છે અને જેમનું એ કર્તવ્ય હોય તેમણે વર તથા વધૂના નિર્વાચન અથવા પરીક્ષાના પ્રસંગમાં કયા કયા અથવા ઓછામાં ઓછા કેટલા ગુણો તથા અવગુણોને પરીક્ષક દૃષ્ટિથી જોવાના હોય છે ? હવે પછીના પ્રકરણમાં આપણે એ ગુરુતર વિષયની જ સવિસ્તર આલોચના કરવાની છે.

---

## પ્રકરણ ૯ મું

## વિવાહયોગ્ય વધૂની પરીક્ષા

——(:o:)——

**વધૂવરપરીક્ષાનું સ્વરૂપ તથા ઉદ્દેશ**

વધૂ તથા વરની પરીક્ષા એ પ્રસ્તુત અને ત્યારપછીના પ્રકરણનો પ્રતિપાદ્ય વિષય છે અને એ વિષય દંપતી-શાસ્ત્રમાં અત્યંત મહત્ત્વનો છે; કારણ કે વધૂ તથા વર વિવાહપાશથી પરસ્પર બદ્ધ થવાનાં હોય છે અને તેમનાં જીવન (ઉભયના અથવા તો ઉભયમાંથી એકના) મૃત્યુના આગમનકાલ પર્યન્ત એક જ સૂત્રમાં ગ્રથિત થવાનાં હોય છે; માત્ર એટલું જ નહિ, પણ તેમના એ વિવા-હનું શુભ કિંવા અશુભ પરિણામ તેમની સંતતિને તેમ જ પર્યાયથી તેમના કુટુંબ તથા જે સમાજમાં તેઓ વસતાં હોય તે સમાજને

પણ ભોગવવાનું હોય છે એટલામાટે વધૂ તથા વરની ઉપરટપકેથી પરીક્ષા કરી લઇને તેમને પરણાવી દીધાં એટલે એટલાથી જ કર્તવ્ય-ની પરિસમાપ્તિ થઈ ગઇ, એવી જો કોઇની માન્યતા હોય તો તે માન્યતા સર્વથા પ્રમાદમૂલક છે. વિવાહ નામક કાર્ય ધર્મશાસ્ત્રની દૃષ્ટિથી એક સંસ્કારકૃત્ય છે; પરંતુ એ સંસ્કાર કૃત્યનું સંપાદન કરતાં જો કાંઈ દોષો રહી જાય તો તે દોષોની વ્યાપ્તિ કેવળ સંસ્કારકાલવ્યાપિની નથી રહેતી, કિંતુ તે દોષોનાં દુષ્પરિણામો વધૂ તથા વરને તેમ જ તેમનાં સંતાનોને સદા સર્વદા ભોગવવાં પડે છે. અર્થાત્ વિવાહવિધિના સંપાદનપ્રસંગે બહુધા એવા દોષો ન રહી જાય એટલામાટે લોક-વ્યવહારની રીતિઓનો આશ્રય લેવા ઉપરાંત વૈદ્યકશાસ્ત્ર, કામશાસ્ત્ર તથા ઇતર ભૌતિક શાસ્ત્રોનો વિચાર કરવાની પણ અનિવાર્ય આવશ્યકતા છે.

**સવર્ણ અથવા સજાતિ વિવાહ**

ગૃહસ્થાશ્રમને ધારણ કરવા યોગ્ય થયેલા પુરુષે સવર્ણ એટલે કે પોતાના જ વર્ણની સ્ત્રી સાથે લગ્નસબન્ધ કરવો એવો અર્વાચીન ધર્મશાસ્ત્રપ્રવર્તકોનો અંતિમ સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્ત મનુસ્મૃતિ-કાર મનુ ભૃગુ તથા તેમના પૂર્વવર્તિ ધર્મ-સૂત્રકારોના સમયમાં અસ્તિત્વમાં આવ્યો ન હોતો; અથવા તો એ સિદ્ધાન્તનું અસ્તિત્વ કયાંક કયાંક માન્ય થવા લાગ્યું હોય, તો પણ એનો પ્રચાર બહુ અલ્પ હોવો જોઇએ એમ માનવાનાં કારણો આપણી પાસે વિદ્યમાન છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, તથા શૂદ્ર એ ચાર વર્ણનાં ચાર નામો શાસ્ત્રકારોએ કહેલાં છે અને તે ઉપરાંત ચાંડાલ આદિનો એક ભિન્ન વર્ગ માનવામાં આવ્યો છે. ભૃગુ ઋષિના સમયમાં મિશ્રવિવાહના યોગે અનેક પ્રકા-રની જાતિયો ઉત્પન્ન થઇ ગઈ હતી અને જાતિઓના નિર્માણનો એ પ્રકાર ત્યારપછી વધતો જતાં કાલાંતરે પ્રત્યેક વર્ણમાં આચારવિચાર તથા દેશાંતરવાસ આદિ અનેક કારણોથી શતાવધિ જાતિયો નિર્માણ

થવાથી 'સવર્ણ સ્ત્રી સાથે જ લગ્નસંબંધ કરવો' એ મૂળ શાસ્ત્રાર્થનો સંકોચ થઇને પ્રત્યેક પુરુષે પોતાની જાતિને ત્યજીને અન્ય જાતિની કન્યાનું પાણિગ્રહણ ન કરવું અને કન્યાના પિતાએ પણ પોતાની કન્યાને પોતાની જાતિના વર સાથે જ વરાવવી એવો કઠિન નિયમ અસ્તિત્વમાં આવવા લાગ્યો કે જે આજની ઘટિકા પર્યન્ત પ્રચલિત જોવામાં આવે છે. એટલામાટે વિવાહેચ્છુ સ્ત્રીપુરુષોએ પોતાની જાતિના પુરુષ તથા પોતાની જાતિની જ કન્યા સાથે વિવાહસંબંધ કરવો જોઇએ એ નિયમને માન્ય રાખીને તે ઉપરાંત વિવાહકાર્યમાં અન્ય કયા કયા વિષયોના શોધ અથવા વિચારની અનિવાર્ય આવશ્યકતા છે એનો જ પ્રસ્તુત પ્રકરણમાં આપણે વિચાર કરવાનો છે.

**વિષયોના વિચારનો અનુક્રમ**

વિવાહયોગ્ય વધૂ તથા વરના જે ગુણોની પરીક્ષા કરવાની હોય છે તે ગુણોનો પુષ્કળ ભાગ સમાન હોય છે અને અલ્પ ભાગ અસમાન અથવા વિષમ હોય છે એટલામાટે પ્રસ્તુત પ્રકરણમાં પ્રથમ કન્યાની પરીક્ષાના વિષયોનું સવિસ્તર વર્ણન કરવામાં આવ્યું છે અને તે વર્ણનના યોગે પુરુષની પરીક્ષાના અનેક વિષયોનો અનુમાન દ્વારા તત્કાળ બોધ થઈ જવાનો સંભવ હોવાથી પુરુષપરીક્ષાના તે વિષયોની પુનરુક્તિ કરવાનું ઉચિત નથી ધાર્યું. એવી જ રીતે પુરુષપરીક્ષાના જે વિષયોનો અનુમાનદ્વારા બોધ થવાની સંભાવના નથી તેટલા જ વિષયોનું પુરુષપરીક્ષાના સંબંધમાં વિવેચન કરાયલું છે.

**ધર્મશાસ્ત્રની દૃષ્ટિથી વધૂના પરીક્ષણીય ગુણો**

વિવાહેચ્છુ પુરુષે જે સ્ત્રી સાથે વિવાહ કરવાનો હોય, તે સ્ત્રી કેવા પ્રકારની હોવી જોઇએ એના સંબંધમાં 'યાજ્ઞવલ્ક્યસ્મૃતિ'માં આ પ્રમાણેનો ઉલ્લેખ કરાયલો છે: "તે સ્ત્રી અનન્યપૂર્વિકા, કાંતા (રમણીય), અસપિંડા, યવીયસી (વર કરતાં ઓછા વયની) અરોગિણી, સહોદરયુક્ત તથા અસમાન ગોત્રની હોવી જોઇએ. એવી સ્ત્રી સાથે પુરુષે વિવાહ

કરવો."[1] આના સંબંધમાં 'આશ્વલાયન ગૃહ્યસૂત્ર'માં 'कुलमग्रे परीक्षेत' એવું એક અન્ય ભિન્ન વચન હોઇને તેમાં વધૂના કુલની પરીક્ષા કરતી વેળાયે વધૂનાં શુભાશુભસૂચક બાહ્ય તથા આભ્યંતર લક્ષણોની પરીક્ષા કરવાનું પણ કહેલું છે. એ ઉભય ગ્રંથોનો એકત્ર વિચાર કરતાં વિવાહયોગ્ય વધૂના સંબંધમાં નિમ્ન વિષયોનો વિચાર કરવાની સર્વથી પ્રથમ આવશ્યકતા છે એવો સામાન્ય નિષ્કર્ષ નીકળી શકે છે:—

અ) તે સ્ત્રી હોવી જોઇએ.

(આ) તેનું કુળ ઉત્તમ હોવું જોઇએ અને તે સાથે તેનાં પોતાના બાહ્ય તથા આભ્યંતર લક્ષણો શુભસૂચક હોવાં જોઇએ.

(ઇ) તે અનન્યપૂર્વિકા હોવી જોઇએ.

(ઈ) તે કાંતા એટલે કે રમણીય કિંવા રૂપસુંદરી હોવી જોઇએ.

(ઉ) તેનો જે પુરુષ સાથે તે પરણવાની હોય તે પુરુષ સાથે સપિંડ સંબંધ ન હોવો જોઇએ.

(ઊ) તે વર કરતાં ઓછા વયની હોવી જોઇએ.

(ઋ) તેના શરીરમાં કોઇ પણ પ્રકારનો રોગ ન હોવો જોઇએ.

(ઋ) તે સહોદરવતી એટલે કે ભાઇઓવાળી હોવી જોઇએ.

(એ) તેના તથા તેના વરનાં ગોત્ર તથા પ્રવર એક ન હોવાં જોઇએ.

આ નવ વિષયોમાંનો પ્રત્યેક વિષય અત્યંત મહત્ત્વનો હોવાથી તે પ્રત્યેક વિષયનું હવે આપણે પ્રથક્ વિવેચન કરીશું.

**(અ) સ્ત્રીનું સ્ત્રીત્વ**

વિવાહ અથવા લગ્નના વાસ્તવિક ઉદ્દેશ પ્રતિ જો વિચારપૂર્વક દૃષ્ટિપાત કરવામાં આવે, તો સ્ત્રીનું સ્ત્રીત્વ એ વિષય અત્યંત મહત્ત્વનો છે એમ તત્કાળ આપણને દેખાઈ આવે તેમ છે; છતાં વિવાહ પૂર્વે સ્ત્રીના સ્ત્રીત્વનો પરીક્ષાદ્વારા નિશ્ચય કરી લેવાનું કાર્ય પણ

---

૧ "... ... ... लक्षण्यां स्त्रियमुद्वहेत् ॥
अनन्यपूर्विकां कान्तामसपिंडां यवीयसी ॥
अरोगिणी भ्रातृमतीमसमानार्षगोत्रजाम् " ॥

અત્યંત કોમલ તથા પરિશ્રમયુક્ત છે એ પણ આપણે અવશ્ય સ્મરણમાં રાખી લેવાનું છે. કેવળ બાહ્ય દર્શનથી જેવી રીતે કોઈ એક મનુષ્ય પુરુષવત્ દેખાય છે, છતાં તે તૃતીયાપ્રકૃતિ એટલે કે નપુંસક હોવાનાં ઉદાહરણો અનેક વાર આપણા જોવા તથા જાણવામાં આવ્યાં કરે છે; તેવી જ રીતે બાહ્યતઃ સંપૂર્ણ સ્ત્રી તરીકે ભાસનારી સ્ત્રીઓ સ્ત્રીત્વ-હીન હોવાનાં ઉદાહરણો પણ અનેક વાર જોવામાં આવ્યાં કરે છે; કારણ કે, જેવી રીતે પુરુષજાતિમાં નપુંસક પુરુષો અસ્તિત્વ ધરાવે છે તેવી જ રીતે સ્ત્રીજાતિમાં સ્ત્રીત્વહીન અથવા નપુંસક સ્ત્રીઓ પણ અસ્તિત્વ ધરાવતી હોય છે એટલામાટે પુરુષના પુરુષત્વ પ્રમાણે જ સ્ત્રીના સ્ત્રીત્વની પરીક્ષા કરી લેવાની આવશ્યકતા અનિવાર્ય છે. જેવી રીતે નપુંસક પુરુષમાં સંતાનોત્પાદન કરવાની શક્તિનો અભાવ હોવાથી તે નામમાત્રનો જ પુરુષ હોય છે તેવી જ રીતે ષંઢ સ્ત્રીમાં પણ સંભોગ કરવાની તથા ગર્ભ ધારણ કરવાની શક્તિનો અભાવ હોવાથી તે નામમાત્રની જ સ્ત્રી હોય છે અથવા તો તેનો આકાર જ કેવળ સ્ત્રીનો હોય છે; અન્યથા તેની આ સંસારમાં સ્ત્રી તરીકે કોઈ પણ પ્રકારની ઉપયુક્તતા હોતી જ નથી. નરજાતિની ષંઢતા પ્રમાણે નારી-જાતિની ષંઢતા પણ અનેક પ્રકારની હોય છે: છતાં અન્ય ષંઢતા-ઓનું યોગ્ય ચિકિત્સા દ્વારા નિવારણ કરી શકાય છે; પરંતુ બીજ-દોષના કારણથી જે ગર્ભસ્થા કન્યાનો ગર્ભાશય નષ્ટ થઈ ગયેલો હોવાથી જે કન્યા વયસ્કા થવા છતાં પુરુષના સમાગમમાટે આતુર નથી થતી અને જે સ્તનહીના રહે છે તે ષણ્ડી અથવા હીજડી સ્ત્રીની ષંઢતાને કોઈ પણ દેશનો વૈદ્ય, હકીમ અથવા ડૉક્ટર ચિકિ-ત્સા દ્વારા નિવારી નથી શકતો અને તેનામાં સ્ત્રીત્વની સ્થાપના કરી નથી શકતો. ષંઢ પુરુષમાં ષંઢતાનાં અમુક ચિહ્નો જેવી રીતે તેની બાલ્યાવસ્થામાં જ પ્રકટી નીકળે છે તેવી જ રીતે એવી ષણ્ડી અથા હીજડી સ્ત્રીમાં ષંઢતાનાં લક્ષણો તેની બાલ્યાવસ્થામાં જ દૃષ્ટિ-ગોચર થવા માંડે છે: પણ તે લક્ષણોના નિરીક્ષણમાટ અનુભવી

તથા સૂક્ષ્મદર્શી નેત્રોની આવશ્યકતા હોય છે. અર્થાત્ આવી ફીજડી સ્ત્રી કોઈ ઉત્તમ પુરુષ સાથે ન અથડાઈ જાય એની ઘણી જ સંભાળ રાખવાની છે; નહિ તો એનું પરિણામ એ થાય છે કે લગ્ન થઈ ગયા પછી જ્યારે પુરુષને પોતાની પત્નીની ષંઢતાનો પરિચય થાય છે ત્યારે તે હતાશ થઈ જાય છે અને તેના માટે બીજી સ્ત્રી સાથે લગ્ન કરવાની આવશ્યકતા અનિવાર્ય થઈ પડે છે. સ્ત્રી તથા પુરુષની ષંઢતાના સંબંધમાં એક ભિન્ન ગ્રંથ લખવાની અમારી ઇચ્છા હોવાથી એ વિષયનું આટલું વિવેચન જ અહીં પર્યાપ્ત છે.

**કુલપરીક્ષા**

કુલની પરીક્ષા કરતી વેળાયે જે ગુણો જોવાના હોય છે તે ગુણોનો ઉલ્લેખ કરતાં ધર્મનિબંધગ્રંથોમાં જેમને સ્મૃતિવચનોનો આધાર છે તેવા કેટલાક ગુણો કહેલા છે અને તેમનામાંના સદાચારાદિ ગુણવત્તા તથા હીનક્રિયત્વાદિ દોષહીનતા એ બે ગુણોનો મોઘમ ઉલ્લેખ કરેલો છે; કારણ કે, એ ઉભય ગુણોનું સ્વરૂપ કેવળ વ્યાવહારિક હોઇને તે પ્રત્યેક પ્રસંગે વિશિષ્ટ પ્રકારની પરિસ્થિતિ ઉપર અવલંબી રહે એ સ્વાભાવિક છે. તાત્ત્વિક દૃષ્ટિથી અમુક વસ્તુ ઉત્તમ છે અથવા અમુક વસ્તુ અધમ છે એમ કદાપિ કહી શકાય તેમ છે જ નહિ; કારણ કે, અમુક એક વ્યકિતને જે વસ્તુ ઉત્તમ ભાસવાનો સંભવ હોય છે તે જ વસ્તુ અન્ય વ્યકિત અથવા સમાજને તેથી સર્વથા વિરુદ્ધ એટલે કે અધમ ભાસે એ નૈસર્ગિક હોવાથી પ્રત્યેક વ્યકિત અથવા સમાજ પોતપોતાના મતનું આગ્રહ તથા યુક્તિપૂર્વક સમર્થન કર્યા કરે છે. 'ચોરી કરવી, ધાડ પાડવી, લૂટ ચલાવવી અને ખોટા દસ્તાવેજ કરવા એ અમારો કુલપરંપરાગત તથા ઉત્કૃષ્ટ વ્યવસાય હોવાથી અમારા એ વ્યવસાયને અમો જીવ જતાં સુધી પણ નથી છોડવાના' એમ છાતી ઠોકીને બોલનારા લોકો આ સંસારમાં લક્ષાવધિ પરિમાણમાં મળી આવે તેમ છેઃ 'અમારો વંશપરંપરાગત વ્યવસાય આજન્મ ભિક્ષા માગીને નિર્વાહ ચલાવવાનો

હોવાથી અમારા પોષણનો ભાર અન્ય જનોએ પોતાના શિરપર ઉપાડવો જ જોઇએ' એમ સ્પષ્ટ શબ્દોમાં બોલનારા અને તદનુસાર વર્તતા રહીને તેમાં જ પોતાની સદાચારસંપન્નતાની આઢયતાને અનુભવનારા મનુષ્યો પણ લાખોની સંખ્યામાં આપણા જોવામાં આવ્યા કરે છે; એ જ પ્રમાણે 'પ્રત્યેક મનુષ્યે પોતાના ભરણપોષણનો ભાર વિના કારણ બીજાઓના શિરપર ન નાખતાં પોતાના ઉદ્યોગ તથા પોતાની પ્રામાણિકતાથી જ પોતાના ચરિતાર્થને ચલાવવો જોઇએ' એમ બોલનારા અને પોતાના વચન પ્રમાણે જ વર્તનારા લોકો પણ આ સંસારમાંજ વસે છે, એટલે એમાંના અમુક એક પક્ષની જ માન્યતા સત્ય છે અને અન્ય પક્ષની માન્યતા અસત્ય છે એનો કોઇથી પણ નિશ્ચયાત્મક નિર્ણય કરી શકાય તેમ છે ખરું કે? અર્થાત્ અત્યારના એ વિચારો શાસ્ત્રકારો તથા નિબંધકારોના મનમાં આવેલા હોવા જ જોઇએ અને તેથી જ તેમણે એ વિષયનો કેવળ મોઘમ શબ્દોમાં જ ઉલ્લેખ કરેલો હોવો જોઇએ. શ્રુતિ, સ્મૃતિ, પુરાણો તથા સૂત્ર આદિ ગ્રંથોમાં કેટલીક વાર્તાઓ અથવા ક્રિયાઓને આચારની દૃષ્ટિથી જો કે સ્પષ્ટ શબ્દોમાં ઉત્તમ તથા અધમ તરીકે ઓળખાવેલી છે; તથાપિ તે જ ગ્રંથોમાં દેશાચાર, ગ્રામાચાર તથા કુળાચાર આદિ પાળવાના પણ સ્પષ્ટ ઉપદેશો અપાયલા છે. શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વર્તવું એ જ સદાચાર છે અને એ સદાચારના યોગે શાંતિ, દયા તથા ક્ષમા આદિ સદ્ગુણોની ઉત્પત્તિ થાય છે. પરંતુ જ્યાં દેશાચાર આદિક અશ્વો આગળ દોડવા માંડે છે ત્યાં શાસ્ત્ર પોતાની મેળે જ પાછળ રહી જાય છે અને શાસ્ત્રે નિંદ્ય માનેલાં કાર્યો પણ 'રૂઢિ'ના પ્રતિષ્ઠિત નામથી સદાચારના આસન પર વિરાજી જાય છે. એ રુઢિ જેમને નથી રુચતી તેઓ લોકરૂઢિના અનુયાયીઓને હીનક્રિયશાસ્ત્ર અનુસાર ક્રિયા અથવા વર્તન ન કરનાર તથા ક્ષમાશૂન્ય આદિ નિંદાવ્યંજક શબ્દોથી વધાવી લે છે. તાત્પર્ય એ જ કે પરિસ્થિતિ એટલે કે, દેશકાલવર્તમાનને અનુસરીને જ અનેક કાર્યોની ઉત્તમતા અથવા અધમતાનો નિર્ણય કરવામાં આવે છે.

અર્થાત્ શાસ્ત્રનાં વચનોથી જે કાર્યનો કાંઇ પણ વિરોધ નથી કરી શકાતો એવા વિષયપરત્વે વધૂના કુલની ઉત્તમતા અથવા અધમતાનો નિશ્ચયાત્મક નિર્ણય કરી શકાય તેમ ન હોવાથી એ વિષયનો નિર્ણય પ્રત્યેક મનુષ્યે પ્રત્યેક પ્રસંગે પોતાની પરિસ્થિતિ અનુસાર જ કરી લેવાનો હોય છે એટલી સૂચના આપવાનો શાસ્ત્રકારોનો સ્પષ્ટ ઉદ્દેશ છે. શાસ્ત્રકારોનો એ ઉદ્દેશ એટલાથી જ સ્પષ્ટ જણાઇ આવે છે કે વધૂવિવાહના પ્રકરણમાં શાસ્ત્રકારોએ સપિંડ સંબંધનો બલયુક્ત નિષેધ દર્શાવવા છતાં દેશાચાર વ્યવસ્થા અનુસાર માતુલ કુલ સાથે શરીરસંબંધ કરવાની નિબંધકારોએ છૂટ આપી દીધી છે. એમાં શાસ્ત્રકારોના ઉપર્યુક્ત ઉદ્દેશનો સ્પષ્ટ પ્રતિબિંબ પડેલો છે એ હવે પછી (ઉ) વિષયના વિવેચનપ્રસંગે વિશેષ સ્પષ્ટતાથી આપણા જાણવામાં આવી શકશે.

**વધૂનાં વર્જ્ય કુલો**

'મનુસ્મૃતિ' ના તૃતીય અધ્યાયના ૬ ઠ્ઠા તથા ૭ મા શ્લોકમાં વધૂનાં વર્જ્યના કુલો દર્શાવેલાં છે તેનો ભાવાર્થ એવો થાય છે કે: "વધૂનું કુલ ગાયો, બકરાં, મેંઢાં, દ્રવ્ય તથા ધાન્ય આદિકથી ગમે તેવું અને ગમે તેટલું સંપન્ન અથવા સમૃદ્ધ હોય, તો પણ જો તે આ દશ પ્રકારમાંના કોઇ પણ એક પ્રકારનું હોય તો સર્વથા નિરુપયોગી તથા ત્યાજ્ય છે. તે દશ પ્રકાર આ છે: (૧) હીનક્રિય એટલે કે ક્રિયાહીન; (૨) જે કુળમાં પુરુષસંતતિ ઉત્પન્ન થયેલી નથી અથવા થતી નથી; કિંવા જે કુળમાં કેવળ પુત્રીઓની જ સંખ્યા અધિક ઉત્પન્ન થાય છે; (૩) વેદરહિત, એટલે કે વેદનું અધ્યયન ન કરનાર, અર્થાત્ વેદોમાં કહેલા આચાર–સદાચાર– ન પાળનાર, ઇત્યાદિ; (૪) જે કુળમાંનાં મનુષ્યો કેશાલુ હોય, એટલે કે જે કુળનાં મનુષ્યોનાં શરીરોમાં બહુ લાંબા, બહુ ધાટા તથા કર્કશ કેશ ઊગતા હોય; (૫) જે કુળનાં મનુષ્યો અર્શોવ્યાધિ–હરસ–ના રોગથી પીડાતાં હોય; (૬) જે કુળનાં મનુષ્યો ક્ષય રોગના ભોગ થયેલાં હોય; (૭) જે કુળનાં મનુષ્યોમાં અગ્નિ-

માંદ્ય–Dyspepsia–નામક રોગ વ્યાપેલો હોય; (૮) જે કુળનાં મનુષ્યોમાં કુષ્ઠ નામક રોગનો સંચાર થયેલો હોય અને (૧૦) જે કુળમાં મહાવ્યાધિનો અધિકાર વ્યાપેલો હોય.[1]

**કુળોને વર્જ્ય કરવાનાં કારણો**

મનુસ્મૃતિમાં નિષિદ્ધ તરીકે વર્ણવાયલાં એ દશ પ્રકારનાં કુળોમાંનાં પ્રથમ તથા તૃતીય પ્રકારનાં કુળોના સંબંધમાં તો વિવેચન કરવામાં આવ્યું છે; એટલે દ્વિતીય તથા ચતુર્થથી દશમ પ્રકારનાં કુળો પર્યન્તનાં કુળો રહ્યાં તેમનો નિષેધ સ્પષ્ટ હોઇને તે નિષેધના હેતુઓ પણ સ્પષ્ટ તથા તરત દેખાઇ આવે તેવા યોગ્ય છે; કારણ કે મનુષ્યપ્રાણી પ્રાય સુખાભિલાષી છે અને ન્યાયશાસ્ત્રમાં વર્ણવ્યા પ્રમાણે પોતાના મનને અનુકૂલ અથવા પ્રતિકૂલ વેદના દેનારી વસ્તુઓમાં અનુક્રમે સુખ તથા દુઃખ માનતો રહીને જ્યાં સુધી શકય હોય ત્યાં સુધી સુખકારક પરિણામને જ સિદ્ધ કરવાના યત્નો કરતો હોય છે. સુખકારક પરિણામને ઉત્તમ અને દુઃખકારક પરિણામને અધમ માનવાની જો કે તેની સાહજિક પ્રવૃત્તિ હોય છે, તથાપિ કેટલાક પ્રસંગોમાં પરિણામની ઉત્તમતા કિંવા અધમતા તત્કાળ જણાઇ આવે તેવી નથી હોતી. રોગ આદિકનાં પરિણામો તેને અધમ જણાય છે અને તે અધમ પરિણામો સત્વર તેને જણાઇ આવે છે તેથી તે પરિણામો–અધમ પરિણામો–પ્રતિ અણગમો દર્શાવવાની તેની પ્રવૃત્તિ તત્કાળ થઇ જાય છે. ગમે તેમ હોય; પરંતુ જો વધૂનું કુળ આપણને યોગ્ય જણાય, તો તે કુળ સાથે સંબંધ કરવાનો વિચાર કરવો અને વધૂનું કુળ અયોગ્ય દેખાય, તો તે કુળનો ત્યાગ કરી દેવો એ જ શાસ્ત્રાજ્ઞાનું સ્થૂલ સ્વરૂપ છે એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ. વસ્તુ-

---

[1] "महांत्यपि समृद्धानि गोजाविधनधान्यतः ।
स्त्रीसंबंधे दशैतानि कुलानि परिवर्जयेत् ॥ ६ ॥
हीनक्रियं निष्पुरुषं निश्छंदो रोमशार्शसं ।
क्षय्यामयाव्यपस्मारिश्वित्रिकुष्ठिकुलानि च" ॥ ७ ॥

સ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ સૂક્ષ્મ દૃષ્ટિથી કાંઇક વિશેષ નિરીક્ષણ કરતાં એ સ્થૂલ સ્વરૂપની પાછળ શાસ્ત્રાજ્ઞાનું એનાથી ય અધિક મહત્ત્વયુક્ત તત્ત્વ રહેલું સ્પષ્ટતાથી આપણા જોવામાં આવી શકે છે. તે અધિક મહત્ત્વયુક્ત તત્ત્વ એ છે કે પોતાના કુળના મનુષ્યોના અંગમાંના ગુણ તથા દોષ સહવાસ કિંવા આનુવંશિકતાના યોગે ભાવિ વધૂના અંગમાં ઊતરી આવે એ વાર્તા સો યે સો ટકા સંભવનીય છે અને આધુનિક આનુવંશિકતાશાસ્ત્રે એ વાર્તાને નિર્વિવાદ સ્વીકારેલી છે. એ ગુણદોષોનાં સ્વરૂપ બે પ્રકારનાં હોય છે. એક બાહ્ય સ્વરૂપ અને દ્વિતીય અંતઃસ્વરૂપ. એ બે પ્રકારોને જ ઉપર (૧) બાહ્ય લક્ષણો તથા (૨) અંતર્લક્ષણો સંજ્ઞા આપવામાં આવી છે.

**મનુસ્મૃતિ અનુસાર વધૂનાં નિષિદ્ધ તથા ગ્રાહ્ય બાહ્ય લક્ષણો**

બાહ્ય લક્ષણોમાંના નિષિદ્ધ અથવા ત્યાજ્ય લક્ષણો કયાં અને ગ્રાહ્ય લક્ષણો કયાં એ વિશે પ્રયોગગ્રંથોમાં 'તનુલોમકેશદશન' ઇત્યાદિ મનુનાં વચનોનો મોઘમ હવાલો આપવામાં આવ્યો છે. મનુસ્મૃતિના તૃતીય અધ્યાયમાંનાં એ વચનોનો એ અર્થ છે કેઃ "જે કન્યાનો વર્ણ કપિલ એટલે કે સુવર્ણ સમાન પીળો હોય અથવા તો જે કન્યાના કેશ કપિલ હોય; જે કન્યા (છઠ્ઠી આંગળી ઇત્યાદિ) અધિક અંગવાળી હોય; અસાધ્ય રોગવડે ગ્રસાયલી હોય; જેના શિરોભાગમાં કેશો ઊગ્યા જ ન હોય અથવા તો ઊગીને ગળી ગયા હોય; જેના શરીરમાં બહુ કેશ ઊગેલા હોય; જેનાં નેત્રો રોગાદિકના કારણથી પાંડુવર્ણ થઈ ગયાં હોય અથવા નેત્રોમાંના કૃષ્ણ ગોલક ઊંચા ચઢી ગયેલા હોય; જેનું નક્ષત્ર, વૃક્ષ, નદી, ચાંડાલ, પક્ષી, સર્પ તથા દાસી આદિ નામોમાંનું કોઈ પણ એક નામ રાખવામાં આવ્યું હોય અથવા તો જેને ડાકિની, રાક્ષસી, ચામુંડા, ઉગ્રા તથા હિડિંબા ઇત્યાદિ નામોમાંના કોઈ પણ એક ભયંકર નામથી ઓળખવામાં આવતી હોય; જે શરીરે અતિસ્થૂલ અથવા અત્યંત કૃશ હોય; જે બહુ દીર્ઘ હોય અથવા તો વામન—ઠીંગણી—હોય; જેનું વય વરના

વય કરતાં અધિક હોય; જે ઓછા અંગવાળી હોય (ચાર આંગળીઓવાળી ઇત્યાદિ); તેમ જ જે કંકાસ કરનારી અથવા કજિયાળી હોય તેવી કન્યા સાથે કદાપિ શરીરસંબંધ ન કરવો. જે કન્યાના અંગમાં કોઈ પણ પ્રકારનો વ્યંગ ન હોય; જેનું નામ સૌમ્ય હોય; જેના કેશ જાડા ન હોય, એટલે કે રેશમ જેવા સુંવાળા હોય; જેના દાંત ધાટીલા હોય; અને જેનું અંગ મૃદુ હોય તેવી કન્યાનું પુરુષે પાણિગ્રહણ કરવું. જે સ્ત્રીને સહોદર ન હોય કિંવા જેના પિતાનુ નામ અજ્ઞાત હોય તે કન્યા પુત્રિકાધર્મને અનુસરનારી હશે એવી શંકા અથવા મિથ્યા માન્યતાથી તેની સાથે સુજ્ઞ પુરુષે લગ્નસંબંધ ન કરવો. 'મુહૂર્ત ચિન્તામણિ' નામક જ્યોતિષ ગ્રંથની 'પીયૂષધારા' નામક ટીકામાં વર્જ્ય સ્ત્રીના સંબંધમાં 'વિષ્ણુપુરાણ'માંનાં અને ગ્રાહ્ય સ્ત્રીના સંબંધમાં શાતાતપનાં જે વિશેષ વચનો આપવામાં આવ્યાં છે તેમનો ભાવાર્થ એ છે કે: "જેના ઉપરિ ઓષ્ઠપર મૂછો પ્રમાણે કેશરેષા ઊગેલી હોય અથવા તો જેનો આકાર પુરુષો જેવો ભાસતો હોય; જેનાં નેત્રો જડ તથા મીચાયલાં જેવાં દેખાતાં હોય; જેનું શરીર અત્યંત કૃશ હોય, જેની જંઘામાં ધાટા વાળ ઊગેલા હોય, જેના પગોની ઘૂંટીઓ ઊંચી હોય અને હસતી વેળાયે જેના બન્ને ગાલોમાં ખાડા પડી જતા હોય તેવી કન્યા સાથે પુરુષે લગ્નસંબંધ કદાપિ ન કરવો." (વિષ્ણુપુરાણ). "જેનો કંઠસ્વર મૃદુ તથા મંજુલ હોય, જેના શરીરનો વર્ણ શ્યામ હોવા સાથે મધુર હોય અને જેનાં નેત્રોનો વર્ણ પિંગલ હોય એવી કન્યા સાથે લગ્નકરવાથી ગૃહસ્થને અવશ્ય સુખની પ્રાપ્તિ થાય છે." (શાતાતપ).

**સૂક્ષ્મ દૃષ્ટિથી જોવાનાં લક્ષણો**

અહીં સૂધી વર્ણવાયલાં સ્ત્રીનાં બાહ્ય લક્ષણો અને એવા જ પ્રકારનાં ઇતર લક્ષણો જો અન્ય ગ્રંથોમાં મળી આવે તો તે સર્વ લક્ષણો કન્યાપ્રતિ દૃષ્ટિપાત કરતાંની સાથે જ દૃષ્ટિગોચર થઇ જાય છે. એ લક્ષણો પ્રમાણે અંગના બાહ્ય ભાગમાં સ્પષ્ટ દેખાતાં, પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કર્યા વિના અથવા શાસ્ત્રીય પદ્ધતિથી

જોવાનો પ્રયત્ન કર્યા વિના જાણવામાં ન આવી શકનારાં અન્ય લક્ષણો પણ હોય છે અને તે હસ્ત પાદાદિકમાંની રેખાઓ, શરીરમાં સ્થળે સ્થળે પ્રકટેલા તિલ, મુખમુદ્રા અને મસ્તકના અસ્થિ (ખોપરી)માંના ઉપસેલા તથા નમેલા ભાગોનાં પારસ્પરિક પરિણામો ઇત્યાદિ જ છે. હાથ પગોમાંની રેખાઓના અર્થને જાણવાનું સાધન સામુદ્રિક શાસ્ત્ર છે અને એ શાસ્ત્ર અનુસાર સામુદ્રિકનાં લક્ષણો કાશીખંડ, તથા બૃહત્સંહિતા આદિ ગ્રંથોમાં લખેલાં છે. તિલોના અર્થને સમજવાના સાધનરૂપ ગ્રંથો કયા છે એ અમારા જાણવામાં નથી. મસ્તકમાંના ઉચ્ચ નીચ ભાગોના આધારે શુભાશુભની પરીક્ષા કરવાનું શાસ્ત્ર પાશ્ચાત્ય દેશમાં હમણાં હમણાં 'ફ્રેનોલૉજી' નામથી પ્રકટ થયું છે. આપણા દેશમાંના કોઇ અર્વાચીન શોધકે એને 'મસ્તુલુંગવિજ્ઞાનશાસ્ત્ર' એવું નામ આપેલું છે અને એ નામ આર્ય ગ્રંથોના આધારે આપવામાં આવ્યાનું જણાવેલું છે; પરંતુ એ વાર્તા અદ્યાપિ સર્વમાન્ય થયેલી નથી. એ ફ્રેનોલૉજી અથવા મસ્તિષ્કવિદ્યામાં 'The Science of a New Life' ('નવીનજીવનશાસ્ત્ર')ના કર્તા ડૉક્ટર કાઉઅનનો તો એટલી સીમાપર્યન્ત વિશ્વાસ છે કે મનુષ્યના સદ્ગુણ તથા દુર્ગુણના પ્રકાશક અન્ય સર્વ શાસ્ત્રોને એ વિદ્યા સાથે સરખાવતાં તે સર્વથા તુચ્છ માને છે. તે પોતાના ગ્રંથમાં એક સ્થળે લખે છે કેઃ—

"મન, વચન તથા કર્મ એ ત્રણેને જાણવાનું સાધન મસ્તિષ્ક-વિદ્યા–Phrenology છે. મસ્તિષ્કવિદ્યા એક એવી વિદ્યા શોધી કાઢવામાં આવી છે કે પૂર્વે શોધાયલી અને ભવિષ્યમાં શોધવામાં આવનારી એવી કોઈ પણ વિદ્યા માનવજાતિનું એથી વિશેષ કલ્યાણ કરવાનું સામર્થ્ય ધરાવે એ સર્વથા અશક્ય છે. આ આશ્ચર્યકારિણી વિદ્યાના વાસ્તવિક ઉપયોગથી સ્ત્રી અથવા પુરુષ (વધૂ અથવા વર)ના નિર્વાચનમાં કોઇ પણ પ્રકારનો પ્રમાદ થવાનો સંભવ છે જ નહિ. એથી કોઇ પણ પ્રકારના દુષ્પરિણામનો ભય રહેતો નથી અને એના માટે કોઇ પણ પ્રકારની કુશંકા લાવવાનું કાંઇ કારણ જ નથી; કારણ કે,

એ સત્યને પ્રકાશિત કરનારી વિદ્યા હોવાથી એના યોગે જે કાંઇ પણ હોય છે તે સ્પષ્ટ દેખાઇ આવે છે. એ મસ્તિષ્કના ચેતન ભાગોનું પૃથક્કરણ કરનારી વિદ્યા હોવાથી જ્યાં એ વિદ્યા આવીને ઊભી રહે છે ત્યાં કાંઇ પણ ગુપ્ત રહી શકતું નથી. ઠગાઈ, દંભ અને અસત્યવાદ એ વિદ્યા સમક્ષ પોતાનાં હથિયારોને છોડી નાખે છે. છતાં પણ જ્યારે તમો એમ કહો છો કે; "એ વિદ્યામાં મારો વિશ્વાસ નથી;" ત્યારે મને તમારી દયા આવે છે અને તેથી તમોને તથા તમારા જેવા વિચાર ધરાવનારા અન્ય જનોને મારી એ ભલામણ છે કે તમારામાંના જેઓ ઉચ્ચ શક્તિવાળા હોય તેમને કેળવો તથા ભણાવો અને એમાં જ મનને એકાગ્ર કરી દ્યો. અર્થાત 'આગળ વધો' એ ઉત્તમ ગ્રંથકારોના ઉપદેશ અનુસાર અગ્રગામી થતા માનવસમુદાયની પંક્તિમાં આવવાનો પ્રયત્ન કરો."[૧]

એ જ ગ્રંથકાર ફ્રેનોલૉજીના સંબંધમાં પુનરપિ એવા ઉદ્ગાર કાઢે છે કે:–

"લગ્નસુખની સંપૂર્ણતામાટે મન અથવા હૃદયની એકતા કિંવા અભિન્નતા સર્વથી પ્રથમ વસ્તુ છે અને મસ્તિષ્કવિદ્યા એક એવું સાધન છે કે જેની સહાયતાવડે આપણે હૃદયની એ અભિન્નતાને પ્રાપ્ત કરી શકીએ છીએ. વર્તમાનયુગમાં જીવનસહચર અથવા જીવનસહચરીના નિર્વાચનનું જે સાધન અંધકારમાં હતું તે મસ્તિષ્કવિદ્યાના સ્વરૂપે પ્રકાશમાં આવી ગયું છે અને તેથી વધૂ અથવા વરને પસંદ કરવાનો નિયમ હવે મધ્યાહ્ન સમાન સ્વચ્છ તથા ઝગમગતો દેખાવા માંડ્યો છે."[૨]

**એ લક્ષણોના જ્ઞાનની મહત્તા**

કેટલીક વાર એમ પણ બને છે કે કન્યાનાં શાસ્ત્રમાં નિષિદ્ધ દર્શાવેલાં બાહ્ય ચિહ્નો કન્યાના શરીરમાં સ્પષ્ટ સ્વરૂપમાં પ્રકટેલાં નથી હોતાં, છતાં પણ તદ્વિષયજ્ઞ મનુષ્ય તેમના પૂર્વ સ્વરૂપને તત્કાળ ઓળખી લે છે અને તેના ભાવિ સ્વરૂપને કલ્પના દ્વારા જાણી લે છે. તે કન્યાના વયના પરિમાણમાં તેનાં અંગોના

૧ જુઓ ડૉક્ટર જોન્ કાઉઅન એમ. ડી. કૃત 'The Science of a New Life પૃષ્ઠ ૩૫ મું. ૨ જુઓ એ જ ગ્રંથનું પૃષ્ઠ ૩૬ મું.

થયેલા અલ્પ અથવા પૂર્ણ વિકાસ તથા તેના શરીરની કાંતિના યોગે તેનામાંનાં શાસ્ત્રનિષિદ્ધ ચિહ્નોના પૂર્વસ્વરૂપને જાણી શકાય છે અને ત્યાર પછી વિશેષ પૃચ્છા કરતાં તે પૂર્વસ્વરૂપના આધારે આપણા મનમાં ઉદ્દ્ભવેલી પ્રતિકૂલ કલ્પનાઓ અનેક પ્રસંગોમાં આપણને સત્ય સિદ્ધ થયેલી દેખાઈ આવે છે. મહાવ્યાધિ, શ્વાસરોગ, ક્ષય, અપસ્માર તથા હિસ્ટીરિયા આદિ રોગો મનુષ્યના શરીરમાં આનુવંશિકતાથી ઊતરી આવવાનો વિશેષ સંભવ હોવાથી કન્યાના પ્રથમ દર્શનના પ્રસંગે એ રોગોનાં ચિહ્નો વિશે કલ્પના કરવાનું કદાચિત્ કાંઇ પણ કારણ ન હોય, તથાપિ દૂરદૃષ્ટિ મનુષ્યે એવા રોગોમાંના કોઈ એક અથવા અધિક રોગની તે કન્યાના કુળમાંના કોઈ મનુષ્યને કદાપિ બાધા થયેલી છે કે કેમ અને જો તેવી બાધા થયેલી હોય તો તે મનુષ્યનો તે કન્યા સાથે કેટલો નિકટનો અથવા દૂરનો સંબંધ છે ઇત્યાદિ પ્રકારનો શોધ કરવો જ જોઇએ એ સર્વથા નિર્વિવાદ છે. તાત્પર્ય એ જ કે કુળપરીક્ષાની કન્યાના સદ્દગુણ તથા દુર્ગુણને જાણવામાટે જેટલી આવશ્યકતા છે તેથી અધિક આ વિષયને જાણી લેવામાટે આવશ્યકતા છે. આ વિષયની મહત્તાને પાશ્ચાત્ય દંપતીશાસ્ત્રજ્ઞ પંડિતો તથા આરોગ્યશાસ્ત્રજ્ઞોએ પણ મુક્ત કંઠે સ્વીકારેલી છે એટલે એથી આપણા પૂર્વજોએ લગ્ન જેવા ગંભીર વિષયનો કેટલી સીમાપર્યન્ત સૂક્ષ્મ વિચાર કરેલો છે અને લગ્નપૂર્વે કેટલી સાવધાનતા રાખવાના ઉપદેશો આપેલા છે એની આપણાથી સ્પષ્ટ કલ્પના કરી શકાય છે અને એમાટે આપણા પૂર્વજોને આપણે ધન્યવાદ આપ્યા વિના નથી જ રહી શકતા.

ડૉ. કાઉઅન પોતાના રચેલા 'નવીનજીવનશાસ્ત્ર' નામક ગ્રન્થમાં એક સ્થળે લખે છે કેઃ "લગ્ન રોગનિવારક મનાય છે; અર્થાત્ કેટલાક વિલક્ષણ પ્રકારના રોગથી પીડાતાં સ્ત્રીપુરુષો, કદાચિત્ લગ્ન કરવાથી રોગનું નિર્મૂલન ન થઈ શકતું હોય, તો પણ લગ્નનું એટલું પરિણામ તો અવશ્ય થાય છે કે તેના યોગે તે રોગ

સત્વર મટી જાય છે, એવી અસત્ય માન્યતાથી પ્રેરાઈને લગ્નના ગ્રંથિથી પરસ્પર જોડાય છે. આના જેવી અસત્ય તથા ભ્રામક માન્યતા અન્ય કોઈ પણ નહિ હોય; કારણ કે, રોગગ્રસ્ત સ્ત્રી અથવા પુરુષના શરીરમાં ધીમે ધીમે, છતાં સત્વર એવું તો અનિષ્ટ પરિણામ થવા માંડે છે કે તેથી તેના રોગમાં વૃદ્ધિ થતી જાય છે અથવા તો તેના જીવનનો ધાર્યા કરતાં બહુ જ શીઘ્ર અંત થઈ જાય છે. આ વિષયને આપ કદાચિત્ સત્ય માનો કે અસત્ય માનો, તો પણ એટલી વાર્તા તો સર્વથા નિર્વિવાદ છે કે રોગગ્રસ્ત પુરુષ કોઈ નીરોગ નારી સાથે લગ્ન કરીને તેના અવતારને બગાડી નાખે અથવા તો રોગગ્રસ્તા રમણી કોઈ નીરોગ પુરુષ સાથે વિવાહ કરીને તેના જીવનની ધૂળધાણી કરી નાખે એના જેવી પાશવિકતા અન્ય કોઈ પણ હોઈ શકે જ નહિ અને પોતાનાં સંતાનોને એ રોગનો વારસો આપવો એ તો વળી પૈશાચિક નિર્દયતા જ કહી શકાય; કારણ કે, પોતાનાં નિર્દોષ ભાવિ સંતાનોને રોગનો વારસો આપીને ઉત્પન્ન કરવાં એના જેવું ભયંકર અન્ય કોઈ પાપ છે જ નહિ. અર્થાત્ કોઈ પણ સ્ત્રી અથવા પુરુષને રોગનિવારણના આશયથી પરણવા દેશો નહિ. જો તમો રોગથી પીડાતા હો તો પીડાનો સમસ્ત ભાર તમારા પોતાના શિરપર જ ઊપાડી લ્યો અને તેમ ન કરી શકાય તો રોગ સહિત મૃત્યુને સ્વીકારી લ્યો; પરંતુ તે રોગ તમારી સંતતિને વારસા તરીકે આપવાનું કુસાહસ ન કરો."

"સર્વેન્દ્રિયશાસ્ત્ર અનુસાર લગ્ન કરવું અને લગ્ન કર્યા પછી ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવી એ જ લગ્નનો વાસ્તવિક તથા એકમાત્ર ઉદ્દેશ હોવાથી એ ઉદ્દેશને અનુસરીને જ સ્ત્રી તથા પુરુષે લગ્નસંબંધ કરવો જોઈએ. એ સર્વના ઐક્યથી સંપૂર્ણ પ્રેમ બંધાય છે, સુખ તથા આનંદની વૃદ્ધિ થાય છે અને જીવન પ્રિયતર ભાસે છે."[૧]

---

૧ જુઓ ડૉકટર્ જૉન્ કાઉઅન એમ. ડી. કૃત "The Science of a New Life." પૃષ્ઠ ૨૩-૨૪.

કન્યાના આનુવંશિક રોગની પરીક્ષાનો વિષય દાંપત્યવિધાનમાં કેટલી તથા કેવા પ્રકારની મહત્તા ધરાવે છે એની આનાથી તત્કાળ યથાર્થ કલ્પના કરી શકાય તેમ છે.

**વધૂના અંતર્લક્ષણો અથવા સ્વભાવની પરીક્ષા**

હવે આપણે કન્યાનાં અન્તર્લક્ષણોનો વિચાર કરીશું. પૂર્વે કઠોર શબ્દ ઉચ્ચારનારી અથવા કલહપ્રિયા કન્યાને વર્જ્ય અને મંજુલ કંઠસ્વરવાળી તથા પ્રિયભાષિણી કન્યાને ગ્રાહ્ય માનવાના મનુ તથા શાતાતપ એ બે શાસ્ત્રકારોના અભિપ્રાયો હોવાનું કહેવામાં આવેલું છે એટલે એથી શરીરના બાહ્ય સ્વરૂપ ઉપરાંત કન્યાના સ્વભાવની પણ કેટલીક પરીક્ષા કરી લેવાનો એ શાસ્ત્રકારોનો આશય હોય એમ સ્પષ્ટ જણાઇ આવે છે. એ જ પ્રમાણે ચાંડાલ જાતિમાં જે પ્રકારનાં નામો રાખવામાં આવે છે તે પ્રકારનાં નામને ધારણ કરનારી અથવા ડાકિની તથા રાક્ષસી જેવાં ભયંકર નામવાળી કન્યાને ત્યાજ્ય માનવાની મનુએ જે સૂચના કરેલી છે તેનું પર્યવસાન પણ તેના સ્વભાવની પરીક્ષાની આવશ્યકતાને દર્શાવવામાં જ હોવું જોઇએ એમ માની લેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી; કારણ કે, ઘણીક વાર 'यथानाम तथागुणाः' એ સામાન્ય લોકમાન્યતા પણ સત્ય સિદ્ધ થઇ જવાનાં અનેક ઉદાહરણો મળી આવે છે.

કન્યાના અંતર્બાહ્ય શુભાશુભ લક્ષણોની પરીક્ષા કરી લેવાનો વાસ્તવિક ઉદ્દેશ એ જ હોવો જોઇએ કે તે કન્યાના યોગે તેના પતિને તેમ જ તેના પતિના કુટુંબનાં અન્ય મનુષ્યોને કેટલા પરિમાણમાં સુખ પ્રાપ્ત થવાનો સંભવ છે તેમ જ તેના આગમનથી તેના પતિનો સંસાર સરલતાથી ચાલશે કે કેમ, અને તેના પતિના કુલની ભાવિ સ્થિતિ શી થશે, ઇત્યાદિ વિષયોને જેટલા વિશેષ પરિમાણમાં જાણી શકાય તેટલા વિશેષ પરિમાણમાં લગનપૂર્વે જ જાણી લેવા અને જો પરિસ્થિતિ સંતોષકારક જણાય તો જ તે કન્યાને લગનમાટે સ્વીકા-

રવી. આ જ્ઞાન જ્યોતિઃશાસ્ત્ર તથા સામુદ્રિક શાસ્ત્રની સહાયતાથી મેળવી શકાય છે, એવો જ્યોતિઃશાસ્ત્રવેત્તા તથા સામુદ્રિક શાસ્ત્રવેત્તાઓનો અભિપ્રાય છે. 'આશ્વલાયન ગૃહ્યસૂત્ર'ના ૫ મા ખંડમાં 'बुद्धिरूपशील लक्षणसंपन्ना' એ વિશેષણ વિવાહયોગ્ય કન્યાને આપવામાં આવ્યું છે અને એ વિશેષણના 'शीललक्षणसंपन्ना' એટલા ભાગની નારાયણવૃત્તિમાં 'કન્યા સારા સ્વભાવવાળી તથા સામુદ્રિક ગ્રંથમાં કહેલાં શુભ લક્ષણોવાળી હોવી જોઇએ' એવો એટલા ભાગનો સ્પષ્ટ અર્થ આપેલો છે. એ નારાયણવૃત્તિના કર્તાના મત અનુસાર જ્યોતિઃશાસ્ત્રની સહાયતાથી વધૂ તથા વરના ઘટિતને જોવા કરતાં કુલપરીક્ષાની મહત્તા અધિકતર છે. ગમે તેમ હોય, પરંતુ વધૂ તથા વરના નિર્વાચનની અત્યારની લૌકિક પદ્ધતિમાં કુલપરીક્ષા તથા જ્યોતિઃશાસ્ત્રની સહાયતાથી જાણી લેવાના વિષયો એ ઉભયના મહત્ત્વને બહુધા સમાન માનવામાં આવતાં હોવાથી કુલપરીક્ષાપદ્ધતિ અનુસાર સૂત્રકારના આશયને સમજી લેવાની જેટલી આવશ્યકતા છે તેટલી જ આવશ્યકતા જ્યોતિઃશાસ્ત્રની સહાયતાથી કન્યાના ભાવિ શુભાશુભના જ્ઞાનને મેળવી લેવાની પણ છે એની કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી.

**આશ્વલાયનોક્ત મૃત્તિકાપિંડ-પરીક્ષા**

'આશ્વલાયન ગૃહસૂત્ર'ના ૫ મા ખંડના ૪ થા સૂત્રમાં મૃત્તિકાપિંડદ્વારા કન્યાના શુભાશુભ ભાવિની પરીક્ષાની એક રીતિ દર્શાવેલી છે અને તે એ કે: 'ભિન્ન ભિન્ન પ્રકારની આઠ ભૂમિની મૃત્તિકાના આઠ પિંડ કરવા અને તેમાંથી કન્યાને તેની ઇચ્છા અનુસાર એક પિંડ ઉપાડવાનું કહેવું. તે કન્યા જે પિંડ ઉપાડી લે તે પિંડની મૃત્તિકાના આધારે તેના ભાવિ શુભાશુભનું અનુમાન કરી લેવું.' સ્થાનભેદથી મૃત્તિકાની જાતિ અને તેના પિંડને ઊપાડવાનાં ફળો એ સૂત્રમાં આવી રીતે વર્ણવાયલાં છે:—

| મૃત્તિકાની જાતિ | ફળ |
| --- | --- |
| (અ) જે ક્ષેત્રમાં વર્ષમાં બેવાર પાક આવતો હોય તે ક્ષેત્રની મૃત્તિકા | તે કન્યા ધાન્યસંપન્ન થશે અને સંતાનોના માતૃપદને પ્રાપ્ત કરશે. |

| | | |
|---|---|---|
| (આ) | ગાયના ગોઠામાંની મૃત્તિકા | તે કન્યા પશુપાલિકા થશે. |
| (ઇ) | જે સ્થાનમાં યજ્ઞ કરાયલો હોય તે સ્થાનની મૃત્તિકા | તે કન્યાને બ્રહ્મતેજની પ્રાપ્તિ થશે. |
| (ઈ) | કદાપિ શુષ્ક ન થનારી વીરડીની મૃત્તિકા | તે કન્યાને સર્વ પ્રકારની સંપત્તિ મળશે. |
| (ઉ) | જ્યાં જુગાર રમાતો હોય તે સ્થાનની માટી | તે કન્યા વ્યભિચારિણી થશે. |
| (ઊ) | જે ભૂમિમાં વાવેલાં બીજ ન ઊગતાં હોય ત્યાંની મૃત્તિકા | તે કન્યા સત્યાનાશવાળનારી થશે. |
| (ઋ) | ચોવાટાની માટી | તે કન્યા ભીખ માગનારી નીવડશે. |
| (ૠ) | સ્મશાનની મૃત્તિકા | તે કન્યા પતિઘાતિની એટલે કે વિધવા થશે. |

હવે આપણે કન્યાની અનન્યપૂર્વિકતાનો વિચાર કરીશું.

**(ઇ) સ્ત્રીની અનન્યપૂર્વિકતા**

એ તો પૂર્વે કહેવાયલું જ છે કે વિવાહયોગ્ય કન્યા અનન્યપૂર્વિકા હોવી જોઇએ. અનન્યપૂર્વિકા એટલે જે અન્યપૂર્વિકા નહિ તે, અર્થાત્ તે કન્યા તેના થનારા એ વિવાહપૂર્વે અન્ય કોઈ પણ પુરુષને પ્રાપ્ત થયેલી ન હોવી જોઇએ, એવો નિબંધકારે એ શબ્દનો અર્થ કરેલો છે. પુરુષને સ્ત્રીની પ્રાપ્તિ સામાન્યતઃ બે પ્રકારે થઇ શકે છે અને તે બે પ્રકાર 'દાન' તથા 'ઉપભોગ' નામથી ઓળખાય છે. નિબંધકારના મત અનુસાર એ બે પ્રકારોમાં સાત પ્રકારની પુનર્ભૂ સ્ત્રીઓનો સમાવેશ થઇ જાય છે. 'પુનર્ભૂ' એટલે શબ્દશઃ 'પુનઃ થનારી' અર્થાત્ 'પુનર્વિવાહ કરનારી' સ્ત્રી અને તેના પ્રકારો નીચે દર્શાવ્યા પ્રમાણે સમજવાના છેઃ—

(૧) મનોદત્તા—અર્થાત્ જેને કન્યાદાન આપવાનો અધિકાર છે તે પુરુષે જે કન્યા અમુક એક પુરુષને આપવાનો પોતાના મનમાં નિશ્ચય કરી લીધો હોય તે કન્યા.

(૨) **વાગ્દત્તા**–અર્થાત્ 'જે કન્યા અમુક પુરુષને આપવાનો મેં નિશ્ચય કરેલો છે' એમ તે પુરુષ સમક્ષ અથવા તો તેના પિતા આદિક આત્મીય જનો સમક્ષ કન્યાદાન દેનાર પુરુષે વચન આપ્યા પ્રમાણે મુખથી બોલી દીધું હોય તે કન્યા.

(૩) **અગ્નિંપરિગતા**–અર્થાત્ વિવાહવિધિના પ્રસંગે અગ્નિની આસપાસ જેની પ્રદક્ષિણાનો વિધિ થઇ ગયો હોય તે કન્યા.

(૪) **સપ્તમં પદં નીતા**–એટલે કે, જેને સાત પગલાં ભરાવવામાં આવ્યાં હોય તે કન્યા (વિવાહવિધિમાં વર વધૂનો હસ્ત ઝાલીને તેને ચોખાની જૂદી જૂદી ઢગલી ઉપરથી અક્કેક પગલું ભરાવતો લઇ જાય છે એ સર્વ કોઇ જાણે છે).

(૫) **ભુક્તા**–એટલે કે, પતિપત્નીના સંબંધની પૂર્ણતા થતાં જેને પતિસમાગમનો પ્રસંગ પ્રાપ્ત થયો હોય તે વધૂ.

(૬) **ગૃહીતગર્ભા**–અથાત્ જેના ઉદરમાં ગર્ભ રહી ગયો હોય તે સ્ત્રી.

(૭) **પ્રસૂતા**–એટલે જેની સૂવાવડ થઇ ગયેલી હોય તે નારી.

એ સાત પ્રકારોમાંના પ્રથમ ત્રણ પ્રકારની સ્ત્રીઓને શાસ્ત્રતઃ 'પુનર્ભૂ' સંજ્ઞા લાગી શકતી હોય, તો પણ 'पतित्वं सप्तमे पदे' એ સ્મૃતિવચનને અનુસરીને વિવાહવિધિના અવસરે જ્યારે વધૂ સાતમું પગલું ચાલી જાય છે ત્યારે જ વરને પતિ તરીકેના સંપૂર્ણ અધિકારની પ્રાપ્તિ થાય છે, અર્થાત્ વધૂ જ્યાં સુધી સાતમું પગલું નથી ચાલતી ત્યાં સુધી વરને પતિ તરીકેના અધિકારની પ્રાપ્તિ નથી થતી અને તે 'પતિ' સંજ્ઞાથી નથી ઓળખાતો, એટલે એથી પ્રાથમિક ત્રણ પ્રકારની 'પુનર્ભૂ' સ્ત્રીઓથી જો તેમના પતિઓના પાતિત્ય આદિ દોષોનાં બલિષ્ઠ પ્રમાણો મળી આવે તો અન્ય પુરુષો સાથે લગ્ન કરી શકાય

છે એવો નિબંધકારોનો સ્પષ્ટ અભિપ્રાય છે. વરપક્ષ તથા વધૂપક્ષ એ ઉભયની એકમતિ અથવા સંમતિથી વિવાહનો નિશ્ચય થઇ ગયા પછી અથવા કોઇ કોઇ પ્રસંગે વિવાહવિધિનો આરંભ થઇ ગયા પછી પણ જો વરપક્ષ અથવા વધૂપક્ષના સંબંધમાં કોઇ દોષ વિષયક વાર્તા પ્રકાશમાં આવી જાય એટલે કે પૂર્વે જાણવામાં ન આવેલાં વર્ણ, જાતિ, કુલ, પાતિત્ય, દૈહિક અથવા માનસિક વ્યંગો તેમ જ લોકવ્યવહાર સાથે સંબંધ ધરાવનારા વિરોધ આદિ વિષયક કાંઇક નવીન વાર્તા જાણવામાં આવી જાય, તો, વિવાહબંધનને તોડી નાખવાનો પ્રસંગ આવી લાગે છે. આવા પ્રસંગે કન્યાને શાશ્વત હાનિ ન ભોગવવી પડે, એટલે આજન્મ અવિવાહિતા ન રહેવું પડે એટલામાટે વિવાહકાર્યની સંપૂર્ણતાની કયાંક પણ અંતિમ મર્યાદા માનવી જોઇએ એ આશયથી શાસ્ત્રકારોએ આવા પ્રકારનો નિર્ણય કરેલો છે, અને એ નિર્ણય સર્વ પ્રકારે નિષ્પક્ષપાત, વાસ્તવિક તથા યોગ્ય છે એમ કોઇ પણ કહી શકે તેમ હોવાથી એની યોગ્યતાના અધિક વિવેચનની આવશ્યકતા છે જ નહિ. એ ત્રણ પ્રકારની 'પુનર્ભૂ' વિના અન્ય 'પૂનર્ભૂ' સ્ત્રીઓ વિવાહમાટે અનન્યપૂર્વિકા ન હોવાથી સર્વથા વર્જ્ય તથા ત્યાજ્ય છે.

**(ઈ) સ્ત્રીની રમણીયતા**

સ્ત્રીજાતિની રમણીયતાના સંબંધમાં મૂળ વચનમાં 'કાંતા' શબ્દ યોજાયલો છે અને 'મિતાક્ષરા' ઇત્યાદિ ગ્રંથોમાં 'કાંતા' શબ્દનો 'વરનાં નેત્રો તથા હૃદયને આનંદ અર્પનારી' એવો અર્થ કરવામાં આવ્યો છે. કન્યાનાં કુળ તથા અંતર્બાહ્ય લક્ષણોની પરીક્ષા સમાધાનકારક જણાય, તો જ તે કન્યાનો સ્વીકાર કરવો અને નહિ તો તેનો અસ્વીકાર કરવો એ વાર્તા તો ઉપર કહેવાયલી જ છે; એટલે એ દૃષ્ટિથી જોતાં 'કાંતા' શબ્દના અર્થનો આવી રીતે ભિન્ન ઉલ્લેખ કરવાનું વસ્તુતઃ કાંઈ પણ પ્રયોજન રહેતું જ નથી; તથાપિ 'સંસ્કારકૌસ્તુભ' આદિ ગ્રંથોમાંથી આ અર્થ સ્પષ્ટતા-

પૂર્વક લખાયલો છે: માત્ર એટલું જ નહિ, પણ 'વરનાં નેત્રો તથા હૃદયને આનંદ અર્પનારી વધૂ જો શ્વસુર આદિક ઇતર આત્મીય જનોને આનંદ આપનારી ન હોય, તો તેની ચિન્તા નહિ' એવો વળી એ શબ્દનો વિશેષ ગર્ભિત અર્થ તેમાં જૂદો જ દર્શાવાયલો છે. અત્યારના લોકસમાજની સ્થિતિ પ્રતિ દૃષ્ટિપાત કરતાં આ અર્થ અનેક જનોને ચમત્કારિક તથા અનાવશ્યક ભાસે એ સ્વાભાવિક છે; કારણ કે, અત્યારની લોકસ્થિતિ બહુધા એવા જ પ્રકારની જોવામાં આવ્યાં કરે છે કે જે વરનો વિવાહ થવાનો હોય છે તે વર પોતે જ અલ્પ વયનો હોય છે અને તેથી લગ્નને નિશ્ચિત કરવાના પ્રત્યેક વિષયમાં તેના પક્ષનાં વડિલ મનુષ્યો જે કરે તે જ પૂર્વ દિક્ષા એવો જ અર્થ બહુધા સર્વત્ર સ્વીકારાય છે. વધૂના કુલની પરીક્ષા અને તેના ગુણ આદિકનો સાર નાણાંની કોથળી, માનાપમાન તથા ધનાઢયતા નામક નવીન કુલીનતામાં આવીને ભરાઇ ગયેલો હોવાથી વર્તમાન કાળમાં ભારતવર્ષીય હિન્દુ સમાજમાં વિવાહક્ષેત્રમાં અવતીર્ણ થનારી કુમારિકા પતિનાં નેત્રોને તથા હૃદયને કેટલી સીમા પર્યન્ત આનંદ અર્પનારી થશે એ પ્રશ્નની ચર્ચાને અવકાશ જ નથી મળી શકતો. પરંતુ પ્રાચીન કાળમાં આવી શોચનીય સ્થિતિ ન હોતી; કારણ કે, ઉપનયન અથવા યજ્ઞોપવીત સંસ્કાર પછી આર્ય બાળકોને ઓછામાં ઓછો બાર વર્ષ જેટલો સમય ગુરુકુલમાં વસીને બ્રહ્મચર્યપાલન તથા વિદ્યાભ્યાસમાં વીતાડવો પડતો હતો અને તેથી વિવાહકાળનું આગમન થતાં સુધીમાં વર પોતાની મેળે જ વયસ્ક થઇ જતાં પોતાના હિતાહિતનો નિર્ણય કરવા જેટલી બૌદ્ધિક શક્તિ અથવા વિચારશક્તિ તેનામાં આવી જતી હતી. ઉપર વધૂના કુળ તથા ગુણાવગુણ આદિની પરીક્ષાની આવશ્યકતા ભાર મૂકીને દર્શાવવામાં આવી છે, પરંતુ એ પરીક્ષા કોણે કરવી એનો નિર્ણય કરાયલો નથી એટલે એ પરીક્ષા વરના પોતાના હસ્તે જ થવી જોઇએ એમ જો સ્વીકારવામાં આવે, તો

'સંસ્કારકૌસ્તુભ'ના કર્તાએ કરેલો 'કાંતા' શબ્દનો અર્થ કદાચિત્ ચમત્કારિક તથા અનાવશ્યક પણ ભાસે એ સ્વાભાવિક છે; પરંતુ અત્યારની તથા પ્રાચીન કાળની સ્થિતિની પરસ્પર તુલના કરી જોતાં યથાપ્રસંગ એ અર્થનો અહીં પ્રકાશ કરવો પડ્યો છે. આમ હોવા છતાં વરપક્ષનાં વડિલ જનો-વરનાં માતાપિતા ઇત્યાદિ-સંસારનો અનુભવ ધરાવનારાં હોવાથી વધૂ વરનાં નેત્રો તથા હૃદયને આનંદ આપનારી હોવી જોઇએ એ વિષયનો વિચાર નથી જ કરતાં એમ માની લેવાનું પણ કાંઈ કારણ નથી અને એટલામાટે જ ગત પ્રકરણમાં વર તથા વધૂનું નિર્વાચન માતાપિતા આદિ વડિલ જનોના હસ્તથી થાય એ જ કેટલાંક અનિવાર્ય કારણોથી ભાવિ દંપતીમાટે અધિક શ્રેયસ્કર છે એવો નિર્ણય અમોએ દર્શાવેલો છે અને તેનાં કારણો પણ વિસ્તારપૂર્વક દર્શાવેલાં છે એટલે અહીં તેની પુનરુક્તિ નિરર્થક છે.

**(૭) સાપિંડ્ય-નિષેધ**

'સપિંડ' શબ્દનો સમાસદૃષ્ટિથી વિચાર કરતાં જેના પિંડ સમાન એટલે કે મૂળમાં એક જ હોય તે, એવો એ શબ્દનો અર્થ થાય છે. 'મત્સ્યપુરાણ'માં એ શબ્દની જે વ્યાખ્યા આપવામાં આવી છે તેમાં શ્રાદ્ધસમયે પિંડ આપનાર પુરુષ અને તેનાથી પૂર્વના છ પુરુષો મળીને એકંદર સાત પુરુષોમાં સપિંડ સંબંધ રહેતો હોવાનું કહેલું છે. શ્રાદ્ધકર્તાના પિતા, પિતામહ તથા પ્રપિતામહ એ ત્રણને 'પિંડભાક્' કહેલા છે અને તેમના ત્રણ પૂર્વજોને 'લેપભાક્' સંજ્ઞા અપાયલી છે. વિવાહબંધનથી બંધાયા પછી પત્નીની યોગ્યતા પતિની યોગ્યતા સમી તથા અર્ધાંગી તરીકેની થઈ જાય છે અને એટલા-માટે તેની પણ સપિંડમાં જ ગણના કરવી પડે છે; માત્ર એટલું જ નહિ, પણ શ્રાદ્ધકર્તા પોતાના પિતાના સહોદર અથવા ભ્રાતા-પોતાના કાકા-નું શ્રાદ્ધ પણ કરી શકતો હોવાથી કાકાની પણ સપિંડમાં જ ગણના થઇ શકે છે. એવી રીતે જેનું શ્રાદ્ધ કરી શકાય તે શ્રાદ્ધનો વિષયીભૂત મનુષ્ય સપિંડમાં આવી જાય છે અને ગયાશ્રાદ્ધ આદિક

પ્રસંગે ગમે તે મનુષ્યના નામથી પિંડદાન કરી શકાતું હોવાથી અને જેનું શ્રાદ્ધ કર્યું હોય તેની કન્યાને સપિંડસંજ્ઞા પ્રાપ્ત થઇ જતી હોવાથી તે કન્યા સાથે લગ્ન કરવાનો વિચારમાત્ર પણ ન જ કરી શકાય, એવા પ્રસંગો પણ અનેક વાર અચાનક આવી જાય છે એટલે એ અનવસ્થા પ્રસંગને ટાળી દેવા માટે 'અવયવોમાંથી અવયવો ઉત્પન્ન થયેલા હોય તેનું નામ સપિંડસંબંધ' એવી એ શબ્દની વળી પાછી એક જૂદી વ્યાખ્યા કરવામાં આવી છે. જો એ વ્યાખ્યાને અક્ષરશ: સ્વીકારી લેવામાં આવે, તો આર્યધર્મશાસ્ત્રોની માન્યતા અનુસાર પ્રત્યેક મનુષ્યપ્રાણીની ઉત્પત્તિ બ્રહ્મદેવમાંથી થયેલી હોવાથી પ્રત્યેક પુરુષ તથા પ્રત્યેક સ્ત્રી મધ્યે સપિંડ સંબંધ આવી પડતાં કોઈ પણ સ્ત્રી તથા કોઇ પણ પુરુષે લગ્નસંબંધ કરવો જ નહિ, એવો પ્રસંગ પણ ઉપસ્થિત થવાનો સંભવ છે; એટલામાટે એ પ્રસંગને ટાળી દેવામાટે માતૃપક્ષે પાંચમી પેઢીની અને પિતૃપક્ષે સાતમી પેઢીની કન્યાને સપિંડસંબંધની પરમસીમા માનીને તે પેઢી અથવા પરમ સીમા પછીનાં સ્ત્રી તથા પુરુષનો શરીરસંબંધ ગ્રાહ્ય છે એવા સંકોચ-પક્ષને શાસ્ત્રકારોએ સ્વીકારેલો છે. એ પાંચમી તથા સાતમી પેઢીને જોવાનો આરંભ મૂળ એક જ પુરુષથી કરવો પડે છે અને જે પુરુ-ષથી સાતમી પેઢીને ગણવાનો આરંભ કરાય છે તેને 'કૂટસ્થ પુરુષ' કહેવામાં આવે છે. વધૂના પક્ષની પેઢીઓની ગણનામાં સર્વ પેઢીઓ પુરુષોની જ હોવી જોઇએ એવો નિયમ નથી એટલે કે સ્ત્રીઓની પેઢીઓ પરગોત્રમાં ગયેલી હોય તો તે પણ ચાલી શકે છે.

**માતા તથા સાપત્ન માતા અને સાપત્ન માતાથી થતાં સપિંડોની મર્યાદિત સંખ્યા**

માતૃપક્ષની પાંચ પેઢીઓ પર્યંતની સપિંડની જે મર્યાદા કહેવાયલી છે તેમાં 'માતા' એ શબ્દમાં સાપત્ન—ઓરમાન અથવા સાવકી—માતાનો પણ સમાવેશ થઇ જાય છે. એના સંબંધમાં સુમંતુએ આ પ્રમાણે લખેલું છે: "પિતાની જેટલી પત્નીઓ હોય તે સર્વ માતાઓ હોવાથી તે સર્વ માતાઓના જેટલા ભાઇઓ હોય તેટલા મામા (મા તુલ), તે માતાઓની જેટલી બહેનો હોય તે સર્વ માસીઓ, તે માસીઓની પુત્રીઓ તે માસીઆઈ બહેનો

અને તે માસીઆઈ બહેનોનાં પુત્રો તથા પુત્રીઓ તે ભાણેજ તથા ભાણેજીઓ જ છે, એટલે તેમની સાથે લગ્ન વર્જ્ય હોવાથી જો તેમની સાથે લગ્ન કરવામાં આવે, તો તેથી સંકર દોષની પ્રાપ્તિ થાય છે." એ વચનોનો અર્થ લખતાં કેટલાક નિબંધકારો અથવા ટીકાકારોએ 'यावद्वचनं वाचनिकम्' એટલે કે, 'જે કાંઇ પણ સ્પષ્ટ શબ્દોમાં કહેવાયલું હોય તેટલાનો જ માત્ર સ્વીકાર કરવો; તેથી વિશેષ અર્થને સ્વીકારવાની આવશ્યકતા નથી,' એ ન્યાયનો આશ્રય કરેલો છે; અને તેમના મત અનુસાર આ વચનોમાં જેમના સંબંધો સ્પષ્ટ શબ્દોમાં લખાયલા છે તેમનાથી ભિન્ન અન્ય જનોના સાપિંડ્ય સંબંધને માનવાનું કાંઇ પણ કારણ નથી; અર્થાત્ માતા તથા પિતાના પક્ષની અનુક્રમે પાંચમી તથા સાતમી પેઢીની પરમસીમા એ અધિક અનુબ્ધોને પણ લાગૂ પડેલી માનવાનું કશું ય કારણ છે જ નહિ. આ વિધાનને લક્ષમાં લેતાં સાપત્ન માતાના યોગે ઉત્પન્ન થનારા જેટલા સંબંધો છે તે સર્વ સંબંધોને વર્જ્ય કરીને ઇતર સ્થાનોમાં વિવાહ કરવાનું જો ઇષ્ટ જણાય તો તે વિવાહ કોઇ પણ પ્રકારના સંકોચ વિના કરી શકાય છે.

**સાપિંડ્યથી ભિન્ન નિષિદ્ધ સંબંધો**

સાપિંડ્યના કારણથી જે લગ્નસંબંધો નિષિદ્ધ દર્શાવવામાં આવ્યા છે તે ઉપરાંત અન્ય પણ કેટલાક વિવાહો અથવા શરીરસંબંધોને શાસ્ત્રકારોએ વર્જ્ય, ત્યાજ્ય અથવા નિષિદ્ધ માનેલા છે. એ સંબંધોની 'વિરુદ્ધ સંબંધ' સંજ્ઞા હોઇને એ સંબંધો આ છેઃ—

(અ) પોતાની પત્નીની ભગિની એટલે કે સાળીની પુત્રી સાથેના વિવાહને વર્જ્ય અથવા નિષિદ્ધ સમજવો.

(આ) કાકાની સાળી સાથે શરીરસંબંધ ન કરવો.

(ઇ) પ્રત્યુદ્વાહ ન કરવો. સામ સામો શરીરસંબંધ ન કરવો એવો જ એનો અર્થ છે. ઉદાહરણાર્થ—'ક્ષ' નામક પુરુષ

'ય' નામક પુરુષની પુત્રી સાથે પોતાના પુત્રનો વિવાહ કરે અને 'ય' નામક પુરુષ 'ક્ષ' નામક પુરુષની કન્યા સાથે પોતાના પુત્રને વરાવે, એવા પ્રકારનો સંબંધ ન થવો જોઇએ.

(ઇ) કોઈ પણ મનુષ્યે પોતાની બે કન્યાઓને એક જ વર સાથે ન પરણાવવી.

(ઉ) બે સગા ભાઇઓએ બે સગી બહેનો સાથે ન પરણવું.

**દેશભેદથી સાપિંડ્ય-નિષેધની ભિન્ન વ્યવસ્થા**

સાપિંડ્યગણનાના વિષયમાં પિતૃપક્ષની સાત પેઢીઓ અને માતૃપક્ષની પાંચ પેઢીઓને જ માનવાનો સામાન્યતઃ સર્વમાન્ય સિદ્ધાંત છે. તથાપિ પેડીનસિ તથા વશિષ્ઠ આદિક કેટલાક શાસ્ત્રકારોએ એ સંખ્યા 'ચાર પેઢી તથા ત્રણ પેઢી પર્યન્તની જ હોવી જોઇએ;' એવો પોતાનો અભિપ્રાય દર્શાવેલો છે. એ અભિપ્રાયના યોગે દક્ષિણભારત તથા ઉત્તરભારતના નિવાસીઓમાં આચારભેદો ઉત્પન્ન થઇ ગયા છે અને એ અભિપ્રાયના બળથી જ માતુલગૃહ સાથેનો નિષિદ્ધ મનાયલો વિવાહસંબંધ દક્ષિણદેશમાં અત્યારે રૂઢ થઈ ગયો છે. આ રૂઢ આચારના યોગે નીચ કુળ સાથે શરીરસંબંધ કરવાના પ્રસંગો બહુ ઓછા પ્રાપ્ત થાય છે એ આ રૂઢિનો એક વિશિષ્ઠ ગુણ છે એમ એ રૂઢ આચારના ભકતો કહ્યા કરે છે અને '**वेदाच्चै-तत्प्रतीयते**' ઇત્યાદિ સ્મૃતિવાકયોની સહાયતાથી એ રૂઢ આચારનું મંડન પણ કરતા રહે છે. ઉત્તરભારતમાં આવા પ્રકારના માતુલગૃહ સાથેના વિવાહસંબંધને માન્ય રખાતો નથી.

**સપિંડ ગણનાની ઓછામાં ઓછી સંખ્યા**

વર તથા વધૂનાં જન્મદાતા માતાપિતા, તે માતાપિતાનાં માતાપિતા, પુનઃ તે પ્રત્યેકનાં માતાપિતા આદિ ઉપરની અનુક્રમે પાંચ તથા સાત પેઢી સુધીનાં દંપતીઓને સ્વીકારીને અને તે પ્રત્યેક દંપતીનાં પુત્રો તથા પુત્રીઓની સંખ્યાને ઉમેરીને હિસાબ કરતાં પિતૃવંશનાં ૨૦૧૬ તથા માતૃવંશનાં ૧૦૫ મળીને સપિંડ મનુષ્યોની ઓછામાં ઓછી સંખ્યા એકંદર ૨૧૨૧ ની

થવા જાય છે. એ સંખ્યાને ઓછામાં ઓછી કહેવાનું કારણ એટલું જ છે કે એમાં સાવકી માતાઓ તથા એક કરતાં અધિક કન્યાસંતતિ આદિને સર્વથા છોડી દેવામાં આવી છે. આ ગણના અન્ય ગ્રંથોમાં વિસ્તારપૂર્વક કરી બતાવવામાં આવી છે; પરંતુ અમોએ અહીં એનું કેવળ વ્યવહારમાં પર્યાપ્ત થાય તેટલું જ દિગ્દર્શન કરાવેલું છે.

**(ઊ) વધૂ વર કરતાં યવીયસી હોવી જોઇએ**

'નાની'ના અર્થને દર્શાવવા માટે યાજ્ઞવલ્કય સ્મૃતિમાં 'યવીયસી' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે અને એ શબ્દનો વ્યાકરણ તથા કોષની દૃષ્ટિથી 'વર કરતાં વયમાં નાની' એટલો જ સત્ય અર્થ કરી શકાય છે; પરંતુ નિબંધકારોએ એ અર્થને અવિચલ રાખીને એનો 'વર કરતાં શરીરે લઘુ' એવો એક અધિક અર્થ પણ આપેલો છે. વિવાહયોગ કન્યાના ગુણદોષના વર્ણનમાં 'તેનું શરીર અતિશય સ્થૂલ ન હોવું જોઇએ' એમ કહેવામાં આવ્યું છે તે કથન સાથે મેળવીને જો આ શબ્દાર્થનો વિચાર કરવામાં આવે, તો એ શબ્દાર્થ અપ્રાસંગિક અથવા અનુચિત છે એમ કદાપિ કહી શકાય તેમ નથી; કારણ કે, વધૂનાં વય તથા શરીર બન્ને વર કરતાં લઘુ હોવાની આવશ્યકતા છે.

**(ઋ) વધૂની નીરોગિતા**

'યાજ્ઞવલ્કયસ્મૃતિ'માં વધૂના શરીરમાં કાંઇ પણ રોગ ન હોવો જોઇએ એવું વિધાન કરવામાં આવ્યું છે અને એનો અર્થ કરતાં નિબંધગ્રંથોમાં એમ લખાયલું છે કે: 'તે વધૂના શરીરમાં ક્ષય આદિક કોઈ અસાધ્ય રોગનો સંચાર થયેલો ન હોવો જોઇએ.' કુલપરીક્ષાના સંબંધમાં મનુનાં જે વચનો પૂર્વે આપવામાં આવ્યાં છે તેમની ટીકામાં મેધાતિથિ તથા કુલ્લૂક એ બે ટીકાકારોએ અનુક્રમે "व्याधयश्च संक्रामंति । एवं हि वैद्यके पठ्यते" અને "व्याधयः संचारिण इति वैद्यकाः पठंति" એવી રીતે પોતાના અભિપ્રાયો દર્શાવીને વિશેષમાં એ વચન લખેલું છે કે: "सर्वे संक्रामिणो रोगा वर्जयित्वा प्रवाहिकाम् ।"

એનો અર્થ એવો થાય છે કે: "પ્રવાહિકા રોગ વિના અન્ય સર્વ રોગો એક મનુષ્યના શરીરમાંથી અન્ય મનુષ્યના શરીરમાં પ્રવેશ કરનારા હોય છે." અર્શોવ્યાધિ—હરસમસાનો રોગ—, મહારોગ તથા ક્ષય આદિ રોગોની એક શરીરમાંથી અન્ય શરીરમાં અનુવૃત્તિ થતી રહે છે એમ 'હારીતસ્મૃતિ'માં લખાયલું હોઇને 'कुलानुरूपाः प्रजाः संभवंति" એટલે કે જેવું કુળ હોય છે તેવી જ સંતતિ થાય છે એ વાક્યથી કુલપરીક્ષાના મહત્ત્વને પણ વર્ણવવામાં આવ્યું છે. પ્રવાહિકા રોગને પરાશર તથા હારીતે અનુક્રમે 'અંતર્ગ્રંથિ' તથા 'નિશ્વારક' સંજ્ઞા આપેલી છે. એ રોગ કફાતિસારનો છે, પરંતુ એ રોગનું અન્ય મનુષ્યના શરીરમાં સંક્રમણ નથી થતું. અન્ય રોગોની સ્થિતિ એથી સર્વથા ભિન્ન છે; એટલે કે તે રોગો પરસંક્રામી છે.

**સ્પર્શસંચારી રોગ**

'માધવનિદાન' નામક ગ્રંથના 'કુષ્ઠનિદાન' શીર્ષક પ્રકરણના ૩૦ મા શ્લોકનો અર્થ એ છે કે: "પતિ તથા પત્નીનો કુષ્ઠ રોગ પ્રબળ થતાં તેમનાં શુક્ર—વીર્ય—તથા શોણિત દૂષિત થઇ જાય છે એટલે એવી સ્થિતિમાં તેમનાથી થનારી સંતતિ પણ કુષ્ઠ રોગવાળી છે એમ જ જાણવાનું છે."* એ ઉપરાંત એ જ પ્રકરણના અંતમાં જે બે અત્યંત મહત્ત્વના શ્લોકો આપવામાં આવ્યા છે તેમનો ભાવાર્થ એ છે કે: "સ્ત્રી તથા પુરુષનો સમાગમ, પરસ્પર અંગસ્પર્શ, પરસ્પર શ્વાસોચ્છવાસપ્રવેશ, એકત્ર અથવા એક જ પાત્રમાં ભોજન, એકત્ર અથવા એક જ શય્યામાં શયન તથા આસન, એકના પરિધાન કરેલા વસ્ત્રને બીજાએ પરિધાન કરવું, અને એકના સૂંઘેલા પુષ્પને બીજાએ સૂંઘવું ઇત્યાદિ વ્યવહારથી કુષ્ઠ, જ્વર, શોષ, ક્ષય, મસ્તકમાંથી જલસ્ત્રવણ, પાપરોગ તથા ભૂતરોગ ઇત્યાદિ પ્રકારના ઔપસર્ગિક રોગો

---

* "दंपत्योः कुष्ठबाहुल्याद् दुष्टशोणितशुक्रयोः ।
यदपत्यं तयोर्जातं ज्ञेयं तदपि कुष्ठितम्" ॥ ३० ॥

એક મનુષ્યના શરીરમાંથી અન્ય મનુષ્યને વળગી જાય છે."* વૈદ્યક ગ્રંથોમાં શોધ કરતાં એવા જ પ્રકારના અન્ય શ્લોકો પણ વિપુલ સંખ્યામાં મળી આવે તેમ છે; પરંતુ આ સ્થળે તેટલી શોધ કરવાની આવશ્યકતા નથી. આ સમસ્ત કથનનું તાત્પર્ય એટલું જ છે કે કુલપરીક્ષાના પ્રસંગે જે કુળમાં એવા પ્રકારના સંક્રામક રોગો હોય તે કુળો સાથેના સંબંધને જેવી રીતે ત્યાજ્ય માનવામાં આવે છે તેવી જ રીતે એવા પ્રકારનો કોઈ રોગ જો કન્યાના—વધૂના—શરીરમાં દૃષ્ટિગોચર થાય, તો તે કન્યાને પોતાને પણ ત્યાજ્ય માનીને તેનો અસ્વીકાર કરી દેવો એ નવીનતાની કહેવાની કે લખવાની આવશ્યકતા છે જ નહિ.

**(આ) વધુ સહોદરવતી હોવાની આવશ્યકતા**

વધૂ સહોદરવતી હોવી જોઈએ, એટલે કે તેને ભાઈઓ હોવા જોઈએ એમ જે 'યાજ્ઞવલ્કયસ્મૃતિ'માં કહેવામાં આવ્યું છે તેના બે ઉદ્દેશ છે. એમાંનો એક ઉદ્દેશ પૂર્વે મનુનાં વચનોમાં વર્ણવાયલો છે તે, તે કન્યા પુત્રિકાધર્મનું અનુસરણ કરનારી હોવી જોઈએ એવો શંકારૂપ છે. એ પુત્રિકાધર્મની કથાઓ પુરાણગ્રન્થોમાં અનેક વર્ણવાયલી હોઈને તેમાં 'अस्यां यो जायते पुत्रः स मे पुत्रो भवेदिति' એટલે કે 'આ કન્યાના ઉદરથી ઉત્પન્ન થનારો પુત્ર કન્યાના પતિનો પુત્ર ન થતાં મારો-કન્યાના પિતાનો-પુત્ર થાય, અર્થાત્ તે પુત્રપર તેના જન્મદાતા પિતાનો અધિકાર રહેવાનો નથી અને તે પુત્ર પોતાના માતામહનો વારસ તથા પિંડદાતા થતાં પોતાના જન્મદાતા પિતાના શ્રાદ્ધ અથવા તેના કુળ સાથે તેનો

---

* "प्रसंगाद्गात्रसंस्पर्शान्निःश्वासात्सहभोजनात् ।
एकशय्यासनाच्चैव वस्त्रमाल्यानुलेपनात् ॥ ४२ ॥
कुष्ठं ज्वरश्च शोषश्च नेत्राभिष्यंद एव च ।
औपसर्गिकरोगाश्च संक्रामंति नरान्नरम्" ॥ ४३ ॥

કોઈ પણ પ્રકારનો સંબંધ રહેવાનો નથી, એવો કરાર કન્યાનો પિતા પોતાના જમાઈ પાસેથી પ્રથમ જ લખાવી લે છે. આવા પ્રકારનો કરાર કરી લઇને પોતાની કન્યા તેના વરને આપી દીધા પછી તે કન્યાના ઉદરથી જો પુત્રસંતતિ થાય, તો તે પુત્રસંતતિના યોગે પ્રત્યક્ષ પિતાનો વંશ ચાલતો રહ્યો એવો અર્થ નથી થતો, કિંતુ તે પુત્ર પોતાની માતાના પિતાના ગોત્રનામનો જ ચાલક થાય છે. 'મનુસ્મૃતિ'ના ૯ મા અધ્યાયના ૧૨૮ તથા ૧૨૯ મા શ્લોકમાં વર્ણવ્યા પ્રમાણે એ જ કરારથી દક્ષ પ્રજાપતિએ પોતાની દશ કન્યાઓ ધર્મ (? યમ)ને, તેર કન્યાઓ કશ્યપને અને સત્તાવીસ કન્યાઓ સોમરાજાને આપી હતી. આ વિવેચનનું મુખ્ય તાત્પર્ય એ જ છે કે પ્રત્યેક મનુષ્યની નવ્વાણું ટકા એવી જ ઇચ્છા હોય છે કે જો મારો વંશ મારા પછી પણ સદાસર્વદા ચાલતો રહે તો સારું એટલામાટે પુત્રિકાધર્મવતી કન્યા અથવા સહોદરવિનાની કન્યા સાથે વિવાહ ન કરવાનો શાસ્ત્રકારોએ જે ઉપદેશ આપ્યો છે તે સર્વથા યથાર્થ તથા વાસ્તવિક છે. કન્યાગુણવર્ણન વિષયક મનુનાં જે વચનો પૂર્વે આપવામાં આવ્યાં છે તેના અંતિમ શ્લોકમાંના 'पुत्रीकरणशंकया' એ પદના આધારે કેટલાક ધર્મશાસ્ત્રગ્રંથોમાં 'જે કન્યાના સંબંધમાં એવી શંકા લાવવાનું કાંઈ કારણ નથી એવો નિશ્ચય થઈ જાય, તે કન્યા સાથે તેને ભાઇઓ ન હોય તો પણ લગ્ન કરવામાં કોઈ પણ પ્રકારની બાધા નથી;' એવો નિર્ણય આપવામાં આવ્યો છે.

**અન્ય મહત્ત્વયુક્ત ઉદ્દેશ**

જે આ ઉદ્દેશ કહેવામાં આવ્યો છે તેની પ્રાચીનકાળમાં અત્યંત મહત્તા હતી. અત્યારના સમયમાં એ ઉદ્દેશનાં ઉદાહરણો બહુધા ક્યાંય પણ જોવામાં નથી આવતાં અને જો કોઈ સહોદર વિનાની કન્યા સાથે લગ્ન કરવાનો વિચાર કરે ને તેની પુત્રસંતતિ તેની સ્ત્રીના વંશમાં નહિ જાય એવો નિશ્ચય કરી લે એટલે એટલા-

થી જ તેની સર્વ પ્રકારની અડચણો દૂર થઈ જાય છે. પરંતુ એ ઉદ્દેશ ઉપરાંત એથી સર્વથા ભિન્ન એક અન્ય ઉદ્દેશ પણ શાસ્ત્રકારોએ દર્શાવેલો છે અને તે ઉદ્દેશ વૈદ્યકશાસ્ત્ર તથા વ્યવહારશાસ્ત્રની દૃષ્ટિથી વસ્તુતઃ અત્યંત વિચારણીય તથા મહત્ત્વનો છે એમાં તો કોઈ પણ પ્રકારનો સંશય છે જ નહિ. એ અન્ય ઉદ્દેશ પૂર્વે 'મનુસ્મૃતિ'ના તૃતીય અધ્યાયના ૭મા શ્લોકને ઉદ્ધૃત કરતાં તેમાંના 'निष्पुरुषं' શબ્દથી ધ્વનિત થઈ જાય છે. એ શબ્દનો કેવળ વ્યાકરણની દૃષ્ટિથી જ અર્થ કરવામાં આવે, તો 'જે કુળમાં પુરુષ નથી એવું કુળ' એટલો જ એનો અર્થ થાય છે; પરંતુ 'મનુસ્મૃતિ'ના ભિન્ન ભિન્ન ટીકાકારોએ એ શબ્દના નીચે દર્શાવ્યા પ્રમાણે ભિન્ન ભિન્ન અર્થો કરેલા છે:–

(૧) "જે કુળમાં બહુધા સ્ત્રીઓ જ જન્મ્યા કરે છે, અને પુરુષસંતતિ નથી થતી તે કુળ." મેધાતિથિ.

(૨) "જે કુળમાં કેવળ સ્ત્રીઓની જ ઉત્પત્તિ થયા કરે છે તે કુળ." કુલ્લૂક.

(૩) "જે કુળમાં પુરુષસંતતિ કરતાં સ્ત્રીસંતતિ જ અધિક સંખ્યામાં ઉત્પન્ન થાય છે તે કુળ." રાઘવાનંદ.

(૪) "જે કુળમાં પુરુષસંતતિ ઉત્પન્ન થયેલી હોવા છતાં નષ્ટ થયેલી હોય અને સ્ત્રીસંતતિ જ અવશિષ્ટ રહેલી હોય તે કુળ." નંદન.

(૫) ગોવિંદરાજે કરેલો અર્થ કુલ્લૂકના અર્થ જેવો જ છે.

**પુત્રસંતતિને મહત્ત્વ આપવાનું પ્રધાન કારણ**

ઉપર્યુક્ત વિવેચનથી એ વાર્તા તો અમારાં પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં આવી ગયેલી હોવી જ જોઈએ કે કન્યાના ઉદરથી પુરુષસંતતિ ઉત્પન્ન ન થતાં કેવળ સ્ત્રીસંતતિ જ ઉત્પન્ન થતી રહે તો વંશવૃદ્ધિ ક્યાંક અટકી ન જાય, એ ભયથી જ આપણા શાસ્ત્રકારોએ કન્યાના કુળની નિષ્પુરુષતા પ્રતિ આટલી સીમા પર્યન્ત કટાક્ષ કરેલો છે; કારણ કે કન્યા પારકું ધન હોવાથી અને પરણ્યા પછી અન્ય

કુળમાં જઇને પતિના વંશની વૃદ્ધિ કરનારી હોવાથી જો પુરુષસંતતિ ન હોય તો વંશરક્ષા તથા વંશવૃદ્ધિ થઇ શકતી નથી. આ કારણથી જ અતિ પ્રાચીન કાળથી તે આજ પર્યન્ત સ્ત્રીસંતતિ કરતાં મનુષ્યો પુરુષસંતતિની અધિક અભિલાષ ધરતા આવ્યા છે અને સૃષ્ટિના અંત-પર્યન્ત ધરતા રહેશે એ પણ સર્વથા નિર્વિવાદ છે. પરંતુ એથી આપણા આર્યશાસ્ત્રકારોએ સ્ત્રીસંતતિને સર્વથા નિરર્થક માનેલી છે અને સ્ત્રીસંતતિની મહત્તા તથા અનિવાર્ય આવશ્યકતાને સ્વીકારી જ નથી એમ માની લેવાનું કશું પણ કારણ નથી; કારણ કે, પ્રજાની ઉત્પત્તિ-માટે જેટલી પુરુષની આવશ્યકતા છે તેટલી જ સ્ત્રીની પણ આવ-શ્યકતા છે અને એક હાથે તાળી વાગી શકતી જ નથી એ સરળ તથા સ્પષ્ટ નિયમને પણ આપણા ગહનવિચારશીલ શાસ્ત્રકારો ન હોતા જાણતા એમ ધારી લેવું તે આપણી પોતાની અવિચારશી-લતા તથા મૂર્ખતાનું પ્રદર્શન કરાવ્યા બરાબર છે. જે કુળમાં પુરુષ-સંતતિ સમસંખ્યામાં ઉત્પન્ન થયેલી હોય અથવા થતી હોય તે કુળની કન્યાને સ્વીકારવાનો આપણા શાસ્ત્રકારોએ લેશમાત્ર પણ નિષેધ નથી કર્યો; કારણ કે, તે કુળની કન્યા સાથે લગ્ન કરવાથી કેવળ સ્ત્રીસંત-તિની પ્રાપ્તિનો બહુધા ભય નથી હોતો; માત્ર તે કુળની કન્યાને સ્વીકારવાનો જ નિષેધ કરેલો છે કે જે કુળમાં પુરુષસંતતિનો સર્વથા અભાવ હોય; કારણ કે, તે કુળની કન્યા શારીરશાસ્ત્ર તથા આનુ-વંશિકતાના નિયમ અનુસાર પુરુષસંતતિને ભાગ્યે જ ઉત્પન્ન કરી શકે છે, અને તે જો પુરુષસંતતિને ઉત્પન્ન ન કરી શકે તો તેના પતિના વંશની રક્ષા તથા વૃદ્ધિ થઇ શકતી નથી. કેટલાક આધુનિક પાશ્ચાત્ય-વિદ્યાવિભૂષિત પંડિતંમન્યો આપણા આર્યશાસ્ત્રકારોએ પુરુષસંતતિને અર્પેલા આ મહત્ત્વને જોઇને આર્યશાસ્ત્રકારોપર એવા પ્રકારનો આક્ષેપ કરતા દેખાય છે કે આર્યશાસ્ત્રકારોએ કેવળ પુરુષોનો જ પક્ષપાત-કરેલો છે અને સ્ત્રીજાતિને ભયંકર અન્યાય આપ્યો છે; એ કારણ-થી જ હિન્દુસમાજમાં સ્ત્રીનું મૂલ્ય બે બદામનું અંકાય છે અને

સ્ત્રીને પુરુષના ખાસડાથી પણ હલકી તથા ઊતરતી માનવામાં આવે છે. પરંતુ તેમનો આ આક્ષેપ સર્વથા ભ્રમમૂલક, પ્રમાદમૂલક, અવિચારજન્ય તથા મૂર્ખતાદર્શક છે એમ જ્યારે આર્યશાસ્ત્રકારોએ સ્ત્રીજાતિના કરેલા અનન્ય ગૌરવ તથા સ્ત્રીજાતિને સમર્પેલા અનન્ય મહત્ત્વનાં અસંખ્ય પ્રમાણો આપણા જોવામાં આવે છે ત્યારે આપણો દૃઢ નિશ્ચય થઇ જાય છે.

**'મનુસ્મૃતિમાં' નારીજાતિની મહત્તા**

જે 'મનુસ્મૃતિ' આપણા ધર્મશાસ્ત્રોમાં સર્વાગ્રણી ગણાય છે તે 'મનુસ્મૃતિ'માં નારીજાતિનું મહત્ત્વ તથા પૂજ્યત્વ કેટલી સીમા પર્યન્ત દર્શાવવામાં આવ્યું છે એ નિમ્ન લિખિત અવતરણોથી સારી રીતે પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં આવી શકે તેમ છે:–

"સ્ત્રીઓનું મુખ નિત્ય પવિત્ર હોય છે." (અધ્યાય ૫ મો; શ્લોક ૧૦૩). "કન્યાનાં માતાપિતા, સહોદરો, પતિ તથા દીયરો જો બહુ કલ્યાણ મેળવવાને ઇચ્છતાં હોય, તો તેમણે કન્યાનો ભોજન આદિથી સત્કાર કરવો તેમ જ વસ્ત્રો તથા આભૂષણોવડે કન્યાને શૃંગારવી." (અ. ૩ જો; શ્લો. ૫૫). "જે કુળમાં સ્ત્રીઓનો સત્કાર કરવામાં આવે છે, તે કુળપર દેવતાઓ પ્રસન્ન રહ્યા કરે છે, અને જે કુળમાં સ્ત્રીઓનો સત્કાર કરાતો નથી, તે કુળની યજ્ઞ યાગ આદિ સર્વ ધર્મક્રિયાઓ સર્વથા નિષ્ફળ થાય છે." (અ. ૩ જો; શ્લો. ૫૬). "જે કુળમાં બહેન, દીકરી, દેરાણી, જેઠાણી, સાસૂ અને નણંદ આદિ સંબંધિની સ્ત્રીઓ દુઃખના કારણથી નિરંતર શોક કર્યો કરે છે તે કુળનો અત્યંત શીઘ્ર જ નાશ થઈ જાય છે અને જે કુળમાં સ્ત્રીઓ શોક નથી કરતી, કિન્તુ આનંદમગ્ન રહ્યાં કરે છે તે કુળની સદાસર્વદા વૃદ્ધિ જ થતી રહે છે." (અ. ૩ જો; શ્લો. ૫૭). "વંધ્યા સ્ત્રીઓ, જેમના પુત્રો મરી ગયા હોય તેવી સ્ત્રીઓ, પિત્રાઈ વિનાની સ્ત્રીઓ, પતિવ્રતા સ્ત્રીઓ, વિધવાઓ તેમ જ રોગિષ્ટ સ્ત્રીઓ; આટલા

પ્રકારની સ્ત્રીઓનું જો પીયર કે સાસરિયાંમાં કાઈ ન હોય તો તેમની સંપત્તિનું પણ રાજાએ રક્ષણ કરવું." (અ. ૮ મો, શ્લોક ૨૮) "આવી સ્ત્રીઓના જીવતાંજ જો તેમનાં સગાં સંબંધીઓ તેમની સંપત્તિને લઇ જાય તો ધર્મનિષ્ઠ રાજાએ તે સગાં સંબંધીઓને ચોર પ્રમાણે યોગ્ય શિક્ષા આપવી." (અ. ૮ મો; શ્લોક ૨૯). "પોતાના પ્રાણની રક્ષા-માટે, યજ્ઞની દક્ષિણાની રક્ષામાટે અને સ્ત્રી તથા બ્રાહ્મણ આપત્તિમાં હોય ત્યારે સ્ત્રીને તેમ જ બ્રાહ્મણને આપત્તિમાંથી છોડવવામાટે ધર્મ-યુદ્ધ કરીને જો કોઈ પુરુષ અત્યાચારી પુરુષને મારી નાખે તો તેથી મારનાર પુરુષ અપરાધી ઠરતો નથી." (અ. ૮ મો; શ્લો. ૩૪૯). "દાસવર્ગ પોતાની છાયા ગણાય છે અને કન્યા અત્યંત કૃપાપાત્ર ગણાય છે એટલામાટે જો તે તિરસ્કાર કરે, તો પણ ગૃહસ્થે તેના-પર ક્રોધ ન કરતાં તે તિરસ્કારને સહન કરી લેવો." (અ. ૪ થો; શ્લો. ૧૮૫). "માસી, મામી, સાસૂ અને ફૂઇ એ સર્વ ગુરુપત્ની સમાન હોવાથી એમને ગુરુપત્ની જેટલું જ માન આપવું. (અ. ૨ જો; શ્લો. ૧૩૧). "ફૂઈ, માસી અને મોટી બ્હેનને માતા સમાન જાણીને તેમના પ્રતિ માતા સમાન ભાવ રાખવો; છતાં પણ માતાને તો તે સર્વ કરતાં શ્રેષ્ઠ જ માનવી." અ. ૨ જો; શ્લો. ૧૩૩) "ઉપા-ધ્યાય કરતાં આચાર્ય દશગણો પૂજ્ય ગણાય છે; આચાર્ય કરતાં પિતા સોગણો પૂજ્ય મનાય છે અને પિતા કરતાં માતા તો હજાર-ગણી પૂજ્ય છે; એટલે માતા સમાન પૂજ્ય અન્ય કોઈ પણ વસ્તુ આ સંસારમાં છે જ નહિ. (અ. ૨ જો; શ્લો. ૧૪૫). "પતિનો પર-લોકવાસ થયા પછી જે પતિવ્રતા સ્ત્રી બ્રહ્મચર્યના પાલનમાં જ જીવનને વીતાડી દે છે, તે સ્ત્રી પુત્રવિનાની હોવા છતાં પણ બ્રહ્મચર્યના પ્રતાપે સ્વર્ગલોકમાં જાય છે." (અ. ૫ મો; શ્લો. ૧૬૦). "જે કુળમાં પતિ પત્નીથી અને પત્ની પતિથી સંતુષ્ટ રહે છે તે કુળમાં કલ્યાણનો ધ્રુવ–અવિચલ–નિવાસ રહ્યા છે." (અ. ૩ જો; શ્લો. ૬૦). "પુરુષને પ્રજોત્પત્તિ કરી આપવામાં મહાભાગ્યશાલિની, વસ્ત્રાલંકારોવડે સત્કાર

કરવા યોગ્ય તથા ગૃહને શોભાવનારી સ્ત્રીઓમાં અને લક્ષ્મીમાં વસ્તુતઃ કશો પણ ભેદ છે જ નહિ"* (અ. ૯ મો; શ્લો. ૨૬). "સન્તોત્પત્તિ, અગ્નિહોત્ર આદિ ધર્મકૃત્યો, અતિથિસત્કાર, ઉત્તમ પ્રકારનું રતિસુખ આપવું અને પોતાને તથા પિતૃઓને સ્વર્ગલોકની પ્રાપ્તિ કરાવવી એ સર્વે કાર્યો સ્ત્રીને જ આધીન છે." (અ. ૯ મો; શ્લો. ૨૮). "સ્ત્રીએ તથા પુરુષે લગ્ન કર્યા પછી નિરંતર એવો યત્ન કરવો કે જેના યોગે તેઓ ધર્મ અર્થ તથા કામનું સંપાદન કરવામાં એક બીજાંથી છૂટાં પડી ન જાય; અર્થાત્ સ્ત્રી તથા પુરુષ બન્નેએ સાથે રહીને જ ધર્મ તથા કામને મેળવવા." (અ. ૯ મો; શ્લો. ૧૦૧).

એ ઉપરાંત કેટલાંક અન્ય ધર્મશાસ્ત્રોમાં સ્ત્રીની મહત્તા તથા ગુરુતાને દર્શાવનારાં જે પ્રમાણો મળી આવે છે તેમાંનાં થોડાંક પ્રમાણો આ પ્રમાણે છેઃ—

**અન્ય ધર્મશાસ્ત્રોનાં સ્ત્રીગૌરવ વિષયક પ્રમાણો**

"સ્ત્રી પવિત્રતાની પ્રતિમા છે." "પુરુષ બળ છે અને સ્ત્રી સાક્ષાત્ સુંદરતા છે; પુરુષની બુદ્ધિ શાસનકારિણી છે અને સ્ત્રીની પ્રજ્ઞા અથવા બુદ્ધિ તે શાસનને સમતામાં રાખનારી છે." "જે કોઇ પણ સ્ત્રીજાતિનો તિરસ્કાર કરે છે તે પોતાની જન્મદાત્રી માતાનો જ તિરસ્કાર છે, એમ સમજવાનું છે; કારણ કે, તેની માતા પણ સ્ત્રી જ હોય છે." "જે પુરુષ સ્ત્રીના શાપનો ભાગી થાય છે તે પુરુષ દેવ અથવા ઇશ્વર-

---

* ગૃહમાં અતિશય વૈભવ હોવા છતાં પણ જો ત્યાં સ્ત્રીનો અભાવ હોય, તો ગૃહસ્થ પુરુષ પોતાને ત્યાં આવ્યા ગયાનો સત્કાર કરી શકતો નથી અને એટલામાટે જ શાસ્ત્રમાં કહેલું છે કેઃ—

"न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते ।
गृहं तु गृहिणीहीनं कान्ताराद‌तिरिच्यते" ॥

અર્થાત્ "ગૃહ પોતે ગૃહ નહિ, પણ ગૃહિણી જ ગૃહ મનાય છે અને તેટલામાટે ગૃહિણી વિનાનું ગૃહ અરણ્ય કરતાં પણ અધમ હોય છે." આ કારણથી જ સ્ત્રીને 'ગૃહલક્ષ્મી'ની પદવી પ્રાપ્ત થયેલી છે.

ના શાપનો પણ ભોક્તા થાય છે." જે પુરુષ સ્ત્રીને (તેના કોઇ પણ પ્રકારના અક્ષમ્ય અપરાધ વિના) રોવડાવે છે તે રોનારી સ્ત્રીનાં આંસૂ સ્વર્ગના અગ્નિને તે રોવડાવનાર પુરુષના શિરપર ખેંચી લાવે છે અને તે અગ્નિ તે પુરુષને પ્રજાળી નાખે છે." "જે પુરુષ સ્ત્રીની આપત્તિઓને જોઇને હસે છે, તે પુરુષની પ્રાર્થનાઓનો પરમેશ્વર અસ્વીકાર કરે છે અને તેથી તે પુરુષનું અકલ્યાણ જ થાય છે." સ્ત્રીઓનાં સંગીતો પરમેશ્વરનાં શ્રવણોને અત્યંત પ્રિય લાગતાં હોવાથી જો પુરુષોની એવી ઇચ્છા હોય કે 'અમારી ઈશ્વરસ્તુતિ ઈશ્વરનાં શ્રવણો પર્યન્ત પહોંચવી જોઇએ,' તો તેમણે સ્ત્રીઓ વિના ઈશ્વરનાં ગુણગાન કદાપિ ગાવાં નહિ." "સ્ત્રીઓપર અત્યાચાર કરવા અને તેમની નિર્બળતાનો લાભ લઇને તેમને તેમની પૈતૃક સંપત્તિથી વંચિતા કરવી, એ પાપ સમાન અન્ય કોઈ પણ ભયાનક પાપ છે જ નહિ." "સ્ત્રી જ્યારે ગૃહની વ્યવસ્થા રાખ્યા કરે છે ત્યારે તેના સમક્ષ ગૃહરક્ષક દેવતાઓ પ્રસન્ન રહ્યા કરે છે. ક્ષેત્ર આદિના અન્ય કાર્યો સ્ત્રીના હસ્તથી કદાપિ કરાવવાં નહિ." "જે સગાંસંબંધીઓ કોઈ પણ માર્ગથી સ્ત્રીની અલંકાર આદિ સંપત્તિને પોતાના અધિકારમાં લઈ લે છે તે દુરાચારીઓનો અત્યંત ભયાનક નરકમાં અખંડ નિવાસ થાય છે." "સાધ્વી સ્ત્રીનો પતિ જેમ એક હોય છે તેમ જ સચ્ચરિત્ર પુરુષની પત્ની પણ એક જ હોય છે." ઇત્યાદિ.

જે પુણ્યભૂમિ ભારતવર્ષના અલૌકિક બુદ્ધિશાળી ધર્મશાસ્ત્રપ્રણેતાઓએ સ્ત્રીજાતિની મહત્તાનું આટલી સીમા પર્યન્ત પ્રતિપાદન કિંવા સમર્થન કરેલું છે; તે ભારતવર્ષમાં 'સ્ત્રીજાતિને અન્યાય જ અપાતો આવ્યો છે' એમ કહેવું તે એક પ્રકારની ભયાનક કૃતઘ્નતા અને ભારતીય પુરુષજાતિને અપાતો એક પ્રકારનો અનન્ય અન્યાય નથી કે શું? અમારો પોતાનો તો એવો દૃઢ નિશ્ચય છે કે ભારતવર્ષમાં સ્ત્રીજાતિનું જેટલું ગૌરવ કરાયલું છે, અને સ્ત્રીજાતિને જેટલું મહત્ત્વ અપાયલું છે તેથી શતાંશ પરિમાણમાં પણ અન્યદેશીય તથા અન્યધર્મીય સ્ત્રીઓને મહત્ત્વ અપાયલું નથી; કારણ કે હિન્દુધર્મની જ

મૂળ એવી ભાવના છે કે "બ્રહ્મા પોતાના શરીરના બે વિભાગ કરીને તેમાંના અર્ધ ભાગમાંથી પુરુષ તથા અર્ધ ભાગમાંથી નારીરૂપ થયા અને તેમણે સ્ત્રીમાંથી મૈથુનધર્મવડે વિરાટ્ પુરુષ–પ્રજાપતિ–ને ઉત્પન્ન કર્યો!" ('મનુસ્મૃતિ' અ. ૧ લો; શ્લો. ૩૨). આવી માન્યતા તથા શ્રદ્ધાના યોગે જ વૈદિક કાળમાં આર્યાવર્તમાં નારીજાતિનું એટલું બધું સન્માન કરાયલું જોવામાં આવે છે કે રોમશા, લોપામુદ્રા, અદિતિ, વિશ્વવારા, શાશ્વતી, ગાર્ગી, મૈત્રેયી, અપાલા અને ઘોષા આદિ નારીઓ મંત્રદષ્ટા ઋષિઓની સમાન પંક્તિમાં વિરાજેલી જ આપણા જોવામાં આવી શકે છે. ત્યાર પછી પૌરાણિક યુગમાં પણ આપણે ભારતવર્ષમાં નરજાતિ તથા નારીજાતિની એટલી જ સમાનતાને જોઈ શકીએ છીએ; કિંબહુના કેટલેક સ્થળે તો નારીજાતિને નરજાતિ કરતાં પણ અધિક મહત્તા અપાયલી આપણા જોવામાં આવી શકે છે. જેમણે 'રામાયણ'નું વાંચન કરેલું છે તેમને એ વાર્તાનું તો અવશ્ય સ્મરણ હોવું જ જોઇએ કે પ્રાતઃસ્મરણીયા સીતાદેવીનું ચારિત્ર્ય કેટલી સીમાપર્યન્ત આદર્શ હતું; અર્થાત્ સીતા એક આદર્શ પત્ની હતી, આદર્શ માતા હતી અને આદર્શ મહિષી હતી; માત્ર એટલું જ નહિ, પણ તે પવિત્રતા, પાતિવ્રત્ય અને પ્રેમની સાક્ષાત્ અથવા સજીવન પ્રતિમા હતી તથા આધ્યાત્મિકતાનો અવતાર હતી અને એટલામાટે જ અદ્યાપિ તે ભારતવર્ષનાં સર્વ જાતિનાં તથા સર્વ ધર્મોનાં સ્ત્રી પુરુષોના હૃદયમાં આદર્શ સ્ત્રીત્વના એક સર્વાંગપરિપૂર્ણ સ્વરૂપ તરીકે વર્તમાન જોવામાં આવ્યા કરે છે. સારાંશ કે, વિશ્વના સમસ્ત ધાર્મિક ઇતિહાસમાં અન્યત્ર કયાંય પણ દ્વિતીય સીતા મળી શકે તેમ છે જ નહિ; કારણ કે, સીતાદેવીનું જીવન એકમેવાદ્વિતીય તથા અલૌકિક અનુપમ હતું અને એ જ કારણથી ભારતવર્ષમાં અત્યારે પણ સીતાદેવી સર્વત્ર ઇશ્વરના એક પૂર્ણાંશ અવતાર તરીકે પૂજાય છે. તાત્પર્ય કે, સમસ્ત વિશ્વમાં કેવળ ભારતવર્ષ જ એક એવો દેશ છે કે જે દેશમાં "ઇશ્વર જેમ પુરુષના અવતારમાં પ્રકટ થાય છે તેમ જ સ્ત્રીના

અવતારમાં પણ પ્રકટ થાય છે" એવી દૃઢતમ શ્રદ્ધા વિસ્તરેલી છે. અન્ય કોઇ પણ દેશ અથવા અન્ય કોઈ પણ ધર્મમાં નારીજાતિને ઇશ્વરત્વ અર્પાયલું નથી અને એનું સર્વથી પ્રત્યક્ષ પ્રમાણ તો એ છે કે અદ્યાપિ ભારતવર્ષનાં ભિન્ન ભિન્ન ધર્મના અનુયાયીઓ ઇશ્વરના કેવળ પુરુષસ્વરૂપની જ પૂજા નથી કરતાં કિન્તુ તેની સાથે તેના અર્ધાંગ સ્ત્રીસ્વરૂપની પણ સમાન ભાવથી પૂજા તથા ઉપાસના કરતાં રહે છે. ઉદાહરણ તરીકે, દેવમંદિરોમાં શ્રી રામચંદ્ર સાથે સીતાદેવી પણ પુજાય છે; શ્રીકૃષ્ણચંદ્ર સાથે કોઇ સ્થાનમાં તેમની કાંતા રાધારાણી તો કોઈ સ્થાનમાં તેમની પત્ની રુકિમણી પણ પૂજાય છે; જગન્નાથપુરીમાં શ્રીકૃષ્ણ સાથે તેમની ભગિની સુભદ્રા દેવી પણ પુજાય છે અને તે ઉપરાંત પાર્વતી, કાત્યાયની કાલી, ભદ્રકાલી, વ્યાઘ્રેશ્વરી, અંબાજી, બહુચરાજી, કામાક્ષી તથા મીનાક્ષી આદિ ઇશ્વરનાં સ્વતંત્ર નારીસ્વરૂપોની પણ આર્યાવર્તમાં સર્વત્ર એકનિષ્ઠાથી પૂજા તથા અર્ચના થતી દેખાય છે, એટલે એ આર્યપ્રજા અથવા હિન્દુપ્રજાના હસ્તથી થતા નારીજાતિના અલૌકિક ગૌરવને દર્શાવનારી ઘટના નથી કે શું? અવશ્ય છે.

સ્ત્રીજાતિ વિષયક સન્માન તથા પૂજ્ય ભાવનો અત્યંત અશિક્ષિત તથા મૂર્ખની પંક્તિમાં ગણાતા પુરુષોના અંતઃકરણમાં પણ કેટલી સીમા પર્યન્ત નિવાસ હોય છે એ એક નિરંતર પ્રચલિત સાધારણ ઘટનાથી પણ આપણા જોવા તથા જાણવામાં આવી શકે છે. આ સંસારમાં સર્વ મનુષ્યોને વાદવિવાદ, મતભેદ તથા વિગ્રહ આદિના પ્રસંગો ન્યૂન અધિક પરિમાણમાં પ્રાપ્ત થતાં જ રહે છે અને એવા કોઇ પ્રસંગે જો વિગ્રહ વધી જાય છે તો ગાળાગાળી અને મારામારી પણ થાય છે. આવા પ્રસંગે જો એક મનુષ્ય પોતાના પ્રતિપક્ષી મનુષ્યને મૂર્ખ, ગધેડો, બાયલો, નમાલો અને કંગાલ આદિ હીનતાદર્શક વિશેષણોથી સંબોધે છે, તો ત્યાં સૂધી પ્રતિપક્ષી શાંત સ્વભાવનો હોય તો તે એ શબ્દોને સહન કરી જાય છે; પરંતુ જો તે મનુષ્ય મા કે બહેન સામી ગાળ ભાંડે છે, તો તે ગાળ તેનાથી

સહી શકાતી નથી અને તેનું પરિણામ એ થાય છે કે જો પ્રતિપક્ષી નિર્બળ હોય છે તો એમ કહે છે કે: "ભાઈ, મને ગધેડો, મૂર્ખો કે ગમે તે કહે અને જો તારી ઇચ્છા હોય તો મને બે તમાચા પણ મારી લે; પણ મારી **મા બહેનને ઉદ્દેશીને ગાળો ભાંડવાનું બંધ રાખ !"** અને જો પ્રતિપક્ષી સબળ હોય છે, તો **મા બહેન સામી ગાળ ભાંડનારને માર્યા વિના શાંત નથી થતો;** માત્ર એટલું જ નહિ, પણ કેટલીક વાર તો મા બહેન સામી ગાળ ભાંડનારનાં ખૂન પણ થઈ જાય છે, એ વાર્તા સર્વવિશ્રુત હોવાથી એને પ્રમાણોવડે સિદ્ધ કરી બતાવવાની આવશ્યકતા છે જ નહિ. મા બહેન સામી ગાળ એક અલ્પવયસ્ક તથા અશક્ત બાળક પણ સાંખી શકતો નથી; તો પછી તરુણ અથવા પ્રૌઢ તો ક્યાંથી જ સાંખી શકે વારુ ? આ અસહનશીલતા અથવા અસહિષ્ણુતામાં નારીજાતિ વિષયક પૂજ્યભાવ વિના અન્ય કોઇ પણ તત્ત્વ રહેલું છે ખરું કે ? વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં, એટલે કે આબાલવૃદ્ધ પુરુષોના અંતઃકરણમાં સ્ત્રીજાતિવિષયક આવો અલૌકિક પૂજ્યભાવ નિરંતર વસી રહેલો હોવા છતાં ભારતવર્ષના પુરુષોએ નારીજાતિને નીચ માની છે, અન્યાય આપ્યો છે અને હિન્દુસમાજમાં નારીની પદવી પશુ કરતાં પણ નીચી છે એવા પ્રકારનો આક્ષેપ જો કોઇ પણ મનુષ્ય હિન્દુસમાજ ઉપર કરે, તો તે પોતે જ નીચ, ભ્રમિષ્ઠ તથા પાગલ છે એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ.

**નારીજાતિના ગૌરવને દર્શાવનારી લોકોક્તિઓ**

નારીજાતિની નરજાતિ કરતાં પણ અધિક મહત્તાને દર્શાવનારી આપણી ગુજરાતી ભાષામાં જે કેટલીક કહેવતો પ્રચલિત છે તે આ પ્રમાણેઃ-(૧) 'ગોળ વગરનો કંસાર અને સ્ત્રી વગરનો સંસાર; (૨) 'ગોળ વિના મોળો કંસાર, માતા વિણ સૂનો સંસાર; (૩) 'માડી જુએ આવતો ને લાડી જુએ લાવતો; (આ કહેવતમાં પત્ની કરતાં માતાના

પ્રેમની વિશેષતા દર્શાવવામાં આવી છે). (૪) મા તે મા ને બીજા વગડાના વા; (૫) મા તે માયો ને બાપ તે ખાટલાનો પાયો!; (આ કહેવતમાં સ્પષ્ટતાથી પિતા કરતાં માતાના સ્નેહની મહત્તા અધિક દર્શાવાયલી છે). (૬) "માની ગાળ ને ઘીની નાળ!" (૭) "દીકરી વગરના દેશ સૂના." અને (૮) "રાજાના મહાલય પણ રાણી વિના ન શોભે." અર્થાત્ નારીજાતિના ગૌરવને અત્યંત સ્પષ્ટ ભાવથી દર્શાવનારી આવી અનેક કહેવતો પ્રતિ જાણે કે અજાણે દુર્લક્ષ કરી કેવળ "જોરૂ, જમીન ને જર; એ ત્રણ કંકાસનાં ઘર." એ એક જ કહેવતને તેના સત્ય રહસ્યને જાણ્યા વિના જ આગળ ધરવી અને 'આવી કહેવતોથી પુરુષો સ્ત્રીજાતિને ભયાનક અન્યાય આપે છે' એવું વિધાન કરવાને તત્પર થઇ જવું એ તો બાલિશતાની પરિસીમા થયેલી જ કહી શકાય; કારણ કે, "જોરૂ, જમીન ને જર; એ ત્રણ કંકાસનાં ઘર" એ કહેવતમાં પણ જો સૂક્ષ્મતાથી જોવામાં આવે, તો સ્ત્રીજાતિની અધમતા નહિ, કિન્તુ ઉત્કૃષ્ટતા જ વર્ણવાયલી છે અને તે આવી રીતે: આ સંસારમાં જેમના યોગે પુરુષજાતિને આધ્યાત્મિક તથા આધિભૌતિક સર્વ સુખોની પ્રાપ્તિ થાય છે તે વસ્તુઓ સ્ત્રી, ભૂમિ તથા ધનસંપત્તિ જ છે. સ્ત્રીના સંયોગથી પુરુષને ઉત્તમ રતિસુખસાથે પુત્ર પુત્રી આદિ સંતતિની પણ પ્રાપ્તિ થાય છે અને તેથી સ્ત્રીજાતિ વંશરક્ષાનું મુખ્ય સાધન મનાય છે; અર્થાત્ જેનાપર વંશની શુદ્ધતાનો સર્વસ્વ આધાર રહેલો હોય તેવી જે સ્ત્રી તે સ્ત્રીનો જો કોઇ અન્ય પુરુષ અપહાર કરે અથવા તો તેનામાં વિકૃત દૃષ્ટિ રાખે, તો તેના પરિણામે વિગ્રહ થાય એ સર્વથા સ્વાભાવિક જ છે. અન્ન આદિ જીવનનિર્વાહક સર્વ સાધનો ભૂમિમાંથી ઉત્પન્ન થતાં હોવાથી જો કોઇ એક પુરુષની ભૂમિને હરી લેવાનો અન્ય પુરુષ પ્રયત્ન કરે તો તેના પરિણામે પણ અવશ્ય વિગ્રહ થાય છે અને જો કોઇ પુરુષ અન્ય મનુષ્યની ધનસંપત્તિના અપહારની ચેષ્ટા કરે છે, તો તેના પરિણામે પણ વિગ્રહ થયા વિના રહેતો નથી; સારાંશ કે, વનિતા,

વસુંધરા અને વસુ એ ત્રણુ પદાર્થોનો અપહાર નિરંતર ક્લેશ કરાવનાર હોવાથી કોઈ પણ મનુષ્યે કોઈ અન્ય મનુષ્યના એ ત્રણુ પદાર્થોનો અપહાર ન કરવો એવો એ કહેવતમાં ગર્ભિત તથા ઉત્તમ ઉપદેશ સમાયલો છે. એ કહેવતમાં 'જોરુ' એટલે કે 'પત્ની' શબ્દને જે પ્રથમ સ્થાન અપાયલું છે તે ભૂમિ તથા ધનસંપત્તિ કરતાં 'પત્ની'ની વિશેષ મહત્તાને દર્શાવનારું છે; કારણુ કે, ઘણીક વાર ભૂમિ તથા ધનસંપત્તિની હાનિને પુરુષ સહન કરી શકે છે, પરંતુ સ્ત્રીની પ્રતિષ્ઠાની હાનિને કોઇ પણુ પુરુષ સહન કરી શકતો નથી અને તેથી સ્ત્રીપ્રતિષ્ઠાની હાનિના પ્રસંગે બહુધા રક્તવાહક તથા પ્રાણુઘાતક વિગ્રહો ઉપસ્થિત થઇ જાય છે. નીતિશાસ્ત્રવેત્તાઓનો પણુ એ જ ઉપદેશ છે કે "आपदर्थे धनं रक्षेद्दारान् रक्षेद्धनैरपि એટલે કે; 'આપત્તિના પ્રસંગમાટે ધનનું રક્ષણુ કરવું અને ધનની હાનિ થતી હોય તો તે હાનિને સહન કરીને પણુ સ્ત્રીની રક્ષા કરવી." અર્થાત્ આમાં પણુ ધન કરતાં સ્ત્રી જાતિની અધિક મહત્તા દર્શાવાયલી છે અને એ જ તત્ત્વ ઉપર્યુક્ત કહેવતમાં પણુ સમાયલું છે. જો ઉપર્યુક્ત કહેવતનો જોરુ, જમીન ને જર એ ત્રણુ કંકાસનાં ઘર હોવાથી એ ત્રણુ વસ્તુઓનો સર્વથા ત્યાગ કરી દેવો એવો જ અર્થ થતો હોય, તો એ ત્રણુ વસ્તુઓને સર્વથા ત્યજી દેવાથી કોઈ પણુ પુરુષ એક નિમેષમાત્રનેમાટે પણુ આ સંસારમાં પોતાના જીવન કિંવા અસ્તિત્વને ટકાવી શકે તેમ છે ખરું કે? અમો નથી ધારતા કે આ પ્રશ્નનું ઉત્તર 'હા'માં આપી શકાય અને આ પ્રશ્નનું ઉત્તર 'હા'માં ન આપી શકાય, તો પછી એ કહેવત સ્ત્રીની અધમતા દર્શાવનારી છે એ વાદ પોતાની મેળે જ અયથાર્થ સિદ્ધ થતો હોવાથી એના અધિક વિવરણુની આવશ્યકતાનો પણુ પોતાની મેળે જ અંત આવી જાય છે.

એક મનુષ્યે વળી એવી શંકા દર્શાવી હતી કે "આર્ય પુરુષોએ સ્ત્રીજાતિની નિંદા કરવામાં સીમાનું એટલું બધું ઉલ્લંઘન કરેલું છે કે ન પૂછો વાત. જૂઓ આ પ્રમાણુ;–

"दर्शनाद्ग्रसते चित्तं स्पर्शनाद्ग्रसते धनम् ।
संगमाद्ग्रसते सत्त्वं नारी प्रत्यक्षराक्षसी" ॥

'અર્થાત્ દર્શનથી ચિત્તને, સ્પર્શથી ધનને અને સંયોગથી સત્ત્વ-વીર્ય-ને ગ્રસી લેનારી હોવાથી નારી પ્રત્યક્ષ રાક્ષસી છે.' આનાથી વિશેષ નારીજાતિની અન્ય શી નિંદા હોઇ શકે વારુ?; કારણ કે, નારી પ્રત્યક્ષ રાક્ષસી હોવાથી તેનો ત્યાગ કરવો એવો જ આ શ્લોકનો આશય છે, તો શું નારીને ત્યજી દેવાથી સૃષ્ટિના ક્રમને અવિચલ રાખી શકાશે?" પરંતુ વસ્તુતઃ આ શ્લોક પરનારી અથવા વેશ્યાની ત્યાજ્યતાને દર્શાવવામાટે જ લખાયલો છે; કારણ કે, જો પરનારી અથવા વારનારી રૂપસુંદરી હોય છે તો તે દર્શનમાત્રથી પુરુષના ચિત્તને હરી લે છે; ત્યાર પછી પુરુષ તેના જાળમાં સપડાતાં તે પુરુષના ધનને ગ્રસવા એટલે કે હરવા માંડે છે (ધનહરણની ક્રિયા કુલકામિની–પત્ની–માં સંભવતી નથી, એ સ્પષ્ટ છે); અને સંગમ થયા પછી તે પુરુષના સત્ત્વ–વીર્યને–શોષી લે છે; કારણ કે, પરનારી અથવા વારનારી દ્વારા શોષાયલા વીર્યથી પ્રજોત્પત્તિ થતી નથી અને થાય છે તો વર્ણસંકર પ્રજા થવાથી પુરુષમાટે નિરુપયોગિની થઇ પડનારી હોય છે અને તેથી પરનારી કિંવા વારનારી દ્વારા શોષાયલું વીર્ય વ્યર્થ ગયેલું મનાય છે. એથી વિરુદ્ધ કુલકામિની અથવા સહધર્મિણી દ્વારા શોષાયલા વીર્યનો કુલીન પ્રજાની ઉત્પત્તિમાં સદુપયોગ થતો હોવાથી તેના વિષયમાં 'તે સંયોગથી પુરુષના વીર્યને હરી લે છે,' એવો પ્રવાદ સંભવતો જ નથી અને એટલામાટે કુલકામિની કિંવા સહધર્મિણી નારી નહિ, કિન્તુ પરનારી અથવા વારનારી જ પ્રત્યક્ષ રાક્ષસી છે, એવા જ અર્થને અહીં સ્વીકારવાનો છે. આ શ્લોકમાં વ્યભિચારનો જ નિષેધ છે; પરંતુ એના માર્મિક અર્થને ન સમજી શકવાથી જ આજકાલના પંડિતંમન્ય સમાજસુધારકોએ એને સમસ્ત સ્ત્રીજાતિની નિંદાનો શ્લોક માની લીધો છે. અહીં કદાચિત્ એવી શંકા ઉદ્ભવવાનો સંભવ છે કેઃ 'જો આ શ્લોકમાં

વ્યભિચારની નિંદાનો જ આશય રહેલો હોય, તો 'વેશ્યા' શબ્દ કેમ નથી યોજાયો અને સામાન્ય સ્ત્રીજાતિવાચક 'નારી' શબ્દની જ યોજના એમાં શા કારણથી કરાયલી છે?' તો એનું ઉત્તર એ છે કે પરનારી અને વારનારી એટલે કે વેશ્યા વચ્ચે મહદંતર રહેલો હોવાથી તે ઉભયના અર્થને દર્શાવવામાટે સામાન્ય સ્ત્રીજાતિવાચક 'નારી' શબ્દની જ યોજના કરાયલી છે; કારણ કે, અન્ય પરિસ્થિતિ એ 'નારી' શબ્દને પરનારી તેમ જ વેશ્યાના અર્થમાં દર્શાવનારી હોવાથી એ શબ્દની કુલકામિનીના અર્થમાં અતિવ્યાપ્તિ થવાનો સંભવ છે જ નહિ. ઘણીક વાર લેખનમાં આવા સામાન્ય શબ્દોના પ્રયોગો કરાય છે; પરંતુ પરિસ્થિતિ કિંવા પ્રસંગની વિશિષ્ટતા અનુસાર તેમના વિશિષ્ટ અર્થને જ સ્વીકારવામાં આવે છે. આર્યાવર્તની અબળાઓ પૂર્વકાળમાં પોતાના અનેક અલૌકિક સદ્‌ગુણોના યોગે પોતાને દેવી તરીકે સિદ્ધ કરી ચૂકી છે અને તેના પરિણામે તેમને હિંદુધર્મમાં તથા હિંદુસમાજમાં દેવી, ગૃહલક્ષ્મી, સહધર્મિણી, પ્રાણેશ્વરી, ભદ્રા તથા કલ્યાણી આદિ બહુમાનદર્શક પદવીથી વિભૂષિતા કરીને નારીઓના સંબંધમાં આપણા પૂર્વજોએ

" अमृतस्येव कुंडानि रत्नानामिवराशय: ।
रतेरिव निधानानि निर्मिता केन योषित: ! " ॥

અર્થાત્ " જે સ્ત્રીઓ અમૃતના કુંડો સમાન છે, રત્નોના રાશિયો જેવી છે અને પ્રેમના ભંડારો સદૃશ છે, તે યોષિતાઓ—સ્ત્રીઓ—કોના વડે નિર્માયલી છે વારુ?" આવા પ્રકારના સ્ત્રીપ્રશંસાત્મક અનેકાનેક ઉદ્‌ગારો કાઢેલા છે, પોતાની વાણીને કૃતાર્થ કરી છે અને નારીજાતિ વિષયક પોતાની કૃતજ્ઞતાને પર્યાપ્ત પરિમાણમાં દર્શાવી દીધી છે; તેમ જ ભારતવર્ષના જે પુરુષો પોતે અગાધ પરિશ્રમ કરી નિરંતર સ્ત્રીજાતિનું યથોચિત લાલનપાલન તથા ભરણપોષણ કરતા આવ્યા છે; જે ભારતીય આર્યોએ સ્ત્રીજાતિની પ્રતિષ્ઠાના રક્ષણમાટે અનેક વાર યુદ્ધયજ્ઞમાં પોતાના પ્રાણોની આહુતિ આનન્દપૂર્વક આપી

દીધી છે અને પોતાના નામથી પૂર્વે સ્ત્રીના નામોચ્ચારની વ્યવસ્થા કરેલી છે તે ભારતીય પુરુષો પવિત્ર નારીજાતિને કદાપિ કોઇ પણ પ્રકારનો અન્યાય આપે એ સર્વથા અશકય તથા અસંભવનીય હોવાથી જો આજકાલનાં કેટલાંક સમાજસંસ્કારવાદી અથવા સુધારણાવાદી સ્ત્રીપુરુષો ભારતીય શાસ્ત્રકારો તથા અન્યાન્ય પુરુષોને નારીજાતિના દ્રોહી તથા કૃતઘ્ન માનતા હોય, તો તેઓ એ માન્યતાથી ભારતીય નારીપૂજક પુરુષસંઘનો પોતે જ અક્ષમ્ય દ્રોહ કરીને પોતાની કૃતઘ્નતાને દર્શાવી રહ્યાં છે એમ અમારે પણ અત્યારે નિરુપાય થઇને કહેવું પડે છે. આ નગ્ન સત્ય હોવાથી કદાચિત્ સમાજસંસ્કારકવાદીઓને ન પણ રુચે; પરંતુ સત્ય અંતે સત્ય જ સિદ્ધ થવાનું છે એટલે અમારે સત્યવાદ કરવો જ પડે છે.

**(એ) વધૂ તથા વરનાં ગોત્ર તથા પ્રવર એક ન હોવાં જોઇએ**

હવે વધૂ તથા વરનાં ગોત્ર તથા પ્રવર એક ન હોવાં જોઇએ એ વિષયનો આપણે વિચાર કરવાનો છે. હિન્દુ-ધર્મશાસ્ત્રોમાં વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, અત્રિ, વશિષ્ઠ, કશ્યપ, તથા અગસ્ત્ય એ આઠ ઋષિયોના પુત્ર, પૌત્ર તથા પ્રપૌત્ર આદિને મૂલ ગોત્રોના પ્રવર્તક માનવાનું સામાન્યતઃ કહીને પોતાને કેવળ ભૃગુગણ અથવા અંગિરોગણના તરીકે ઓળખાવનાર યાસ્ક, હરિત ઇત્યાદિકોની પણ ગોત્રપ્રવર્તક ઋષિયોમાં ગણના કરી લેવામાં આવી છે. એવી રીતે ગોત્રોની સંખ્યા કાંઇક અનિયમિત થઇ ગયેલી હોવા છતાં તેમનામાં વિશેષ પ્રમુખતા પામેલા ઋષિયો ૪૯ છે અને તેઓ 'પ્રવર' સંજ્ઞાથી ઓળખાય છે. ગોત્ર તથા પ્રવરની વ્યવસ્થા કેવળ બ્રાહ્મણવર્ણ પૂરતી હોઇને તે વર્ણ-માંના જે ઋષિ અથવા બ્રાહ્મણના પૌરોહિત્યને ક્ષત્રિય તથા વૈશ્ય એ બે વર્ણોએ સ્વીકારેલું હોય તે ઋષિ અથવા બ્રાહ્મણનાં ગોત્ર તથા પ્રવર તે ક્ષત્રિય તથા વૈશ્યનાં પણ ગોત્ર તથા પ્રવર માનવામાં આવે છે. એ પદ્ધતિનો પ્રથમ કેવી રીતે અને શા કારણથી આરંભ થયો

હતો એના વિવરણની અત્યારના પ્રસંગે વિશેષ આવશ્યકતા નથી. બ્રાહ્મણોમાં પ્રવરના સંબંધમાં એકપ્રવરી, દ્વિપ્રવરી, ત્રિપ્રવરી અને પંચપ્રવરી એવી રીતે ભિન્ન ભિન્ન ભેદો હોઇને પ્રત્યેક ગોત્રનો મનુષ્ય પ્રવરોની દૃષ્ટિથી પોતાની ગણના એ ચાર ભેદોમાંના કોઇ પણ એક ભેદમાં કરતો હોય છે. કવચિત્ પ્રસંગે ગોત્રો ભિન્ન ભિન્ન હોવા છતાં તેમનાં પ્રવર સમાન હોય છે અથવા તો પ્રવર ભિન્ન ભિન્ન હોવા છતાં ગોત્ર એક જ હોય છે, એવાં ઉદાહરણો પણ જોવામાં આવ્યા કરે છે. એ ગમે તેમ હોય, પરંતુ વિવાહ કરનારાં વધૂ તથા વરનાં તેમના વિવાહની વાર્તા નિશ્ચિત થતી વેળાયે ગોત્ર તથા પ્રવર ભિન્ન હોવાં જ જોઇએ એવી સનાતનવૈદિકધર્મશાસ્ત્રે મર્યાદા કરી દીધી છે. અંગ્રેજીમાં જેને Consanguinity અથવા 'એકરક્તસંબંધ' કહેવામાં આવે છે તેનો અર્થ અને આપણા ધર્મશાસ્ત્રમાંના 'સપિંડ' શબ્દનો અર્થ એક જ છે. 'સપિંડ' શબ્દના અતિવિસ્તીર્ણ અર્થને સ્વીકારવામાં આવે તો કોઇ પણ સ્ત્રીપુરુષનો વિવાહસંબંધ થઇ શકે તેમ ન હોવાથી પૂર્વે જણાવ્યા પ્રમાણે માતૃપક્ષની પાંચમી પેઢી તથા પિતૃપક્ષની સાતમી પેઢી પછી સ્ત્રીપુરુષના લગ્નસંબંધની આજ્ઞા આપીને શાસ્ત્રવચનથી તે વિસ્તીર્ણ અર્થનો સંકોચ કરવામાં આવ્યો છે; પરંતુ ગોત્ર તથા પ્રવરની ભિન્નતાના નિયમથી પુનરપિ તે સંકોચના સ્વરૂપનું પરિવર્તન થતાં ગોત્ર તથા પ્રવરના રૂપે વિવાહસંબંધ થવાની સરલતામાં પુનરપિ કઠિનતા આવી પડી છે એ સ્પષ્ટ હોવાથી એના અધિક વિવેચનની આવશ્યકતા નથી. છતાં એટલું તો કહેવું જ જોઇએ કે માતૃપક્ષની પાંચ પેઢી તથા પિતૃપક્ષની સાત પેઢી પછી ગોત્ર તથા પ્રવરની ભિન્નતા કદાચિત્ ન હોય, તો પણ ઉપર્યુક્ત શાસ્ત્રાજ્ઞા અનુસાર સ્ત્રીપુરુષનો વિવાહસંબંધ કરવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. સપિંડ અથવા એકરક્ત સ્ત્રીપુરુષોનો શરીરસંબંધ વિજ્ઞાનની દૃષ્ટિથી પણ અત્યંત અપાયકારક હોવાથી અને એવા સપિંડ શરીરસંબંધથી ભાવિ પ્રજામાં અનેક પ્રકારના કષ્ટસાધ્ય તથા અસાધ્ય રોગોના ઉદ્ભવનો

સંપૂર્ણ સંભવ હોવાથી જે દેશમાં અત્યાર સુધી પણ કાકાનાં પુત્ર તથા પુત્રી, મામા ફૂઇનાં પુત્ર તથા પુત્રી તેમ જ માસીનાં પુત્રપુત્રીના લગ્નસંબંધ થવાની પદ્ધતિ પ્રચલિત છે તે પાશ્ચાત્ય દેશના શારીરિક શાસ્ત્રવેત્તાઓ પણ એ સંબંધને નિષિદ્ધ દર્શાવાને લોકોને એકરક્ત શારીરિક સંબંધ અથવા વિવાહ ન કરવાનો દિવારાત્ર ઉપદેશ આપી રહ્યા છે. અંગ્રેજી ભાષામાં એ વિષયના અનેક ગ્રંથો લખાયા છે તેમાનાં J. F. Nisbet કૃત "Marriage and Heredity" નામક એક લઘુ ગ્રંથને લક્ષપૂર્વક વાંચવાની અમો અમારાં આંગ્લભાષાભિજ્ઞ પાઠકો તથા પાઠિકાઓને ખાસ ભલામણ કરીએ છીએ; કારણકે, અત્યારના પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રભાવથી હિન્દુસમાજનાં કેટલાંક સુશિક્ષિત યુવકયુવતીઓ કેવળ પોતાના હૃદયાકર્ષણ અથવા યૌવનજન્ય ક્ષણિક વિકારને મહત્ત્વ આપીન સપિંડ શરીરસંબંધ અથવા એકરક્ત શરીરસંબંધની નિષિદ્ધતાઓની ઉપેક્ષા કરીને પરસ્પર શરીરસંબંધ કરવા માંડ્યાં છે. આવી ઘટનાઓ યદ્યપિ અત્યાર સુધીમાં આંગળીના ટેરવાપર ગણી શકાય તેટલી જ ઘટેલી અમારા જાણવામાં આવી છે; તથાપિ એક ચિંગારી જ ભયંકર અગ્નિને પ્રકટાવી દે છે એ ન્યાય અનુસાર આવા સંબંધોના આધક પ્રચારને આટલેથી જ અટકાવી દેવામાટે એ વિષય અથવા શરીરસંબંધને સપ્રમાણ નિષિદ્ધ સિદ્ધ કરી બતાવનારાં વૈજ્ઞાનિક પુસ્તકોને સુશિક્ષિત હિન્દુ યુવકયુવતીસમાજમાં પ્રચારવાની હવે તો અનિવાર્ય આવશ્યકતા જણાય છે.

**'કામશાસ્ત્ર' અનુસાર વધૂની પરીક્ષા**

'કામશાસ્ત્ર' વિષયક સંસ્કૃત ભાષામાં અનેક ગ્રંથો રચાયલા છે અને તેમાં સ્ત્રી તથા પુરુષની તેમની શારીરિક રચના, તેમનાં બાહ્યાભ્યંતર લક્ષણો તથા ગુણ સ્વભાવ અનુસાર એક બીજાથી સર્વથા ભિન્ન ચચ્ચાર જાતિઓ વર્ણવાયલી છે અને અમુક જાતિની સ્ત્રી તથા અમુક જાતિના પુરુષનો શરીરસંબંધ થાય તો જ તે લગ્ન સફળ થવાનો અને પ્રતિકૂલ જાતિઓનો લગ્ન-

સમ્બન્ધ નિષ્ફળ થવાનો સંભવ છે એમ સ્પષ્ટ દર્શાવવામાં આવ્યું છે. 'કામશાસ્ત્ર' અનુસાર સ્ત્રીની જે ચાર જાતિઓ માનવામાં આવી છે તે અનુક્રમે (૧) પદ્મિની, (૨) ચિત્રિણી, (૩) શંખિની તથા (૪) હસ્તિની છે.* અર્થાત્ 'કામશાસ્ત્ર' અનુસાર પણ વધૂની પરીક્ષા કરી લેવી એ બહુ જ ઉત્તમ માર્ગ છે અને એ વિષયની મહત્તાને હવે યૂરોપીય દંપતીશાસ્ત્રવેત્તાઓ પણ સ્વીકારવા લાગ્યાં છે; માત્ર એટલું જ નહિ, પણ તેઓ ભારતીય 'કામશાસ્ત્ર' વિષયક ગ્રન્થકારોના દંપતીશાસ્ત્ર વિષયક અગાધ નૈપુણ્યને જોઇને આશ્ચર્યમુગ્ધ થઇ ગયા છે અને તેથી તેમણે સંસ્કૃત ભાષામાં લખાયલા 'કામશાસ્ત્ર' વિષયક ગ્રન્થોના પોતાની ઇંગ્લિશ, ફ્રેંચ તથા જર્મન આદિ ભાષાઓમાં અનુવાદ કરીને પ્રકાશિત કરવા માંડ્યા છે. એવા ચાર કે પાંચ ગ્રન્થોના અંગ્રેજી અનુવાદો અત્યારે અમારા ગ્રન્થાલયમાં વિદ્યમાન્ છે. અસ્તુ.

**પદ્મિની**

જે સ્ત્રી બહુ ઊંચી પણ ન હોય અને બહુ નીચી પણ ન હોય; અર્થાત્ મધ્યમ આકારની હોય; જેનાં લોચનો કમળ સમાન પ્રફુલ્લ હોય, જેની નાસિકાનાં છિદ્રો નાનાં હોય, જેનાં સ્તનો પુષ્ટ તથા ઉન્નત હોય, જેના શિરનો કેશકલાપ ગોઠણ સુધી લંબાયલો હોય, જેના શરીર તથા જનનેન્દ્રિયમાં કમળ સમાન સુગંધ વ્યાપેલો હોય, જેના સર્વ અવયવો સુકોમળ તથા ઘાટીલા હોય, જેનું મુખમંડળ ચંદ્ર સમાન ગોળ તથા મનોહારક હોય; જેની વાણી મધુરી તથા મનોહારિણી હોય, જેનો સ્વભાવ સુશીલ હોય, જેની નૃત્ય તથા સંગીતકલામાં

---

* કેટલાક ગ્રન્થોમાં હસ્તિનીને તૃતીય જાતિ તરીકે તથા શંખિનીને ચતુર્થ જાતિ તરીકે વર્ણવેલી છે; અને 'કાશીખંડ' નામક ગ્રન્થમાં કાર્તિક સ્વામી તથા હારિત ઋષિના સંવાદરૂપે વર્ણવાયલા એ વિષયમાં સ્ત્રીઓની (૧) પદ્મિની, (૨) હરિણી, (૩) હસ્તિની, (૪) ચિત્રિણી, (૫) વડવા તથા (૬) શંખિની એવી રીતે છ જાતિઓ દર્શાવવામાં આવી છે. આમાં વળી ચિત્રિણીને હસ્તિની પછી મૂકવામાં આવી છે અને અંતિમ જાતિ શંખિની છે. અમોએ સર્વમાન્ય અનુક્રમને સ્વીકારીને ચાર જાતિઓનું જ વર્ણન કરેલું છે.

“હિન્દુ ગૌરવ ગ્રંથમાળા”ના સ્થાયી ગ્રાહકોને એક અલભ્ય લાભ

“ગુજરાતી” પત્રમાં આજે લગભગ ચાર વર્ષથી ધારાવાહિક રૂપે
પ્રકટ થતી અને અતિશય લોકાદરને પાત્ર થયેલી, રસઝરતી,
મનોવેધક તથા હૃદયદ્રાવક પ્રચંડ સામાજિક નવલકથા

# વીસમી સદીની વસન્તસેના

અથવા

## એક વિલક્ષણ વારાંગનાની વીરગર્જના

રા. ઠક્કુર નારાયણની લલિત લેખિનીથી લખાયલી છે અને આજે ચાર ચાર વર્ષથી પાઠકો તથા પાઠિકાઓનાં હૃદયોને અખંડ આકર્ષી રહી છે એ વાર્તા સર્વવિશ્રુત હોવાથી એના પુનરુલ્લેખની આવશ્યકતા છે જ નહિ. આ નવલકથા “હિન્દુગૌરવ ગ્રંથમાળા”ના સ્થાયી ગ્રાહકોને નામમાત્રના મૂલ્યથી મળી શકે એટલામાટે એ નવલકથાને “હિન્દુ ગૌરવ ગ્રંથમાળા”નાં ત્રણ ત્રણ સોથી સાડા ત્રણ ત્રણ સો પૃષ્ઠોનાં એકંદર ચાર પુસ્તકો (ભાગો)માં પ્રકટ કરવાનો પ્રબંધ કરવામાં આવ્યો છે. એનો પ્રથમ ભાગ મુદ્રણાલયમાં છાપવામાટે આપી દેવામાં આવ્યો છે અને તે બે મહિના જેટલા સમયમાં પ્રકાશનમાટે તૈયાર થઇ જશે. “સૌભાગ્ય-રાત્રિ”નો દ્વિતીય ખંડ પણ છપાય છે એટલે એ બન્ને ગ્રંથો “હિન્દુગૌરવ ગ્રંથમાળા”ના સ્થાયી ગ્રાહકોને સાથેજ વી. પી. થી મોકલવામાં આવશે કે જેથી તેમને ચોખ્ખા ચાર આના ટપાલ ખર્ચમાંથી બચી જાય અને બે વી. પી. ને બદલે એક જ વી. પી. થી કામ પતી જાય.

## હિરણ્યગર્ભ હિન્દુ

અથવા

### યશસ્વિની હિન્દુજાતિના દિવ્ય ગૌરવનો ઇતિહાસ

આ ગ્રંથ પણ છપાય છે અને તેથી ત્રણેક મહિનામાં તૈયાર થઇ જશે. આ ગ્રંથ પણ સ્થાયી ગ્રાહકોને અવશ્ય અપાશે એવી સ્થાયી ગ્રાહકોને ખાત્રી આપવામાં આવે છે.

વ્યવસ્થાપક,—**“હિન્દુગૌરવ ગ્રંથમાળા”**

પૂર્ણ પ્રીતિ હોય, જેના શરીરનો વર્ણ સુંદર તથા મનોહર હોય, જેના હૃદયમાં ઉદારતાનો સંપૂર્ણ નિવાસ હોય, જેનો પરમાત્મામાં પૂર્ણ અનુરાગ હોય અને જે શૃંગારકલામાં નિષ્ણાત હોય તે સ્ત્રીને 'પદ્મિની' સંજ્ઞાથી ઓળખવામાં આવે છે.

**ચિત્રિણી**

જે નારીના શરીરના સર્વ અવયવો પ્રમાણપુરઃસર રચાયલા હોય; જે રતિના રસને સર્વ પ્રકારે જાણનારી હોય, જેની દૃષ્ટિ વિશાળ તથા હૃદયહારિણી હોય, જેનાં નયનો નીલ પદ્મ સમાન હોય, જેની નાસિકા તિલપુષ્પની સ્પર્ધા કરનારી હોય, જેના શરીરનો વર્ણ કાંચન સમાન તેજોમય હોય, જેનાં કુચો કઠિન હોય, જેની ગતિ–ચાલ–હસ્તિનીની ગતિ સમાન હોય, જેની વાણી સુધા સમી મધુરી હોય, જે ચતુરા તથા મિતભાષિણી હોય, જેનો કાવ્ય, શિલ્પ, સંગીત તથા ચિત્ર આદિક લલિતકલાઓમાં પર્યાપ્ત અનુરાગ હોય, સુશીલતા જેનો વિશિષ્ટ ગુણ હોય અને જેના વદનમંડળમાં વિચિત્ર સૌન્દર્યનો અધિકાર વ્યાપેલો હોય તે નારીને 'ચિત્રિણી' નામથી ઓળખવામાં આવે છે. ચિત્રિણી ચપલાના દેહ તથા જનનેન્દ્રિયમાંથી મધુ (મદ્ય) સમાન ઉત્તમ સુગંધ આવ્યા કરે છે એ પણ લક્ષમાં રાખી લેવાનું છે.

એ ઉપરાંત ચિત્રિણી સ્ત્રીનાં જે વિશેષ લક્ષણો કહેવામાં આવ્યાં છે તે એ છે કેઃ જે સ્ત્રી દયાલુ તથા ક્ષમાશીલા હોય છે; દેવપૂજામાં નિરંતર તત્પર રહેનારી હોય છે; પોતાનાં વડિલ જનો તથા ઉત્તમ જનોના સત્કારના કાર્યમાં નિપુણ હોય છે; જે પતિવ્રતા હોઇને પરપુરુષમાં સહોદર ભાવ રાખનારી અને મંજુલા હોય છે તે ચિત્રિણી કહેવાય છે.

**શંખિની**

જે સ્ત્રીનાં લોચનો દીર્ઘ હોય; પોતે કદમાં લાંબી હોઇને સર્વાંગસુંદરી હોય; કામના ઉપભોગ અર્થાત્ હાવ ભાવ તથા કટાક્ષ આદિકમાં રસીલી હોય; જેનાં સ્તનો કઠિન હોય; જેનાં વચનો મધુરાં હોય; જેનો કંઠપ્રદેશ ત્રણ રેષાઓથી વિભૂષિત હોય; જેની નાસિકા સહજ ઉન્નત,

જેનું હાસ્ય ઉચ્ચ પ્રકારનું અને જેનું હૃદય નિરંતર મદનબાણુથી વ્યાકુલ અથવા વિદ્ધ રહેનારું હોય તેમ જ કામકેલીમાં જેનું ચાતુર્ય પ્રશંસનીય હોય તે સ્ત્રીને 'કામશાસ્ત્ર'માં 'શંખિની' નામથી ઓળખવામાં આવે છે. કેટલાક પંડિતોનો એવો અભિપ્રાય છે કે શંખિની ગુણુ તથા શીલયુક્તા હોવાથી પરપુરુષની ઇચ્છા કરતી જ નથી અને કેટલાકોની માન્યતા અનુસાર કોઇક શંખિની પરપુરુષની ઇચ્છા કરે છે તો કોઇ શંખિની પરપુરુષની ઇચ્છા નથી પણ કરતી એટલે એકપાતિવ્રત્ય એ શંખિની સ્ત્રીઓનો શાશ્વત ગુણુ છે એમ તો ન જ કહી શકાય, અને એ જ અભિપ્રાય યથાર્થ છે. શંખિની સ્ત્રીના શરીર તથા જનનેન્દ્રિયમાંથી જે ગંધ આવે છે તે ગંધ ક્ષારના ગંધ સમાન હોય છે.

**હસ્તિની** જે સ્ત્રીનો સમસ્ત દેહ સામાન્યતઃ સ્થૂલ હોય, જેના ઓષ્ઠો–હોઠ–સ્થૂલ હોય, જેનો નિતંબ ભાગ સ્થૂલ હોય, જેની આંગળીઓ સ્થૂલ હોય તથા જેના કુચો પણ સ્થૂલ હોય; જેનાં નેત્રો રક્તવર્ણુ હોય, જેનો કેશકલાપ અદીર્ઘ–ટૂંકો–હોય, કામની અત્યંત અભિલાષા જે સ્ત્રીના હૃદયમાં નિરંતર થયા કરતી હોય, જે સ્ત્રી કામાભિલાષિણી હોવાથી રતિકેલીમાં નિરંતર લીન રહેનારી હોય, જેના નિતંબો કાંઇક નીચા ઢળેલા હોય, જેની નાસિકા સ્થૂલ હોય, જેના શરીર તથા જનનેન્દ્રિયમાંથી મદિરાના ગંધ જેવો ગંધ આવ્યા કરતો હોય અને જે પરપુરુષના સમાગમની અભિલાષાને હૃદયમાં ધારણુ કરનારી હોય, તે સ્ત્રીને 'કામશાસ્ત્ર'માં 'હસ્તિ'ની નામથી ઓળખવામાં આવે છે.*

---

* 'કાશીખડ'માં સ્ત્રીની જે 'હરિણી' તથા 'વડવા' નામક બીજી બે જાતિઓ વર્ણુવાયલી છે તેમનાં લક્ષણો પણ વાચકોની જાણમાટે અહીં આપવામાં આવેછે.

**હરિણી** જે જાયાનું મસ્તક દીર્ઘ તથા સરળ હોય, સુરનર પણ જેના સમાગમની ઇચ્છા રાખતા હોય, જેનો સુગંધમાં અતિશય અનુરાગ હોય, જેનો અહાર અલ્પ અને જેને નિદ્રા બહુ હોય, જેનાં હસ્ત તથા ચરણુ સૂક્ષ્મ તથા સરળ હોય, જેનો ભાલપ્રદેશ લઘુ તથા જેનાં શ્રવણો દીર્ઘ હોય, જેની ગતિ હંસ સમાન

એ ચાર પ્રકારની પ્રમદાઓને વળી અનુક્રમે દેવી, અપ્સરા, યક્ષિણી તથા રાક્ષસી એવી અન્ય ચાર સંજ્ઞાઓ અપાયલી છે અને તેમનાં તે તે નામની સાર્થકતાને દર્શાવનારાં વિશિષ્ટ લક્ષણો પણ આપવામાં આવ્યાં છે.

---

હોય, જેનો કંઠપ્રદેશ સરળ હોય, જેનાં લોચન વિશાળ, જેનું વક્ષસ્થળ સૂક્ષ્મ તથા જેની ચપળતા હરિણી સમાન હોય, જે લીલાં તથા પીળાં વસ્ત્રોમાં અનુરાગ રાખનારી હોય, જે નૃત્ય તથા સંગીત આદિના સમારંભને ઇચ્છનારી હોય, જે કામાતુરા થઇને રતિક્રીડા કરનારી હોય, જેનું મસ્તક સઘન હોય, જેનો કંઠસ્વર ગાંધાર હોય, જે રક્તમણી તથા મુક્તા આદિના શૃંગારને નિરંતર ઇચ્છનારી હોય, શયનમંદિર અથવા વિલાસમંદિરમાં જે અતિશય લજ્જાને પાળનારી હોય અને પતિના હૃદયને આનંદમગ્ન કરનારી હોય તે જાયા 'હરિણી' છે એમ જાણવું.

**વડવા** જે સ્ત્રી દીર્ઘકાય–લાંબી–તથા દેખાવડી હોય, જેનું વદનમંડળ ગંભીર હાસ્યવડે મંડિત રહ્યા કરતું હોય, જેનું સૌન્દર્ય રંભા સમાન હોય, જે સુંદરી બહુ ભોજન કરતી હોય–એટલે કે જેનો આહાર અધિક હોય–, જે લંબોદરી હોય, શીઘ્રગામિની–ઉતાવળથી ચાલનારી–હોય, જેનામાં સત્ત્વગુણનો સંપૂર્ણ નિવાસ હોય, જે સત્પાત્ર બ્રાહ્મણોમાં પૂજ્યભાવ રાખનારી તથા તેમને દાન આપીને માન ક્ષમા તથા કૃપાનો પરિચય કરાવનારી હોય, જેના હાથની આંગળીઓ સ્થૂલ હોય, જેનાં કુચ, કટિ તથા વક્ષસ્થળ સમાન હોય, જે વિચિત્ર ફળને ભક્ષનારી હોય, જેના દાંત દીર્ઘ હોય, જેનું મસ્તક વિશાળ હોય, જે કામકેલીના પ્રસંગે પુરુષને ખેદ આપનારી–કલાન્ત કરનારી–હોય, જેનો વિલક્ષણ વસ્ત્રોને જ પરિધાન કરવાનો અભિલાષ હોય, જે પોતાના મનમાં મહતી પ્રીતિને કલ્પનારી હોય, જેનાં સ્તનો દીર્ઘ દેખાતાં હોય, જેનું કપાળ ખાડાવાળું હોય, જે પુરુષના બળયુક્ત સમાગમને ઇચ્છનારી હોય, પુરુષના તાડન તથા તર્જનથી પુરુષપર સંતુષ્ટ રહેનારી હોય અને જે અત્યંત નિદ્રાલુ હોય તે સ્ત્રી 'વડવા' નામથી ઓળખાય છે, એમ કાર્તિક સ્વામીએ અગસ્ત્ય મુનિને કહેલું છે.

**દેવી, અપ્સરા, યક્ષિણી અને રાક્ષસી**

જે વનિતાનું વદન પ્રફુલ્લ હોય, જે પરોપકારમાં તત્પર રહેનારી હોય અને સુલક્ષણવતી હોય એવા દેવતુલ્ય ગુણોને ધરાવનારી સ્ત્રી 'દેવી' નામથી ઓળખાય છે; જે નારી બુદ્ધિશાલિની, યુક્તિમતી, કલાનિપુણા, તથા ગાંધર્વસમાન લક્ષણોવડે વિભૂષિતા હોય છે, તે સ્ત્રી 'અપ્સરા' નામથી ઓળખાય છે; જે લલના ગૌરવર્ણા, ઊભાં સ્તનોવાળી, રોષદર્શિકા, મદિરા આદિનું સેવન કરનારી અને યક્ષ સમાન લક્ષણોવાળી હોય છે તે સ્ત્રીને 'યક્ષિણી' નામથી ઓળખવામાં આવે છે અને જે સ્ત્રી પોતાના સ્વામી કિંવા નવયુવક પુત્રની હત્યા કરી નાખતાં પણ નથી ડરતી, નિરંતર પરપુરુષ સાથે વ્યભિચાર કરતી રહે છે અને રાક્ષસનાં લક્ષણો ધરાવનારી હોય છે તેને 'રાક્ષસી' નામથી ઓળખવામ! આવે છે.

એ ભેદો ઉપરાંત સ્ત્રીઓના તેમના શુભાશુભ ગુણો અનુસાર કેટલાક અન્ય ભેદો પણ માનવામાં આવ્યા છે અને તે આ પ્રમાણે: જેનું શરીર સ્થૂલ, જેનો સ્વભાવ ક્રોધિષ્ઠ, જેનો વર્ણ શ્યામ, જેના ઓષ્ઠ લાંબા અથવા જાડા, જેની નાસિકા નાની, જેનાં સ્તનો ઢીલાં, જેનો કટિભાગ શુષ્ક, તથા જેનું ઉદર ઊંચું હોય છે અને જે કલહપ્રિયા હોય છે, તે સ્ત્રી કૃત્યા કહેવાય છે તેમ જ જે સ્ત્રી સ્વાર્થ હોય ત્યાં લગી જ સ્નેહ રાખનારી ને સ્વાર્થ સરી ગયા પછી વૈરભાવે વર્તનારી હોય તે સ્ત્રી 'શાકિની' અને પોતાના અત્યંત અલ્પ લાભમાટે અન્યના હિતનો નાશ કરી નાખનારી નારી 'ડાકિની' સંજ્ઞાથી ઓળખાય છે. એ જ પ્રમાણે સ્ત્રીના (૧) ઉત્તમા (૨) મધ્યમા તથા (૩) અધમા એવા વળી અન્ય ત્રણ ભેદો પણ વર્ણવાયલા છે. જે પ્રમદા પતિપરાયણા તથા ધર્મપરાયણા હોય તે ઉત્તમા કહેવાય છે. જે ઉત્તમા પ્રમદા હોય છે તે કોઈ પણ પ્રકારનું અનિષ્ટ કર્મ નથી આચરતી, પરપુરુષ પ્રતિ દૃષ્ટિપાત પણ નથી કરતી; દેવ, દ્વિજ તથા અતિથિ આદિને સત્કારતી રહે છે, વ્રત તથા ઉપવાસ આદિક ધર્મકાર્યો

કરતી રહે છે અને સ્વામિસેવામાં નિરંતર તલ્લીન રહ્યાં કરે છે; જે લલના ગુરુજનોની સેવામાં નિરંતર નિયુક્ત રહેવાના કારણથી પરપુરુષના સંગનો અવકાશ ન મળી શકતાં નિરુપાય થઇને પોતાના પતિપ્રતિ પ્રેમ દર્શાવતી રહે છે તથા પતિની અનુગામિની થાય છે; દુરાચારમાટે અનુકૂલ ગુપ્ત સ્થાન ન મળી શકવાથી સદાચારિણી રહે છે અને એ કારણથી જેની શારીરિક શુદ્ધતાનું સ્વાભાવિક રક્ષણ થતું રહે છે તે લલના 'મધ્યમા' કહેવાય છે અને જે સ્ત્રી નિંદ્ય તથા નીચ વંશમાં જન્મેલી હોય; બહુ જ દુષ્ટ, ધર્મહીન, કલહપ્રિયા તથા દુર્મુખ હોય; પોતાના સ્વામીને શત્રુ સમાન ગણી તેનો તિરસ્કાર કરી તેના હૃદયમાં નિરંતર દુ:ખના આઘાતો કર્યા કરતી હોય અને પરપુરુષની સેવામાં નિરંતર તત્પર રહેનારી હોય તે સ્ત્રી 'અધમા' મનાય છે. એવી નીચવંશોદ્ભવા અધમા અબળા કદાચિત્ વિદુષી તથા ધાર્મિકા હોય, તો પણ પરપુરુષના સમાગમ દ્વારા પોતાની પવિત્રતાનો વિનાશ કરાવતી રહે છે; તેના મનમાં ઉત્તમ વસ્ત્રાભૂષણોવડે પોતાના શરીરને શૃગારવાનો અતિશય અભિલાષ રહ્યા કરે છે, સ્વરૂપસુંદર પરપુરુષને જોઇને તેનાં અંગો કામાગ્નિથી દગ્ધ થવા માંડે છે, ગુરુજનોના સદુપદેશનેતે કદાપિ નથી માનતી, તેનો અનુરાગ ક્ષણભંગુર અથવા ક્ષણજીવી હોય છે અને તેના મનની ચંચળતાની સીમા જ નથી હોતી.

**વધૂપરીક્ષાનું તારતમ્ય**

અત્યાર સૂધી વિવાહયોગ્ય કન્યાની પરીક્ષાના સંબંધમાં જે વિવેચન આપણાં પુરાતન ધર્મશાસ્ત્ર, જ્યોતિ:શાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર, વૈદ્યકશાસ્ત્ર તથા કામશાસ્ત્ર આદિ શાસ્ત્રોના આધારે કરવામાં આવ્યું છે તે વિવેચનમાં વિવાહયોગ્ય કન્યા અથવા વધૂનું શરીર નીરોગી હોવું જોઇએ, તેના યોગે વંશમાં વ્યાધિનો પ્રસાર ન થવો જોઇએ, તે પોતાનાં પતિનાં નેત્ર તથા હૃદયને આનંદ અર્પનારી હોવી

જોઇએ, તે કલહપ્રિયા અથવા કર્કશા ન હોવી જોઇએ, તેનાં અંગો મૃદુ તથા તેની વાણી સૌમ્ય હોવાં જોઇએ અને તેનું ચારિત્ર્ય શુદ્ધ હોવું જોઇએ ઇત્યાદિ જે વિષયો વર્ણવાયલા છે તે ધાર્મિક તથા વ્યાવહારિક દૃષ્ટિથી પણ અત્યંત મહત્ત્વના છે; કારણ કે, એ સર્વ ગુણોના યોગે જ સંસાર-શકટ નિરંતર સરળ માર્ગમાં ચાલી શકે છે અને સ્ત્રીમાં જો એ ગુણોનો અભાવ હોય, તો સંસાર સુધામય થવાને બદલે વિષમય જ થઈ પડે છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં સ્ત્રીના એ ગુણોમાંના અધિકસંખ્ય ગુણોનો તો જ્યારે કન્યા પરણીને સંસારમાં પડી જાય છે ત્યારે કેટલોક સમય વીત્યા પછી જ અનુભવ થઈ શકે છે અને તેના અલ્પસંખ્ય ગુણો જ તેના લગ્ન પૂર્વે આપણા જોવા તથા જાણવામાં આવી શકે છે. આપણા આર્ય અથવા હિન્દુસંસારમાં જ્યાં એક વાર લગ્નના યોગે સ્ત્રી તથા પુરુષનો દંપતીસમ્બન્ધ બંધાઇ જાય છે એટલે પછી એ સમ્બન્ધ મૃત્યુ પર્યન્તનો થઇ જાય છે; કારણ કે, આપણાં આર્યધર્મશાસ્ત્રોનો સિદ્ધાંત જ એવા પ્રકારનો છે; અને તેમાં પણ વળી જે હિન્દુજાતિઓને ઉચ્ચ જાતિઓ તરીકે સ્વીકારવા-માં આવી છે તે ઉચ્ચ જાતિઓમાં તો એ સિદ્ધાન્તનું કઠિન પાલન કરવામાં આવે છે. એટલામાટે એ કદાપિ ન તોડી શકાય તેવા લગ્ન-સંબંધને બાંધવા પૂર્વે દંપતીના ભાવિસુખના સંબંધમાં કોઈ પણ પ્રકારની શંકા મનમાં ન રહેવા પામે એ હેતુથી સાક્ષાત્ ધર્મશાસ્ત્ર ઉપરાંત વૈદ્યકશાસ્ત્ર, કામશાસ્ત્ર, જ્યોતિઃશાસ્ત્ર તથા સામુદ્રિકશાસ્ત્ર અને આવશ્યકતા જણાય તો આધુનિક મસ્તિષ્કવિદ્યા આદિ અન્યાન્ય શાસ્ત્રોની પણ આવશ્યક સહાયતા લઇને વધૂ તથા વરનાં માતાપિતા અથવા ગુરુજનોએ તેમના ભાવિસંસારની યથાશક્ય નિર્દોષ વ્યવસ્થા કરવાનો પર્યાપ્ત પ્રયત્ન કરવો એ જ વધૂ તથા વરની પરીક્ષાને અસ્તિ-ત્વમાં લાવવાનો આપણા પૂર્વજોનો સ્તુત્ય તથા પ્રશંસનીય આશય હતો અને તેમના એ સ્તુત્ય આશય અનુસાર અત્યારે પણ જો વધૂ તથા વરનું આવી પરીક્ષા પછી જ નિર્વાચન કરવામાં આવે, તો

તેથી તે નિર્વાચિત વધૂ તથા વરનો ભાવિ સંસાર નેવૂ ટકા તો અવશ્ય સુખાવહ થઈ શકે એ સર્વથા નિર્વિવાદ છે.* અર્થાત્ વધૂ તથા વરની

---

* બ્રહ્મસમાજના એક તેજસ્વી નેતા અને મહાપ્રભાવશાળી પુરુષ મહાશય પ્રતાપચંદ્ર મુઝુમદારનો લગ્નસંબંધ એક એકાદશવર્ષીયા અશિક્ષિત કુમારિકા સાથે થયો હતો. પોતાના એ લગ્નગ્રંથિના સંબંધમાં પ્રતાપચંદ્રે એવા ઉદ્ગારો કાઢેલા છે કે: "વિવાહગ્રંથિ એક પરમગૂઢ વિષય છે. લગ્ન ઈશ્વરના ગૃહની એક નિયત યોજના છે. મારી પત્ની સૌદામિની અગિયાર વર્ષના વયની પણ ભાગ્યે જ હશે અને તે કદાચિત્ એક અથવા બે વાર અમસ્તી મારી દષ્ટિયે પડી હશે; પરંતુ લગ્નવિધિથી તે મારી પત્ની થતાંની સાથે જ મારો તેનામાં અપરંપાર તથા અનુપમેય પ્રેમ બંધાઈ ગયો. કામદેવ પ્રથમથી જ અંધ હોવાથી બાલવિવાહમાં તેનાં નેત્રો ક્યાંથી ઊઘડે વારુ? પરંતુ મારો એવો નિશ્ચય છે કે જે અનુભવ મને પ્રાપ્ત થયા છે તે જ અનુભવ અન્ય સહસ્રાવધિ વરરાજાઓનો પણ હોવો જોઇએ. એ પ્રેમ કેવી રીતે ઉત્પન્ન થાય છે? બાલ્યકાલિક ઉત્કંઠિત મનોદેવતાએ એ પ્રેમને પ્રથમથી જ ભાવિત કરેલો હોય છે કે શું? અથવા રુઢિના બળથી આવા પ્રકારના આ લગ્નગ્રંથિને અપરિહાર્ય માનીને મનોદેવતા પ્રેમના માર્ગમાં આકર્ષાય છે? કિંવા પ્રેમ તે સમયપૂરતું એક કુતૂહલમાત્ર જ છે? અથવા તો એ પ્રેમ બાલ્યકાળનો કેવળ એક ખેલ જ છે? નહિ; એમ નથી. વસ્તુસ્થિતિ એથી સર્વથા વિપરીત અને અત્યંત ભિન્ન પ્રકારની છે. જે દિવસે મેં યથાવિધિ મારી પત્નીનું પાણિગ્રહણ કર્યું હતું તે ઘટનાને આજે ત્રીસ વર્ષ જેટલો સમય વીતી ગયો છે છતાં મને અદ્યાપિ એવો જ ભાસ થયા કરે છે કે જાણે સંસારમાંની સર્વ સ્ત્રીઓના સમુદાયમાંથી મારી પત્નીને મારા લાયક એક સર્વોત્કૃષ્ટ સ્ત્રી તરીકે જ મેં ચૂંટી લીધી છે. મને મારી પત્ની સમાન સર્વોત્કૃષ્ટ સ્ત્રી અન્ય કોઈ દેખાતી જ નથી; કારણ કે, મારો તેનામાં ગમે તેવો તથા ગમે તેટલો અગાધ તથા શુદ્ધ પ્રેમ હોવા છતાં પણ તેણે આજ સૂધી જે એકમેવાદ્વિતીય અથવા અનન્ય પ્રેમથી મારી સેવા કરીને મારા પુરુષજન્મને ધન્ય કરી દીધો છે તે તેના મહોજ્જ્વલ પ્રેમ સાથે સરખાવતાં મને મારો પોતાનો પ્રેમ નિર્બળ તથા નિસ્તેજ જ દેખાયા કરે છે. મારી પેઠે અને મારી અલ્પવયસ્કા દીન પત્ની પ્રમાણે જે કોઈ પણ નરનારીઓ આ ઈશ્વરકૃત નિયમ સમક્ષ નમ્રભાવથી મસ્તક નમાવીને બાલ્યકાલિક નિષ્કપટ આનન્દપૂર્વક ઈશ્વરમાં વિશ્વાસ રાખી લગ્ન કરવાને તૈયાર થઈ જશે

યોગ્ય પરીક્ષા ઉપર જ તેમના લગ્નની સફળતાનો આધાર રહેલો હોવાથી આ વિષયને આટલા વિસ્તારથી અહીં ચર્ચવામાં આવ્યો છે અને હજી વરપરીક્ષાનો વિચાર તો બાકી છે; એટલે હવે વધૂપરીક્ષાના વિષયની અહીં પરિસમાપ્તિ કરીને આપણે વરપરીક્ષાના વિવેચનને આરંભીશું.

---

તે નરનારીઓને ઈશ્વર આવશ્યક ધૈર્ય સમર્પીને તેમના ભાવી સંસારને નિરંતર સુખમય કરતો રહેશે એ સર્વથા નિઃસંશય છે. આ વિધાનથી હું બાલ્યવિવાહનો પક્ષપાત કરી રહ્યો છું એમ કોઇએ પણ માની લેવાનું નથી. મારા કથનનો આશય એટલો જ છે કે લગ્નનો જે ગંભીર ધર્મવિધિ છે તેને જો નિષ્ઠાપૂર્વક પૂર્ણ કરવામાં આવે, તો તેના યોગે સ્ત્રીપુરુષ ઉભયનાં અંતઃકરણોમાં ગહન, શુદ્ધ તથા કોમલ ભાવનાઓ પોતાની મેળે જ ઉત્પન્ન થઈ જાય છે. તે વિવાહગ્રંથિમાં જ લગ્નથી પૂર્વે અને લગ્નથી પછી જેમની આવશ્યકતા અનિવાર્ય હોય છે તે સર્વ વિષયોની ઉપાસના તથા સિદ્ધતા સ્વયંમેવ થતી રહે છે. પરસ્પર પ્રતિકૂલ વૃત્તિ અથવા સ્વભાવ ધરાવનારાં વર તથા વધૂ પણ લગ્નના ધાર્મિક વિધિમાંની તેમની નિઃસીમ નિષ્ઠાના યોગે પરસ્પર અનુકૂળ વૃત્તિ અથવા સ્વભાવ ધરાવનારાં થઈ જાય છે એવાં અનેક ઉદાહરણો વિદ્યમાન છે............બાલ્યવિવાહમાં વર તથા વધૂની સંમતિ વિના આપણા દેશમાં વડિલ મનુષ્યોના હસ્તે લગ્નકાર્ય સિદ્ધ થતાં હોવા છતાં જે દેશમાં યુવકો તથા યુવતીઓનાં લગ્ન તેમની પોતાની ઇચ્છા અનુસાર થાય છે તે દેશનાં દંપતીઓ પ્રમાણે જ આપણી બાલ્યવિવાહપદ્ધતિથી પરણેલાં હિંદુ દંપતીઓ પણ પોતાના આયુષ્યને સુખપૂર્વક વીતાડતાં રહે છે."

માન્યવર પ્રતાપચંદ્ર મુઝુમદારના આ વિધાનથી અમોને તો નિર્વિવાદ એમ જ જણાય છે કે તેમની અલ્પવયસ્કા તથા અશિક્ષિતા ધર્મપત્નીના યોગે તેમનો સંસાર જે આટલી સીમાપર્યન્ત સંતોષદાયક તથા સુખમય થઈ શક્યો હતો તે તેમના ગુરુજનોદ્વારા થયેલા વધૂના યોગ્યતમ નિર્વાચન તથા વધૂના ગુરુજનોદ્વારા થયેલા વરના ઉત્તમ નિર્વાચનનું જ ઇષ્ટ પરિણામ હતું. જ્યાં યોગ્યનિર્વાચનથી બાલ્યવિવાહનું પણ અનિષ્ટ પરિણામ નથી થતું ત્યાં યોગ્ય નિર્વાચનથી કરાયલા યૌવનપૂર્વકાલિક વિવાહનું અનિષ્ટ પરિણામ તો કદાપિ ન જ થાય અને કદાચિત્ થાય તો અપવાદરૂપ જ થાય એ સર્વથા સ્વાભાવિક છે.